# પારસી પ્રકાશ,

અથવા

ઓ ઈરાનથી હિંદુસ્તાન આવ્યા ત્યારથી તે અત્યાર સુધીમાં તેઓના સંબંધમાં બનેલા અગત્યના બનાવોની વર્ષોને અનુક્રમે નોંધ.

રચનાર,

બહમનજી બેહરામજી પટેલ.

## ભાગ ૧ લો.



મુંબઈ,

દફતર આશકારા છાપખાનામાં છપાયું, 

રૂસ્તમજી નવરોજજી આગાખાને છાપ્યું.

કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ નં. ૯૦

સને ૧૮૮૮ ઈસવી– ૧૨૫૭ યઝદજરદી.

# PARSEE PRAKASH

BEING

[illegible]F IMPORTANT EVENTS IN THE GROWTH [illegible]

[illegible] IN WESTERN INDIA

તા૦ ૧૨ મી આપરેલ.

રોજ ૨૦ માહ ૭ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને પુણાંની પાસે આવેલાં સેનારા ગામ મધે અતરૂવાળા શેઠ માણેકજી નશરવાંનજી પીટીટની આગેવાંની હેઠલ અંજુમનના ઉધરાતથી એક દોખમું ત્યાંવાલા શેઠ કાવશજી શાપુરજી હાથીખાઈની મારફતે બંધાવી પરકાવ્યું હતું.[1]

તા૦ ૨૦ મી આપરેલ.

રોજ ૨૮ માહ ૮ (કદ૦) ૧૨૨૬ યજદજરદી.

**મરણ**—દસ્તુર મોબેદજી શોરાબજી કુમાના—ઉમર વર્ષ ૬૨) સુરતવાલા દસ્તુર શોરાબજી રૂસતમજી કુમાના વડા દીકરા. એવાગુને ઈ૦ સ૦ ૧૮૨૮ માં પોતાના બાપનાં મરણથી સુરતના કદમી પારસીઓના વડા દસ્તુર ઠેરવ્યા હતા.

તા૦ ૨૩ મી આપરેલ.

રોજ ૧ માહ ૮ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

**મરણ**—મેહરવાંનજી હોરમજદજી ફરેજરના—ઉમર વર્ષ ૭૧) સુરતવાલા આ૦ હોરમજજી રૂસતમજી દગબારીના દીકરા. એવાગુ પ્રથમમાં કોકણ જીલાનાં કશટમ ખાતાંમાં મેહશુલ વશુલ કરવા પર, અને ત પછી ગુજરાતનાં કમરશીયલ ખાતાંમાં રૂની ખરીદી પર નેટીવ એજંટ હતા. તે ખાતું ઈ૦ સ૦ ૧૮૩૩ માં નીકલી જવાથી એમની તેનાં સંબંધમાં કીમતી નોકરીઓના બદલામાં તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૩૩ ને દીને મુંબઈ મધે નામદાર ગવરનર અરલ ઑફ ક્લેર પરેલના સરકારી મેહલમાં એવણુને એક એલાટ ભેટ આપ્યો હતો. એ પછી એવણે ભરૂચ તરફ પાકતો રૂ ઘણીક મેહનત તથા પઈશા ખરચી સુધારી પોતાને હીસાબે ઇંગલાંડ મોકલવા માંડયો. તે લંડન તથા લીવરપુલનાં બજારમાં ઘણો સરસ માલમ પડવાથી તે બાબેની શાબાશીમાં તા૦ ૧૪ મી આગસ્ટ ૧૮૩૯ ને દીને કલકતાથી લારડ આકલંડની કૌનસીલ તરફથી એક મીનીટ લખાઈ મુંબઈની સરકાર ઉપર આવી હતી. એ રૂઈનો માલ સુધારવા તથા તેનો બેપાર ખીલવવાને એવણે ઘણી કોશીશ કીધી હતી, અને ભરૂચનું જાણીતું અમજદ બાગનું મકાન પોતાને સ્વાધીન લઈ તેમાં રૂની વખારો, ચરિકાઓ તથા ચરકાઓ પોતાને ખરચે બંધાવ્યા હતા. તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૪૦ ને દીને સુરત મધે સરકાર તરફથી કસટમ માસટર મી૦ પેલીએ એક દરબાર ભરી એવણુને એક સરપાવ આપ્યો હતો. ભરૂચ તથા અંકલેસર મધે એવણે મુસાફરોના ઉતારાને કાજે ઈ૦ સ૦ ૧૮૩૫ તથા ૧૮૪૭ માં મોટી ધર્મશાલાઓ, તથા સુરત મધે નાનપરામાં આગબોટના ઉતારૂઓને માટે એક મોટો પુશતો રૂ૨૦૦૦૦) ખરચીને આએજ શાલમાં બંધાવ્યો હતો. એ ઉપરાંત સુરતની કેટલીક જુની દરેમેહરો તથા ધર્મશાલાઓની પોતાને ખરચે મરામત કરાવી હતી.

તા૦ ૨૫ મી આપરેલ.

આજ દીને સુરત મધે મરહુમ શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરનાં ઉઠમણાંમાં રૂ૬૦૦) ની રકમ ત્યાંનાં આંધલાં પાંગલાં જરથોસ્તીઓનાં ફંડ મધે આપવામાં આવી હતી.[2]

તા૦ ૩૦ મી આપરેલ

રોજ ૮ માહ ૯ (કદ૦) ૧૨૨૬

**મરણ**—નશરવાંનજી ભીખાજ
૬૨) શેઠ ભીખાજી બેહરામજી માર
પેહલેપેહલા ઈ૦ સ૦ ૧૮૧૪ માં ...
હતા, અને ત્યાં અફીમના મોટા
પોતાના બનેવી શેઠ કાવશજી હોર
આડતમાં કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૩૯
ડંખેજી વાલશા હરતકના બાપારીએ
અફીનના એવાગુને ફાલેના ૮૦૦
માં ડંખેજ સરકારે આપવા
વગર લેવાને એવાગુ કે...
સરકારમાં રહી
વર્ષે તા૦ ૨૦
આવ્યા

---

[1] એ દોખમું પરકવાનાં જશનમાં શામેલ થવાને શેઠ માણેકજી નશરવાંનજી પીટીટે તા૦ ૨૮ મી મારચ ૧૮૫૭ ને દીનેનાં બને જમશેદમાં જાહેર ખબર છપાવી સર્વે જરથોસ્તીઓને અરજ કીધી હતી.

એ દોખમાંના દરવાજા ઊપર નીચલી તખ્તી કાચા પથ્થર ઊપર કોતરેલી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદત હોજો.

"આ એ દખમું હજરત જરતોશત સપેતમાંન અનો-
"શેહરવાંનની બરહક ને બેશક પાક દીનના જરતોશતી
"સાહેબો શ્રી મુંબઇના તથા સીતારેના અનજુમનની
"જનાબમાં નેકનાંમ મરહુમ પારશી શાપુરજી હોરમજજી
"હાથીખાઈએ એઆતેબારશ કરીઆ ઊપરથી રૂપીઆનું ફંડ-
"રાંનું કરીઊ. તેને પુસંદ ઇછનારા શ્રી મુંબઇના જર-
"થોસતી સાહેબોએ મોટો આસરો આપીઓ ને નેકનાંમ
"પારશી માણેકજી નોશરવાંનજી પીટીએ એ કામ પોતાને
"માથે લેઇને નેકનાંમ પારશી કાવશજી શાપુરજી હાથીખા-
"ઈને સોંપીઊ તું તે ખોદા સાહેબની બખશેશથી તઈઆર
"થયું. અશો રવાંનોની બારાગેશાને તથા પુજરોગ
સતે શને ૧૨૨૬ ઇઆજદેજરદી ને શાવંત
... ... ઘશવી શાલમાં ... બનવીને
...

ખાસ સેશન ભરવામાં આવી હતી. આ વેળાએ બોલા-વેલા ગ્રાંડ જ્યુરીમાં નીચલા પારસી ગ્રહસ્થો બેઠા હતા[૧] :—

શેઠ અરદેસર ખરશેદજી વાડીઆ, હોરમજજી જાંગીરજી દાદીશેઠ, માણેકજી નશરવાનજી પીટીટ, અરદેસર ડોસાભાઈ મુનશી.

તા૦ ૨૨ મી મેએ.

રોજ ૩૦ માહ ૮ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ મોટીબાઈ તે શેઠ એદલજી ખરશેદજી બાકજરના વીધવાનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ ૭૭૦) ની રકમ ધર્મખાતાંઓમાં આપી હતી.[૨]

શરેશતા પ્રમાણે મુંબઈની સદર અદાલતની બાહલી લેતાં નામદાર જડજો ફ્રીઅર અને હારીસને તા૦ ૨૯ મી અકટોબરને દીને ઉપલા બંધવાઓમાંના ૫) જણાને છોડી મુકયા તથા ૭) ની સજામાં ઘટાડો કીધો, જેથી સઘળા મલી ૩૯) બંધવાઓને નીચે મુજબ સજા થાઈ હતી :—

૨) જણાને ફાંસીની સજા, ૧૧) ને જન્મ દેશનીકાલ, ૧) ને દશ વર્ષ બંદીખાને, ૯) ને ત્રણ ત્રણ વર્ષ, ૧૩) ને બે બે વર્ષ, અને ૩) ને એકકું વર્ષ.

ઉપલા બંધવાઓમાં બે પારસીઓ નામે જીવરાજ પેશવાજી કમાલખાં અને ફેરબાદ કાવરાજી પોપટીને જન્મ દેશનીકાલની સજા થઈ હતી, તથા બાકીના બધા મુસલમાનો હતા. એઓમાંના ફાંસીની સજા મલેલા પેહલા બે નામે મહમદ પનાહ અને અબદુલ રસુલને દસ્તુર અરદેસર હોરમજજી કામદીનજીના તથા બેજનજી શેહરીઆરજી ભરૂચાનું ખુન કરવા માટે તેઓની છાવણીને દીને એટલે [illegible]ડેસેમબર ૧૮૫૭ ને દીને ભરૂચ મધે ફાંસી

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૫ માહ ૯ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ રતનજી દાદાભાઈ માણેકજી વાછાનાં ઉઠમણાંમાં તેમના બાપના કાકા સર જમશેદજી જીજીભાઈ નાઈટે રૂ ૫૦૦) તથા મમાવા શેઠ કુવરજી હોરમજજી ભાભાએ રૂ ૩૦૦) મલી રૂ ૮૦૦) ની રકમ ધર્મખાતાંઓમાં આપી હતી.[૩]

તા૦ ૪ થી જુન.

નાશકના સદર અમીન ખાનસાહેબ બરજોરજી ભીખાજી ચહીંઆરને સુરતના પ્રીનસીપાલ સદર અમીન ઠેરવ્યામાં આવ્યા હતા.[૪]

તા૦ ૧૯ મી જુન.

બુશાયરના હાકમ અને સેનાધિપતી જેઓ મુંબાઈ ફરવાને આવ્યા હતા તેઓએ આજ દીને સર જમશેદજી જીજીભાઈની તેમનાં કોટનાં ઘર મધે મોલાકાત લીધી હતી.[૫]

તા૦ ૨૨ મી જુન.

મુંબાઈ મધે ઇનસાફની અદાલતોમાં ઉંચાં કુળની દેશી સ્ત્રીઓને શાહેદી તરીકે નહિં બોલાવી તેમની જુબાનીઓની જરૂર પડે તો તેમને ઘેર લેવા બાબેનો બંદોબસ્ત કરવાને અતરેના સર્વે કોમના આગેવાન દેશી ગ્રહસ્થોએ ગઈ તા૦ ૧૯ મી જુને સુપરીમ કોરટના નામદાર જડજો જોગ એક અરજી કીધી હતી, તેના જવાબમાં આજ દીને નામદાર ચીફ જસટીસ સર વીલ્યમ યારડલીએ શેઠ જગંનાથ શંકરશેઠ અને બહમનજી હોરમજજી વાડીઆ જોગ લખી જણાવ્યું કે ઇનસાફનાં કામમાં આવી રીતનો તફાવત રાખી શકાય નહિં.[૬]

તા૦ ૩ જી જુલાઈ.

મુંબાઈ મધે દરરોજ પારસીઓમાં થતાં મરણની ફીલ આજ દીનથી અતરેનાં જામે જમશેદ પત્રમાં પેહલ વેહલી છપાવા માંડી હતી.

[illegible]ફુલડમાં નુકસાન પામેલા પારસીઓને [illegible]વાલાં બાઈ માણેકબાઈ તથા શેઠ [illegible] જાંગીરજી નશરવાનજી વાડીઆનાં રૂ ૧૦૦૦) ની રકમ તે તરફ રવાંના [illegible] ફુલડને લગતી સઘળી બીનાની [illegible]ગ્રામતે ભરૂચ'' નામે એક ચોપડી [illegible] પેશતનજી વકીલ (રીસાગુર) ની ૧૮૫૮ ના આગશટ માસમાં શેઠ [illegible]ચાંનાંવાલા અને નાનાભાઈ પેશ[illegible]બેદ'' ને નામે છપાવી શેર બહ[illegible]ર્પણ કીધી હતી.

[illegible] મેએ ૧૮૫૭.

[illegible] ગષ્ટ ૧૮૫૭

[illegible] અને

૩ જામે જમશેદ, તા૦ ૨૮ મી મેએ ૧૮૫૭.

૪ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, તા૦ ૪ થી જુન ૧૮[illegible]

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૦ મી [illegible]

તા૦ ૩ જી જુલાઈ.

ચીન મધે પીકીન ખાતેની દરબારમાં જવા નામદાર માહરાંણી તરફનો એલચી રાઈટ હાનરેબલ અરલ ઑફ એલગીન ગઈ કાલ દીને હાંગકાંગ ખાતે આવી પુગો હતો, તે નામદારને તેનાં મકાંનમાં જઈ ચીનના પરદેશી બ્યાપારીઓનાં એક ડેપ્યુટેશને આજ દીને એક માનપત્ર આપ્યું હતું, જે વેળાએ પારસી બ્યાપારીઓમાં શેઠો પેશતનજી ધનજીભાઈ કુરલાવાળા, રુસતમજી ધનજીશાહ કપટાંન, અને જાંગીરજી ફરાંમજી બામજી હાજર હતા; જેઓની તે નામદારે મોટાં માન સાથે મોલાકાત લીધી હતી.[1]

તા૦ ૬ થી જુલાઈ.

આએ વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી બીજીવારની શેશન આજ દીને પુની જડજ સર માથ્યુ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[2]:—

શેઠો નશરવાંનજી મનચેરજી વાડીઆ, શોરાબજી ફરાંમજી પટેલ, બેહરાંમજી જીજીભાઈ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ.

તા૦ ૭ મી જુલાઈ.

આજ દીને મુંબઈવાલા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ સુરતની પાસેનાં ઇછાપોર ગામના તલાવની પાસે પોતાને ખરચે એક મોટો પથ્થરનો ઓવારો બંધાવી ધર્મ ખાતે ખોલ્લો મુકયો હતો.[3]

તા૦ ૧૦ મી જુલાઈ.

રોજ ૧૯ માહ ૧૦ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

**મરણ**—કાવશજી એદલજી બીશની[4]—ઉમર વર્ષ ૫૮). શેઠ એદલજી બેહરાંમજી બીશનીના વડા દીકરા.

એવણ ઈ૦ સ૦ ૧૮૨૭ માં પોતાના બાપ તથા કાકાનાં બ્યાપારનાં કારણસર ચીન ગયા હતા, અને ત્યાં તેમનાં આડતનાં કામ ઉપરાંત પોતે પણ જુદો બ્યાપાર કરતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૦ માં પોતાના બાપનાં મરણથી ૧૩ વર્ષે એવણ મુંબઈ આવ્યા હતા. મુંબઈ મધે ચોપાટીના ડુંગર ઉપર એવણે પોતાના બાપનાં પુનને માટે એક મોટું દોખમું બંધાવી તે તા૦ ૭ મી મેએ ૧૮૪૪ ને દીને પરઠાવ્યું હતું. એ દોખમું મુંબઈ મધે સર્વેથી મોટું છે.

તા૦ ૧૪ મી જુલાઈ.

રોજ ૨૩ માહ ૧૧ (ફ૦) ૧૨૨૬ યજદજરદી.

**મરણ**—હીરજીભાઈ હોરમજજી પસતાકીઆ[5]—ઉમર વર્ષ ૩૨) શેઠ હોરમજજી શાપુરજી પસતાકીઆના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૬ માં પોતાના બાપાનાં મરણ પછી પોતાના ભાઈઓની સાથે "હોરમજજી શાપુરજી સનસ" નાં નામથી ચાલતી પેહડીમાં શામેલ હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૪૪ માં પોતાના વડા ભાઈ શેઠ પેશતનજી હોરમજજી પસતાકીઆ તથા શેઠો અરદેસર રુસતમજી મુનશી અને નશરવાંનજી એદલજી પારખ સાથે "હીરજીભાઈ અરદેસરની કુંપની" ને નામે પેહડી સ્થાપી ચીન ગયા હતા. તે બાદ ઈ૦ સ૦ ૧૮૪૬ માં મજકુર શેઠ નશરવાંનજીનો ભાગ છુટો કરી "પેશતનજી અરદેસરની કુંપની" નાં નામથી વહીવટ ચાલુ રાખ્યો હતો, તેમજ શેઠ બરજોરજી જમાસજી લાલા સાથે ભાગમાં મેસીઅરસ સ્ટીવનસ બ્રધરસની પેહડીની દલાલી કરતા હતા. એવાએ ચીનની ઘણીક સફરો કીધી હતી, અને છેલ્લા હાંગકાંગથી ગઈ તા૦ ૬ થી ફેબરવારીએ અતરે આવ્યા હતા. સુરતની પાસેનાં કરંજ ગામમાં એવણે પોતાના ભાઈઓની સાથે મલી એક દરેમેહર બંધાવી તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૪૯ ને દીને પરઠાવી હતી.

તા૦ ૨૦ મી જુલાઈ.

હિંદુસ્થાંનના ઉપલા ભાગો ખાતે ગયા મેએ માસમાં ગામડી લશકર ખાતાંના સિપાહિએ તેમને આપેલી નવી જાતની બંદુકોની ગોલી સાથનાં કારતુશો ગાએની ચરબીનાં બનાવેલાં છે એવા વેહમ બાદ એક મોટો બળવો ઉઠાવ્યો હતો. તેઓએ બંગાલા બલી ઘણાક યુરોપ્યનોને કાપી નાખ્યા તથા શેહરમાં લુટફાટ ચલાવી. તેમજ દીલ્લી તરફ પણ સખ્ત હુલડ મચાવી ત્યાંની બેંકમાંથી પચાસ લાખ રૂપીઆનો અવેજ લુટી લીધો, તથા ત્યાંના કમીશનરને જીવથી મારી નાખ્યો. એજ મુજબ નીમચથી નશીરાબાદ સુધી

[1] ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૫ મી આગસ્ટ ૧૮૫૭.

[2] બોમ્બે ટાઇમસ, તા૦ ૭ મી જુલાઇ ૧૮૫૭.

[3] આ ઓવારા પર નીચે પ્રમાણે નકશી કોતરેલી છે:—
"શ્રી દાદાર હોરમજદની મદદથી ઇછાપોર ગાંમ મધે "તલાવનો ઓવારો પથરનો બંધાવેઓ ને તઇઆર કરી "શરવે ખુદાતાલાનાં બંદાવોને વાશતે પોતાનાં નામની "ઇઆદગારી ખાતર શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીનાં "રહીં મુંબાઇનાંએ બંધાવીને શ્રી ઇછાપોર ગાંમની રઇ- "એતને બખશેશ કરેઓછે. શવંત ૧૯૧૩ આખાડ શુદ "૧૩ વાર ભોમે રોજ ૧૫ માહ ૧૦ શેનશાહી શને ૧૨૨૬ "એજદેજરદી તા૦ ૭ જુલાઇ ૧૮૫૭ ઇશવી."

[4] શેઠો એદલજી [illegible] રાંમજી કાવશજી બીશનીના બાવા.

[5] શેઠ હોરમજજી હીરજી—

તથા અમબાલા, મીરત, લખનૌ, ફીરોઝપોર, કાનપોર, અને બીજી જગાઓ પર રમખાણ ચાલુ કીધું હતું. આ બળવાથી બહોળી જાતની આફત નીપજી હતી, અને તેથી જેઓને નુકસાન પોહચ્યું તેમને મદદ આપવાને એક ફંડ ઉભું કરવાનો વિચાર કરવાને અતરેના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૮ મી જુલાઈએ મુંબઈના શેરીફ મી૦ એચ. જે. પારકીનસન જોગ ૯૮ ઇંગ્રેજ, ૩૪ હિંદુ, ૩ મુસલમાન, ૧ યાહુદી, ૮ પોરટુગીઝ અને ૬૧ પારસી (સર જમશેદજી જીજીભાઈ નાઈટ, બહમનજી હોરમસજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, કાવસજી જહાંગીરજી રેડીમની, રુસતમજી જમશેદજી જીજીભાઈ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, માણેકજી નશરવાનજી પીટીટ, ભીમજી માણેકજી બનાજી, ફરામજી નશરવાનજી પટેલ, અરદેસર ખરશેદજી દાદીશેઠ, મેહરવાનજી જીજીભાઈ, ડોસાભાઈ શોરાબજી મુનશી, હોમજી ખરશેદજી દાદીશેઠ, બહમનજી જીજીભાઈ, શોરાબજી જીજીભાઈ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, નશરવાનજી ખરશેદજી દાદીશેઠ, ખરશેદજી ફરદુનજી પારખ, જમશેદજી ફરદુનજી પારખ, મનચેરજી જમશેદજી વાડીઆ, ધનજીભાઈ ખરશેદજી સરાફ, નવરોજજી માણેકજી વાડીઆ, શોરાબજી નવરોજજી વાડીઆ, હીરજીભાઈ જહાંગીરજી રેડીમની, હીરજીભાઈ હોરમસજી શેઠના, ફરદુનજી હોરમજજી લશકરી, પેશતનજી માણેકજી જાસે જમશેદવાલા, હોરમજજી બહમનજી વાડીઆ, મનચેરજી પેશતનજી વાડીઆ, રુસતમજી રતનજી વાડીઆ, નવરોજજી ફરદુનજી) ગ્રહસ્થોએ એક રીકવીજીશન મોકલ્યું હતું. તે મુજબ આજ દીને અતરેના ટાઉનહાલમાં એક જાહેર સભા મળી હતી. મુરનશીનની ખુરસી મુંબઈના ગવરનર લારડ એલફીનસટને લીધા બાદ તે નામદારે એક સુભાષીત ભાષણ કરી સંભળાવ્યું. તે પછી શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈએ એક લંબાણ ભાષણ કરી દરખાસ્ત કીધી અને તેને ચીફ-એન્જીનીર મી૦ બરકલીએ ટેકો આપ્યો કે "આએ સભામાં મુંબઈના સઘળી કોમના અને સઘળી જાતના રેહવાસીઓ જે ભેગા થયાછે તેઓ પોતાના સુધારેલ અને દેશી ભાઈબંધો ઉપર ગુજરવાથી જે કાંઈ આફત ગુજરીછે તે વિષે પોતાની ભલી સુચના બતાવેછે, અને જાનની ખુવારી તથા માલ મીલકતનો નાશ થવાથી ઘણા લોકો લાચારી હાલતમાં આવી પડયા હશે એવું વિચારી અતરે ભેગા થયલા રેહવાસીઓ તેઓની મદદને માટે પોતપોતાની તરફથી નાણાં ભરી એ સુચનાં મોટી ખુશીથી જાહેર કરેછે." એ પછી એક ફંડ ઉભું કરી તે સવાલવાળાઓની મારફતે નાશ પામેલાઓ [illegible] તથા તે બાબેની ગોઠવણ કરવાને [illegible] મુસલમાન, ૨ યાહુદી અને ૨ પારસી (શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઈ અને બહમનજી હોરમજજી વાડીઆ) ગ્રહસ્થોની એક કમીટી ઠેરવી સભા બરખાસ્ત થઈ હતી.[૧]

---

૧ બામ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી જુલાઈ ૧૮૫૭.

આ ફંડમાં રૂ૨૦૦૦૦૦) થી વધારે રકમ ભરાઈ હતી, જેમાં અતરેના સઘળા લશ્કરી અમલદારો, દેશી રાજવંશીઓ, તથા લંડનના લોકો તરફથી લારડ મેયરે મોકલેલી રકમો હતી. પારસીઓએ એમાં રૂ૧૭૩૧૦) નીચે મુજબ ભર્યા હતા:—

(રૂ૨૫૦૦) સર જમશેદજી જીજીભાઈ નાઈટ. (રૂ૭૫૦) ખરશેદજી જમશેદજી જીજીભાઈ, કાવસજી જહાંગીરજી રેડીમની. (રૂ૫૦૦) બહમનજી હોરમજજી વાડીઆ, ફરામજી નશરવાનજી પટેલ, ખુરશેદજી નોશરવાનજી કામાજી, નવરોજજી માણેકજી અને નશરવાનજી જહાંગીરજી વાડીઆ, મનચેરજી ફરામજી કામાજી. (રૂ૪૦૦) રુસતમજી જમશેદજી જીજીભાઈ, શોરાબજી જમશેદજી જીજીભાઈ. (રૂ૩૦૦) મેહરવાનજી જીજીભાઈ, ધનજીભાઈ નશરવાનજી કામાજી, દાદાભાઈ હોરમજજી કામાની કુંપની. (રૂ૨૫૦) બહમનજી ફરામજી કામાજી. (રૂ૨૦૦) મનચેરજી જમશેદજી વાડીઆના છોકરાઓ, માણેકજી નશરવાનજી પીટીટ, ધનજીભાઈ ફરામજી પટેલ, જમશેદજી દોરાબજી નાઈગાંમવાલા. (રૂ૧૫૦) રતનજી એદલજી બારજીવાલા, પેશતનજી ફરામજી કામાજી. (રૂ૧૨૫) ખરશેદજી કાવસજી આશાબરનર, પેશતનજી શોરાબજી પુણાંવાલા. (રૂ૧૦૦) બહમનજી જીજીભાઈ, જમશેદજી ફરદુનજી પારખ, ખરશેદજી ફરદુનજી પારખ, અરદેસર ખરશેદજી દાદીશેઠ, નશરવાનજી ખરશેદજી દાદીશેઠ, હોમજી ખરશેદજી દાદીશેઠ, શાપુરજી ધનજીભાઈ બાટલીવાલા, જીવાજી માણેકજી વાછા, બરજોરજી માણેકજી વાછા, દાદાભાઈ માણેકજી વાછા, દાદી માણેકજી લીમજી, કાવસજી માણેકજી લીમજી, લીમજી માણેકજી લીમજી, શોરાબજી પેશતનજી ફરામજી, જહાંગીરજી નશરવાનજી જશાંવાલાની કુંપની. (રૂ૭૫) હીરજીભાઈ જહાંગીરજી રેડીમની, એદલજી ફરામજી આલપલેસની કુંપની, ડોસાભાઈ ફરામજી કામાજી, માણેકજી ખરશેદજી દાદીબરજોર અને જમશેદજી ખરશેદજી બાટલીબોઈ, પદમજી પેશતનજી પુણાંવાલા. (રૂ૫૦) ધનજીભાઈ ખરશેદજી સરાફ, પેશતનજી જહાંગીરજી તારાચંદ, ફરદુનજી હોરમજજી લશકરી, નવરોજજી નાનાભાઈ ફરામજી, ડોસાભાઈ મેહરવાનજી વાડીઆની કુંપની, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાનજી માણેકજી પીટીટ, એદલજી રુસતમજી સુનાંવાલા, જીજીભાઈ ધનજીભાઈ બાટલીવાલા, ફરામજી ધનજીભાઈ બાટલીવાલા, હોરમજજી પેશતનજી બાટલીવાલા, ખરશેદજી રુસતમજી વાડીઆ, એદલજી નશરવાનજી કોલાભેવાલા, બહમનજી જમશેદજી મુરલાં, મોટાભાઈ હોરમજજી થાણેવાલા. (રૂ૩૦) કાવસજી નાનાભાઈ દાવર, નવરોજજી અરદેસર દાવર. (રૂ૨૫) જહાંગીરજી શોરાબજી પારક, ખરશેદજી અને જહાંગીરજી હોરમજજી ચીનાઈ, મેહરવાનજી જમશેદજી ઓલીઆજી, માણેકજી ખરશેદજી સરાફ, જીવણજી એદલજી [illegible]ઓ, પેશતનજી મેહરવાનજી [illegible] વાડીઆ, કાવસજી ધનજી-

તા૦ ૨૨ મી જુલાઈ.

રોજ ૧ માહ ૧૧ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આએ વર્ષ મુંબઈ મધે વરસાદ ઘણો થોડો પડવાથી તે બાબે ખોદાતાલાની બખશેશ ચાહવા, તથા હિંદુસ્થાનમાં જે બલવો ઉઠયોછે તે નાબુદ થાય એવી પ્રાર્થના કરવાને મુંબઈની પારસી પંચાતનાં અધિકારીઓએ છુટાં હેનડબીલ તથા વર્ત્તમાન પત્રોની મારફતે ખબર આપવા મુજબ આજ દીને સવારનાં ૮ કલાકને અમલે જરથોસ્તીઓના એક મોટી સંખીઆ દરીઆ કીનારે એકઠી મલી આવાંઅરદુઈશુરની બંદગી કરી ત્યાંથી મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરામમાં જશનની ક્રિઆમાં શામેલ થઈ હતી. જશનની ક્રિઆ ચાર દસ્તુરોએ જુદાં જુદાં આફરગાંન માંડી કીધી હતી, જે પુરી થયા બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[૧]

---

ભાઇ પાંઊવાલા, પાલણજી ધનજીભાઇ પાંઊવાલાના છોકરાઓ, દીનશાહજી દાદાભાઇ ગાંધી, અરદેસર ખરશેદજી વાડીઆ, દોરાબજી બરજોરજી કાપર, માણેકજી અને મેહરવાંનજીની કુંપની, ચાંનજીભાઇ દાદાભાઇની કુંપની, દોરાબજી શાપુરજીની કુંપની (કંત્રાકટરો), દોરાબજી પેશતનજી ઘાસવાલા. (રૂ૮૨૫) ૩૨૫) ની અંદરની રકમ.

આ બલવા બાબે અતરેના આગેવાંન દેશી ગ્રહસ્થોએ તા૦ ૨૦ મી જુન ૧૮૫૭ ને દીને નામદાર ગવરનર લારડ એલફીનસટન જોગ ૪૦૦) શહી સાથનો એક પત્ર લખી પુરતી દલગીરી બતાવી અગર અતરેના રેહવાસીઓની કાંઇ પણ નોકરીની સરકારને અગત પડે તો તે ખુશી સાથે સરકાર હજુર ધરવાની માંગણી કીધી હતી. એ પતર પર પારસીઓમાં શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઇ, બહમનજી હોરમજજી વાડીઆ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, અરદેસર ખરશેદજી દાદીશેઠ, લીમજી માણેકજી બનાજી વગેરે શહીઓ હતી. આ પત્રનો લારડ એલફીનસટને પોતાની શહીથી તા૦ ૨૫ મી જુન ૧૮૫૭ ને દીને જવાબ વાલી મુંબઇના દેશીઓની વફાદારી બાબે પોતાની ખાતરજમા જણાવી દેશીઓનો ઊપલા પત્રને માટે મોટો ઊપકાર માનયો હતો.

એજ મુજબ હેદરાબાદના રેસીડંટ કરનલ સી. ડેવીડસન જોગ ત્યાંના પારસી રેહવાસીઓએ તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૫૭ ને દીને એક પતર લખી તે તરફ ઇંગ્રેજી છાંવણીમાં હુલ્લડ ના લીધે સુખચેન તથા લુટાપણું ભોગવેછે તે બાબે પોતાનું અફસોસ જણાવ્યું હતું. આ પત્રપર નીચલા પારસીઓની શહીઓ હતી:—

શેઠો બાપુજી વીકાજી, જીવણજી પેશતનજી મેહરજી, એદલજી ખરશેદજી ધનજી મેહતાના, બરજોરજી વીકાજી, દીનશાહ મેહરવાંનજી નાલનેવાલા, ખરશેદજી બાપુજી વીકાજી, મેહરવાંનજી પેશતનજી મેહરજી, મેહરવાંનજી ખરશેદજી નેતરવાલા, હીરજીભાઇ નરશંગજી, રૂસતમજી બરજોરજી, રૂસતમજી ખરશેદજી નેતરવાલા, મનચેરજી નાહાલાભાઇ.

વળી એ બલવાના હીગાંમને લીધે હિંદુસ્થાંન મધે છપાતાં વર્ત્તમાંન પત્રોમાં સરકાર વીરૂધ ઊશ્કેરણી કરનારી તથા કાંઇ ચોરો અભરાટ ઊપજાવનારી બીનાઓ છપાય નહિં તે બાબે તેઓ ઊપર એક વર્ષ સુધી જાપતો રાખવાને તા૦ ૧૩ મી જુન ૧૮૫૭ ને દીનથી "ગેગીંગ આકટ" અમલમાં આણ્યો હતો. તેની રૂહે મુંબઇ મધે છપાતાં દેશી વર્તમાંન પત્રોની તપાસ રાખવાના ઓહદા ઊપર એ દીનથી તે તા૦ ૧૦ મી અકટોબર ૧૮૫૭ સુધી

---

"બોમ્બે ટાઇમસ" ના માનેજર શેઠ ડોસાભાઇ ફરાંમજી કરાકાને અતરેની સરકારે ઠેડવ્યા હતા.

એ બલવાને લીધે સરકારની પરવાંનગી વગર કોઇએબી હથિયાર નહિં રાખવા બાબેના ધારાનો ખરડો તા૦ ૧ લી આગશટ ૧૮૫૭ ને દીને હિંદુસ્થાનની લેજીસલેટીવ કોનસીલમાં પસાર કરતી વેળાએ વાઇસ પ્રેસીડંટ ઓનરેબલ મી૦ ડોરીને કહી સંભળાવ્યું કે "સઘળા યુરોપ્યનો, ઇસ્ટ ઇંડીઅનો, ઘણાએક કેળવણી પામેલા દેશી ગ્રહસ્થો, તથા **સઘળા પારસીઓને** હથીઆર રાખવાની પુરતી અને કોઇબી પ્રકારના અટકાવ વગરની છુટ મલે તો તે કાંઇબી રીતે ઘાસ્તી ભરેલું દેખાય નહિં, પણ હાલના સમેમાં ધારો બાંધતી વેળાએ એ પ્રમાણેનો ફરક રાખવો દરૂસ્ત નથી. ગવરનર જનરલને સત્તાછે કે તે ચાહે તે કોમ અથવા શખસોને એ ધારાનાં બંધનમાંથી મોકલા રાખે."

જે જે પારસીઓ બલવાનાં મથકો ઊપર હતા તેઓએ આ વેળાએ ઘણું દુખ સોસયું હતું, અને ગમે તે છતાં પણ સેવટ સુધી ઇંગ્રેજોની પક્ષમાંજ રહયા હતા. નીમચના પારસીઓની સઘળી માલ મીલકત જુન મહીનામાં મનદુશરના બલવાખોરોએ લુટી લેવાથી તેઓ સઘળા લાચાર હાલતમાં આવી ગયા, અને યુરોપ્યનોની સાથે બંચાવની જગોપર નાશી જઇ ત્યાં ઘણીજ વખાણવાજોગ અને બાહદુરી ભરેલી ચાલ ચલાવી હતી. દીલ્લી, કે જે બલવાનું સર્વેથી ભયંકાર મથક હતું, ત્યાં ઇંગ્રેજી લશ્કરની સાથે શેઠો જાંગીરજી નશરવાનજી જશાંવાલાની શીરોજપોર ખાતેની દુકાનના માનેજર શેઠ શોરાબજી રતનજી પુશ્કળ અશબાબ સાથની એક મોટી દુકાંન લઇ ગયા હતા. વળી બેલગાંમ ખાતે એક પારસી ગ્રહસ્થ શેઠ નવરોજજી મેહરવાંનજી સોદીએ જરૂરની વખતે સરકારને મદદ કરવા માટે ઇંગ્રેજોની વાલંટીયર પલટણમાં શામેલ થવાને ત્યાંનાં લશ્કરના મેજર જનરલ ઊપર લખ્યું હતું, જેના જવાબમાં કેપટાંન એઠરીજે તા૦ ૧૪ મી આગશટ ૧૮૫૭ ને દીને લખી જણાવ્યું કે જરૂરની વખતે ત્યાંના સઘળા પારસીઓની મદદ લેવામાં આવશે, અને પુરતી ખાતરજમેછે કે તેઓ પોતાથી બનતી મદદ સરકારને આપશે.

મુંબઇ મધે પણ એક સખ્ત દાખલો બેશાડવા માટે તા૦ ૧૫ મી અકટોબર ૧૮૫૭ ને દીને મરીન બટાલીઅનના હવાલદાર શઇએદ હોશેન અને દશમી ગામઠી પેદલના શીપાહી મંગલ ગદરીઆને બળવાની ઊશ્કેરણી કરવા માટે મેદાનમાં તોપને મોઢે ઊરાડી નાખવામાં આવ્યા હતા. આ બનાવ અતરે પેહલો બન્યો હતો, અને તે ઊપરથી બળવાખોરોમાં ઘણી ધાસ્તી ફેલાઇ હતી.

૧ જામે જમશેદ, તા૦ ૨ જી જુલાઇ ૧૮૫૦

### તા૦ ૨૮ મી જુલાઈ.

રોજ ૭ માહ ૧૧ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ જીવાબાઈ તે શેઠ એદલજી પાલણજી બાટલીવાલાનાં ધણીઆણી તથા શેઠ કુવરજી કાવશજી બાટલીવાલાની દીકરીનાં ઊઠમણાંમાં રૂ૫૩૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

### તા૦ ૨૯ મી જુલાઈ.

રોજ ૮ માહ ૧૨ (ક૦) ૧૨૨૬ યજદજરદી.

**મરણ**—પાલણજી દોરાબજી મેહરજી—ઉંમર વર્ષ ૬૧) શેઠ દોરાબજી મેહરજીના બીજા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૧૮ માં પેહલવેહલા વ્યાપારને માટે કલકતે તથા તે બાદ ઇ૦ સ૦ ૧૮૨૧ માં ચીન ગયા હતા. એ બાદ તા૦ ૧ લી જુલાઈ ૧૮૩૩ ને દીનથી શા૦ રણછોડદાસ મનજી તથા શેઠ મેહરવાનજી હીમજીભાઈ બોલામારીઆ અને કાવશજી ધનજીભાઈ પાંડેવાલા સાથે ભાગમાં ચીન તથા કલકતા ખાતેનો મોટો વ્યાપાર અને આડતનું કામ ચાલુ કીધું હતું. ઇ૦ સ૦ ૧૮૪૩ માં ઉપલા ભાગવાઓથી છુટા પડી એવણ મુંબઈ આવ્યા હતા. મુંબઈ મધે બાહિરકોટ અગીઆરીવાલા મોહલામાં એવણે જરથોસ્તીઓને મરઅવસરે વાપરવા માટે એક ધર્મશાળા બંધાવી તે તા૦ ૫ મી જુન ૧૮૪૫ ને દીને ખોલી મુકી હતી.

### તા૦ ૩૦ મી જુલાઈ.

ભરૂચના ડેપુટી કલેકટર શેઠ નવરોજજી મેહરાં મજી પારખને ખાનદેશના હજુર ડેપુટી કલેકટર અને માજીસ્ત્રેટ [illegible] હતા.[3]

[1] મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૩ તથા નાચાર ધરાંનીઓનાં અને બગર સાથના મોબેદોનાં ફંડની યજદજરદી ૧૨૨૭ તથા ફોરનાં ધરમનાં દવાખાંનાંનાં ફંડની ૧૮૫૭ ના હીસાબની ચોપડીઓ.

[2] શેઠો શોરાબજી, બરજોરજી, મેહરજી, અને હોરમસજી પાલણજી દોરાબજી મેહરજીના બાવા. એવણના વડા ભાઈ શેઠ એદલજી તથા બીજા ભાઈ શેઠ પેશતનજી દોરાબજી મેહરજી (શીંગાપોરવાલા શેઠ [illegible] પેશતનજી મેહરજી તથા મરહુમ શેઠો બેહરામજી અને રતનજી પેશતનજી મેહરજીના બાવા) પણ અતરે જાણીતા ગ્રહસ્થો હતા.

[3] બોમ્બે ગ[illegible] ૩૦ મી જુલાઈ ૧૮૫૭.

### તા૦ ૩૧ મી જુલાઈ.

આજ દીને મરહુમ શેઠ પાલણજી દોરાબજી મેહરજીનાં ઊઠમણાંમાં રૂ૫૨૫) ની રકમ ધર્મ ખાતાંઓમાં આપી હતી.[4]

### તા૦ ૧ લી આગશટ.

અતરેની સરકારી ગોદીના ચીફ-ઇજીનેર શેઠ અરદેસર ખરશેદજી વાડીઆએ આજ દીનથી પોતાનો ઓહદ્દો છોડી પેનશન લીધું હતું.[5]

### તા૦ ૬ ઠી આગશટ.

આપણા હિંદી ઉમરાવ સર જમશેદજી જીજીભાઈ બારોનેટને "બારોનેટ" નો ખેતાબ અપાવવા માટે કોરટ ઑફ ડાએરેકટરસનો ચેરમેન કરનલ સાઇકસ, સર જારજ એનડરસન, પાર્લામેંટના મેમબરો મીસીઅરસ જે. એ. સમીથ અને જારજ મોફેટ, તથા ચીનના કમીશનર મી૦ એચ. બી. ક્રાઅરે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૫૭ ને દીને માહરાંણીના વડા પ્રધાન લારડ પામરસટન પાસે એક ડેપુટેશન તરીકે જઈ સર જમશેદજીની જાહેર તથા ખાનગી સખાવતો તથા તેમની શરતીનું વર્ણન કરી તેમને માહરાંણી તરફથી બારોનેટનો ખેતાબ આપવાની અરજ કીધી હતી. તે ઉપરથી નામદાર માહરાંણી વિકટોરીઆએ ગયા મેએ માસમાં પોતાની શાલગરેહને દીને (તા૦ ૨૮ મી મેએ) સર જમશેદજીને યુનૈટેડ કીંગડમનો "બારોનેટ" નો માન બક્ષેલો તથા પેહડી દર પેહડી ઉતરતો

[4] મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૩ તથા નાચાર ધરાંનીઓ, મુલ્લાં ફીરોજ મદરેસા, નવસારી મદરેસા, અને બગર સાથના મોબેદોનાં ફંડના યજદજરદી ૧૨૨૭ તથા ફોરનાં ધર્મનાં દવાખાંનાંના ૧૮૫૭ ના હીસાબની ચોપડીઓ.

[5] શેઠ અરદેસરે ઓહદ્દો છોડવાથી તેમના માટે અતરેની "ઇંડીઅન નેવી" ના કમાનડર-ઇન-ચીફ સર હેનરી લીકની સહી સાથનો નીચલો સરકારી ઠેરાવ બાહેર પડ્યો હતો:—

*Bombay Castle, 4th July* 1857.

No. 131 of 1857.

The Right Hon'ble the Governor in Council having been pleased to allow Mr. Ardaseer Cursetjee, Chief Engineer and Inspector of Machinery one month's privelege leave from this date to which he is entitled, and on the expiration of that leave to permit him to retire from the Service on such pension as may hereafter be fixed by the Honorable Court, the Commander-in-Chief cannot part with so valuable a public servant without an expression of the high estimation in which he holds the services of the Chief Engineer and Inspector of Machinery whom he has ever found ready by his influence and example to aid in the various reforms of the Dockyard Factory.

ખેતાબ અનાયત કીધો હતો.[1] એ ખેતાબની પાદશાહી સનદ આજ દીને વેસ્ટ મીનીસટરમાંથી બાહેર પડી હતી, જેમાં જણાવ્યું હતું કે નામદાર માહરાંણીજીએ પોતાની રાજીખુશી અને અકલ હુશીયારીથી પોતાના વિશ્વાશુ અને પ્યારા મુંબાઈના નાઈટ સર જમશેદજી જીજીભાઈને બારોનેટનો દરજ્જો, ઓહદો, અને ખેતાબ આપ્યોછે, અને એ ખેતાબનું માન તથા મોટાઈ સર જમશેદજીને તથા તેમનાથી જન્મ પામેલા વડા મરદ વારેસોને નામદાર માહરાંણીજી તથા તેમના વારસ વકીલો અને તેમની પછીના રાજકર્તાઓએ સદા વંશપરંપરા આપ્યુંછે. હવેથી સર જમશેદજી તથા તેમની પછી એ ખેતાબ ધરાવનાર તેમના મરદ વારેસોએ એ ખેતાબ સઘળા દસ્તાવેજો, ઓચરો, લખાંણો, વગેરેમાં પોતાનાં નામ સાથે વાપરવો, તથા શેશન અને બીજા દરેક મેલાવડાઓમાં ગ્રેટ બ્રીટનના વાઈકોંઉટ અને બેરનોના નાહના છોકરાઓની પછી અને નાઈટોની ઉપર બેઠક લેવી. વળી સર જમશેદજી તથા તેમના હવે પછીના એ ખેતાબ ધરાવનાર મરદ વારસોની ધણીઆંનીએ પોતાના ખાવંદની હૈયાતીમાં તથા હૈયાતી બાદ એવા સઘળા મેલાવડાઓમાં ગ્રેટ બ્રીટનના વાઈકોંઉટ અને બેરનોની બેટીઓ તથા તેમના નાહના છોકરાઓની ધણીઆંનીઓની પછી અને બીજી સઘળી અબલાઓની ઉપર પોતાની બેઠક લેવી; તેમજ સર જમશેદજી અને તેમની પછી એ ખેતાબ ધરાવનાર તેમના મરદ વારસોની બેટીઓએ એવા મેલાવડાઓમાં ગમેતેવી જાતના નાઈટોની બેટીઓ તથા બીજી સઘળી અબલાઓની ઉપર પોતાની બેઠક લેવી; તથા તેજ મુજબ સર જમશેદજી અને તેમની પછી એ ખેતાબ ધરાવનાર તેમના મરદ વારસોના બીજા બેટાઓ તથા તેઓની ધણીઆંનીઓએ પોતાના ખાવંદની હૈયાતીમાં તથા હૈયાતી પછીથી નાઈટોના બીજા છોકરાઓ અને તેઓની ધણીઆંનીઓની ઉપર પોતાની બેઠક લેવી. વળી સઘળા સરકારી દસ્તાવેજો, ઓચરો, તથા લખાંણોમાં સર જમશેદજી તથા તેમની પછી એ ખેતાબ ધરાવનાર તેમના મરદ વારસોનાં નામની પાછલ હમેશાં "બારોનેટ" અને તેમનાં નામની આગલ "સર" બોલ ઉમેરવો, તથા તેઓની ધણીઆંનીઓને "લેડી, મેડમ, અથવા ડેમ" (જેમ હોય તેમ) કરી કેહવાં અથવા લખવાં. વળી સર જમશેદજી તથા તેમના એ ખેતાબ ધરાવનાર મરદ વારેસોએ પોતાના "કોટ ઓફ આરમસ" ની કાંઈ નિશાંન રાખવી, અને તે નિશાંનમાં હીમત તથા બાહદુરી અને આલિસ દીલની નીશાંણી તરીકે રૂપેરી રંગની ભોંયપર રાતા રંગનો હાથ પડાવવો. એ ઉપરાંત સર જમશેદજી તથા તેમના એ ખેતાબ ધરાવનાર વારેસોને બ્રીતિષ લશ્કરમાં વાવટાની આગલ આવી ઉભા રેહવા તથા જરૂર વખતે તેનું રક્ષણ કરવાનો હકછે. એ પછી બારોનેટને મરણ વખતે માન આપવાની વીગત લખેલીછે, જે ખ્રીસ્તી મજહબને લગતીછે. વળી એવો બંદોબસ્ત કીધોછે કે સર જમશેદજી તથા તેમના એ ખેતાબ ધરાવનાર વારેસોને યુનેટેડ કીંગડમ આફ ગ્રેટ બ્રીટન એન્ડ આએરલંડના હવે પછી થનારા સઘળા બારોનેટોની ઉપર જગા મલે; તેમજ હવે પછી એ બારોનેટના ખેતાબનો દરજ્જો ઓછો કરવા માટે બેરનની પછી અને બારોનેટની ઉપર કોઈબી નવી જાતનો ખેતાબ બ્રીતિષ સરકાર ઉત્પન્ન કરશે નહિં. એ દરજ્જો સર જમશેદજી તથા તેમના હવે પછી એ ખેતાબ ધરાવનાર મરદ વારસો અને તેમની ધણીઆંનીઓ તથા બેટા બેટીઓએ સુખેથી વગર હરકતે હમેશ સુધી ભોગવવો; અને અગર હવે પછી કદાચ તેમના હકને લગતો કાંઈબી શક અથવા સવાલ ઉત્પન્ન થાય કે જે આ "લેટરસ પેટનટ" માં દર્શાવ્યો નહિં હોયતો તેનો ફેસલો જે પ્રમાણે બીજા ખેતાબોના સવાલમાં થાયછે તે પ્રમાણે થાય. આ લેટરસ પેટનટ સર જમશેદજી તથા તેમના વારસો બ્રીતિષ સરકારની સાંમે હાકમ દરબારમાં જરૂરની વખતે કામ પડે રજુ કરે, તથા તે ઉપર બ્રીતિષ રાજની મોહર કાંઈ પણ દંડ અથવા લવાજમ આપયા વગર કરાવી શકે.[2]

---

[1] સર જમશેદજીને આ ખેતાબ મલ્યો તેની ખુશાલીમાં તા૦ ૧૮ મી જુન ૧૮૫૭ ને દીને લંડનના લારડ મેઅરે તેમના (સર જમશેદજીના) તે તરફના દોસ્તોને એક જીયાફત આપી હતી, જેમાં ઇસ્ટ ઇંડીઆ કંપનીનો ચેરમેન, ડેપ્યુટી ચેરમેન, બેંક ઑફ ઇંગલાંડનો ગવરનર, સર ચારલસ ફારબસ, સર વીલોબી કાટન, આડમીરલ લશીંગટન, સર જેમસ માથીસન, કરનલ સાઇકસ, સર ફ્રેડરીક આરથર, સર જારજ અપટન, વગેરે ઘણાક ઊંચી પદવીના અમલદારો શામેલ થયા હતા.

[2] આ સનદ અથવા "લેટરસ પેટનટ" ની નકલ તા૦ ૨ જી સપટેમબર ૧૮૫૮ નાં મુંબઇનાં સરકારી ગેઝેટમાં નામદાર ગવરનર ઇન કૌનસીલ તરફથી એક જાહેરનામાં સાથે પ્રગટ થાઇ હતી, જે આખાં હિંદુસ્થાંનમાં આજસુધી એખલા એકજ દેશી (સર જમશેદજી) ને મલેલી હોવાથી તે નીચે સદાબરી પ્રગટ કર્યે છૈયે:—

GENERAL DEPARTMENT.
*Bombay Castle, 1st September 1858.*

The Right Honorable the Governor in Council feels sincere pleasure in publishing, for general information, the following Copy of the Patent which Her Most Gracious Majesty has been pleased to grant, conferring the dignity of a Baronet of the United Kingdom upon Sir Jamsetjee Jejeebhoy, Knight, of Bombay.

By order of the
Right Hon'ble the Governor in Council,
H. L. ANDERSON,
*Secretary to Government.*

Victoria, by the Grace of God of the United Kingdom of Great Britain and Ireland, Queen, Defender of the

તા૦ ૬ ઠી આગશટ.

રોજ ૨૫ માહ ૧૨ (૬૦) ૧૨૨૧ યજદજરદી.

મરણ—મોદી શોરાબજી વાછાગાંધી—ઉમર વર્ષ (૮૦) મોદી વાછાગાંધી ભીમજીભાઈના નાહના દીકરા.

---

Faith: To all to whom these presents shall come, Greeting.

Whereas our late Royal progenitor, King James the First, ordained, erected, constituted, and created a certain state, degree, and dignity, name, and title, of a Baronet with His then Kingdom of England, to endure for ever; and that the said state, title, dignity, and degree of a Baronet should be, and be reputed to be, a middle state, title, dignity, and degree of hereditary dignity between the degree of a Baron and the degree of a Knight. Now, know ye, that We, of our especial grace, certain knowledge, and mere motion, have erected, appointed, and created our trusty and well-beloved Sir Jamsetjee Jejeebhoy, of Bombay, Knight, (a Man eminent for family inheritance, estate, and integrity of manners,) to and into the dignity, state, and degree of a Baronet, and him, the said Sir Jamsetjee Jejeebhoy, for Us, our Heirs and Successors, We do erect, appoint, constitute, and create a Baronet by these Presents, to hold to him, and the Heirs male of his body lawfully begotten, and to be begotten, for ever. We will also, and by this Presents of Our especial grace, certain knowledge, and mere motion, for Us, our Heirs and Successors, do grant unto the said Sir Jamsetjee Jejeebhoy, and to his Heirs males aforesaid, that he, the said Sir Jamsetjee Jejeebhoy, and his said Heirs male may have enjoy, hold, and take place and precedence by virtue of the dignity of a Baronet aforesaid, and by force of these Presents, as well in all Commissions, Writs, Letters Patent, Writing, Appellations, Nominations, and Directions, as in all Sessions, Meetings, Assemblies, and Places whatsoever, next, and immediately after, the younger Sons of Viscounts and Barons of this Our United Kingdom of Great Britain and Ireland, and before all Knights, as well of the Bath as Knights Bachelors, and also before all Knights Bannerett now created or hereafter to be created (except those Knights Bannerett which shall happen to be created under the Royal Banners of Us, our Heirs or Successors, displayed in our Royal Army in open War, and the Queen herself being personally present; and also those Knights Bannerett which shall happen to be created under the Royal Banners of Us, our Heirs or Successors, displayed in our Royal Army by the first born Son of Us, our Heirs or Successors for the time being, being Prince of Wales, there personally present in open War, and not otherwise, for the term of their lives only, and no longer respectively; and also except all Knights of the Noble Order of the Garter, all of the Privy Council of Us our Heirs and Successors, the Chancellor and Under Treasurer of Our Exchequer, the Chancellor of the Duchy of Lancaster, the Chief Justice of the Queen's Bench, the Master of the Rolls in Chancery, the Chief Justice of the Common Pleas, the Chief Baron of the Exchequer, the Vice-Chancellors, and all and singular Judges and Justices of either Bench, and the Barons of the Exchequer of the degree of the Coif for the time being, who all and singular, by reason of their honourable order and labour, sustained in affairs concerning the State, and the administration of Justice, shall have, take, and hold place and precedence in all places and upon all accounts before all Baronets now created or hereafter to be created, any

એવણ પ્રથમમાં શેઠ ખરશેદજી ફરામજી વાડીઆ સાથે “ખરશેદજી શોરાબજી” ને નામે શીપચાંડલરનો ધંધો

---

custom, usage, ordinance, or any other matter to the contrary in any wise notwithstanding). And that the Wives of the said Sir Jamsetjee Jejeebhoy, and of his Heirs male aforesaid, successively and respectively, by virtue of the said dignity of their said husbands, shall have, hold, enjoy, and take place and precedence, as well during the lives of such their husbands as after the deaths of the same husbands, for and during the natural lives of such Wives, next and immediately after the Wives of the Younger Sons of Viscounts and Barons and the Daughters of Viscounts and Barons, and before the Wives of all persons before whom the husbands of such wives by force of these Presents ought to have place and precedence. And in regard that the said degree of a Baronet is a degree of hereditary dignity, the first-born Son or Heir male apparent and all the rest of the sons and their wives; and the daughters of the said Sir Jamsetjee Jejeebhoy and of his said heirs male respectively, shall have and take place and precedence before the first-born sons and other sons and their wives and the daughters of all Knights of whatsoever degree or order respectively, and also before the first-born sons and other sons and their wives and the daughters of all persons respectively before whom the fathers of such first-born sons and other sons and daughters by force of these Presents ought to have place and precedence, so that such first-born sons or heirs male apparent and their wives, as well during the lives as after the deaths of their said husbands, for and during their natural lives; and such daughters (those daughters following immediately and next after the wives of the first-born sons of such Baronets) shall have and take place and precedence before the first-born sons and the wives of the first-born sons of every Knight of what degree or order soever: and that the younger sons of the said Sir Jamsetjee Jejeebhoy and of his said heirs male and their wives successively and respectively, as well during the lives as after the deaths of their said husbands for and during their natural lives, shall, in like manner, have and take place and precedence next and immediately after the first-born sons and the wives of first-born sons, and before the younger sons and the wives of the younger sons whatsoever of Knights aforesaid. We will also, and do by these Presents for Us, our Heirs and Successors, grant that the said Sir Jamsetjee Jejeebhoy and his heirs male aforesaid shall be named, appealed, called, plead, and be impleaded by the name of Baronet, and that the style and addition of Baronet shall be put at the end of the name of the said Sir Jamsetjee Jejeebhoy and of his said Heirs male in all our Letters Patent, Commissions, and Writs, and all other Charters, Deeds, and Letters, by virtue of these Presents, as the true, lawful, and necessary addition of dignity. We will also, and by these Presents, for Us, our Heirs and Successors, do ordain that before the name of the said Sir Jamsetjee Jejeebhoy and of his Heirs male aforesaid successively, in English speech and in all English writings shall be used and set this addition (to wit) Sir;—and that in like manner the Wives of the said Sir Jamsetjee Jejeebhoy and of his said Heirs male shall use, have, and enjoy this appellation, to wit, Lady, Madam, and Dame respectively, according to the manner of speaking. And, moreover, of Our more abundant grace and of Our certain knowledge and mere motion, We have granted, and by these presents for Us, our Heirs and Successors do grant unto the said Sir Jamsetjee Jejeebhoy, and to

કરતા હતા; તે પછી અતરેની કમીસરીએટ, તંકસાલ, તથા ગનકારીએજ ખાતાંમાં સઘળી જાતનાં કંત્રાકટો લેતા હતા; તેમજ પોતાના દીકરા શેઠ રૂસતમજીની સાથે મજબાર કોસતાઓ બઝીનો વ્યાપાર ચલાવતા હતા.

his Heirs male aforesaid, that they and their descendants shall and may bear either in a Canton in their Coat of Arms, or in an Escutcheon, at their pleasure, the Arms of Ulster, to wit a Hand Gules or a Bloody Hand in a Field Argent; and that the said Sir Jamsetjee Jeejeebhoy, and this Heirs male aforesaid, successively and respectively, shall and may have place in the Armies of Us, our Heirs and Successors, in the Troop nigh to the Banner of Us, our Heirs and Successors, in defence of the same, which is the middle station between a Baron and a Knight. And further, We do hereby grant that the said Sir Jamsetjee Jejeebhoy, and his Heirs male aforesaid, shall have two Assistants of the body to support the Pall, one principal Mourner, and four Assistants to the same principal Mourner in their Funerals, to have, hold, use, and enjoy the same state, degree, dignity, style, title, place, and precedence with all and singular the privileges and other the promises before granted to the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male of his body lawfully begotten, for ever. Willing and by this Presents for Us, our Heirs and Successors granting, that he, the said Sir Jemsetjee Jejeebhoy and his said Heirs male, and every of them successively, shall and may bear, and have the said name, state, degree, style, dignity, title, place, and precedence with all and singular the privileges and other the promises. And that the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male, and every of them, shall successively be held Baronets in all things, and shall be treated and reputed as Baronets. And further; of Our more especial grace, certain knowledge, and mere motion, We have granted, and do by these Presents for Us, our Heirs and Successors, grant to the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male, that they and their said Heirs male respectively shall for ever hereafter have, hold, and enjoy their place and precedence among all Baronets of England, Scotland, Great Britain, Ireland, and the United Kingdom of Great Britain and Ireland, heretofore created and hereafter to be created, according to the priority and seniority of his creation of a Baronet aforesaid, and not otherwise nor in other manner. And moreover, of Our more abundant grace and of Our certain knowledge and mere motion, We have granted, and do by these Presents for Us, our Heirs and Successors, grant unto the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male, that neither We, nor Our Heirs or Successors, will hereafter erect, ordain, constitute, or create within this Our United Kingdom of Great Britain and Ireland, any other degree, order, name, title, style, dignity, or state, nor give or grant place, precedences, or pre-eminence to any person under or below the degree, dignity, or state of a Baron of Parliament of this Our United Kingdom of Great Britain and Ireland, who shall be, or may be, or accounted, used, or reputed to be, superior or equal to the degree, dignity, or place of a Baronet aforesaid; nor shall any person under the degree of a Baron, (except before excepted.) by reason or colour of any constitution, order, dignity, degree, office, service, place, business, custom, use, or other thing whatsoever, now or hereafter have, hold, or enjoy, place, precedence, or pre-eminence, before a Baronet aforesaid, but that as well the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male, as the wives, sons, daughters, and the wives of the sons of the said Sir Jamsetjee Jejeebhoy and of his said Heirs male respectively, from henceforth for ever, shall freely and quietly have, hold, and enjoy their said dignity, place, precedence, and privilege before all persons, (except before excepted) who shall hereafter be created of such degree, state, dignity, order, name, style, or title, or to whom the title, place, precedence, or pre-eminence as aforesaid, shall be given or granted, or who shall claim to have, hold, or enjoy any place or precedence by reason or colour of any constitution, order, dignity, degree, office, service, place, business, custom, use, or any other thing whatsoever, and before their wives and children respectively, according to the true intent of these Presents, without the hindrance of Us, our Heirs or Successors, or any other persons whatsoever, saving nevertheless and always reserving to Us, our Heirs and Successors, full and absolute power and authority to continue and restore to any person or persons from time to time such place and precedence as at any time hereafter shall be due to them, which by any accident or occasion whatsoever shall hereafter be changed, anything in this Presents, or any other cause or respect whatsoever to the contrary thereof notwithstanding. We will, moreover, and do by these Presents for Us, our Heirs and successors, grant and appoint, that if any doubts or questions as to any place, precedence, privilege, or other thing touching or concerning the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male, and their wives, the first born sons and their wives, the younger sons, daughters, and wives of the younger sons, or any of them, shall hereafter arise, which neither by this Our Letters Patent nor by other Letters Patent heretofore made in this behalf are determined, such doubts or questions shall be determined, and adjudged by and according to other such rules, customs, and laws (as to place, precedence, or other things concerning them,) as other degrees of hereditary dignity are ordered, governed, and adjudged. Lastly, We will, and do by these Presents for Us, our Heirs and Successors, grant to the said Sir Jamsetjee Jejeebhoy and his said Heirs male, that these Our Letters Patent, or the Enrolment thereof, shall be in and by all things good, firm, valid, sufficient, and effectual in the Law, as well against Us, our Heirs and Successors, as against all others whomsoever according to the true intent of the same, as well in all our Courts as elsewhere whereso-ever. We will also, and by these Presents grant to the said Sir Jamsetjee Jejeebhoy, that he may and shall have these Our Letters Patent duly made and sealed under Our Great Seal of Our United Kingdom of Great Britain and Ireland, without fine or fee, great or small, to be for the same in any manner rendered, done, or paid to Us, in Our Exchequer or elsewhere to Our use. In Witness whereof, We have caused these Our Letters to be made Patent. Witness Ourself at Westminster, the Sixth day of August, in the Twenty-first year of Our Reign.

By Warrant under the Queen's Sign Manual.
C. ROMILLY.

The within Patent has been duly recorded in the College of Arms, London, pursuant to the tenor of a Royal Warrant bearing dated the 3rd day of December 1783, (for correcting and preventing abuses in the Order of Baronets,) and the Record examined therewith this Fifteenth day of August 1857.

ROBERT LAURIE NORRY.
Registrar.

(True Copy)
H. L. ANDERSON,
Secretary to Government.

મુંબાઈની આગલી પારસી પંચાતના એવણુ એક અક્રાબર હતા. ચોપાતીનાં દોખમાંવાળા ડુંગરની હેઠળની ખાલી જગા ઉપર એવણે આદરાંનની એક દરેમેહર બંધાવવાનું શરૂ કીધું હતું, પણ તેટલામાં એવણુ મરણુ પામવાથી એવણુના દીકરાઓએ તે પુરું કરાવી તેમાં તા૦ ૮ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને આદરાંન પરઠાવ્યા હતા.

તા૦ ૮ મી આગશટ.

આજ દીને મરહુમ મોદી શેરાબજી વાછાગાંધી[1] નાં ઉઠમણાંમાં તેમના દીકરાઓ શેઠ રૂસતમજી, માણેકજી, અને ખરશેદજી શેરાબજી વાછાગાંધીએ રૂ૮૭૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૧૦ મી આગશટ.

શેઠ અરદેસર ફરામજી મુસ અને નાનાભાઈ રૂસતમજી રાણીનાએ અંગ્રેજીની ગુજરાતીમાં એક મોટી ડીક્ષનરી બનાવી તે દશ ભાગમાં પુરી કરવાનું માથે લીધું હતું, તે ડીક્ષનરીનો પેહલો ભાગ આજ દીને બાહેર પડયો હતો.[3] એ પુસ્તક શેઠ શેરાબજી જમશેદજી જીજીભાઈને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૨ મી આગશટ.

રોજ ૨ માહ ૧૨ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ બચુબાઈ તે શેઠ હોરમજજી ફરામજી સંતોકનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમના દીકરાઓ શેઠ અરદેસર અને પેશતનજી હોરમજજી સંતોકે રૂ૬૮૫) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૩ જી સપટેમબર.

રોજ ૧૪ માહ ૧૨ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

**મરણ**—ફરામજી રતનજી મુસ[5]—ઉમર વર્ષ ૭૩) શેઠ રતનજી હોરાંગજી મુસના નાહના દીકરા. એવણુ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૦૯ માં ચીન ગયા હતા, અને તે પછી શા૦ જેઅચંદ લાલચંદ, તથા શેઠ મનચેરજી ફરદુનજી વજીફદાર અને માણેકજી જમશેદજી મુલ્લાં સાથે ભાગમાં "મનચેરજી ફરદુનજીની કુંપની" ને નામે ચીન, કલકતા, મંબરાજ, તથા મલાકી કોસ્તા બાજુનો વ્યાપાર ચલાવતા હતા, અને તે માટે બે વાર ચીનની સફર કીધી હતી. ઈ૦ સ૦ ૧૮૪૦ માં એવણે ભાગયાઓથી છુટા પડી પોતાનો એલાહેદો વ્યાપાર ચલાવ્યો હતો.

તા૦ ૯ થી સપટેમબર.

રોજ ૧૨ માહ ૧ (ક૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—શાવકશાહ રૂસતમજી મુલ્લાં ફીરોજના—ઉમર વર્ષ ૬૦) શેઠ પેશુતનજી રૂસતમજી મુલ્લાં ફીરોજના ભાઈ. એવણુ પોતાને હીસાબે ચીન ખાતેનો વ્યાપાર તથા આડતનું કામ કરતા હતા, અને તે માટે ત્યાંની ઘણીક સફરો કીધી હતી.

---

૧ એવણુના એક ભાઈ મોદી મનજીભાઈ વાછાગાંધી સુરત મધે વસી રૂનો વ્યાપાર તથા આડતનું કામ ચલાવતા હતા, અને મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

૨ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૩ તથા નાચાર ઇરાનીઓ, મુલ્લાં ફીરોજ મદરેસા, નવસારી મદરેસા, ભગર સાથના ગોબેદોનાં ફંડની યજદજરદી ૧૨૨૭ તથા ઇરાંન દેશના જરતોશ્તીઓની હાલત સુધારનારી મંડલી અને કોટનાં ધર્મનાં દવાખાંનાના ૧૮૫૭ નાં હીસાબની ચોપડીઓ.

૩ "A Dictionary, English and Gujarathi, compiled by, Nanabhai Rustamji Ranina, Master S.L. and S. Society's Girls' School. Corrected and enlarged by, Ardesar Framji, Assistant Master Elphinstone Institution Bombay: Printed by T. Graham, 1857."

એ ડીક્ષનરીના અતીઆર સુધીમાં ૭ ભાગો Papilio શબ્દ સુધી બાહેર પડયાછે.

૪ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૩ તથા નાચાર ઇરાનીઓનાં, મુલ્લાં ફીરોજ મદરેસા અને ભગર સાથનાં ફંડની યજદજરદી ૧૨૨૭ તથા કોટનાં ધર્મનાં દવાખાંનાં અને નવસારી મદરેસાના ૧૮૫૭ નાં હીસાબની ચોપડીઓ.

૫ શેઠ અરદેસર ફરામજી મુસના બાવા.

એવણુના છ ભાઈઓ હતા, તેમાં વડા શેઠ હોરમજજી તે ચીનવાલા શેઠ મેહરવાંનજી હોરમજજી મુસના બાવા; બીજા શેઠ જીવણજી કરી હતા; ત્રિજા શેઠ નશરવાંનજી તે ચીનવાલા જાણીતા શેઠ શાપુરજી નશરવાંનજી મુસના બાવા; ચોથા શેઠ જીજીભાઈ અતરે દુબાશનું કામ કરતા હતા; પાંચમા શેઠ મનચેરજી તે અતરેવાલા જાણીતા શેઠ ખરશેદજી મનચેરજી મુસના બાવા; અને છઠા શેઠ પેશતનજી તે અતરેવાલા શેઠ ભીખાજી પેશતનજી મુસના બાવા હતા. એવોના બાવા શેઠ રતનજી હોરાંગજી મુસ પ્રથમમાં ગંદેવી ગામમાં પોતાના બે ભાઈઓ શેઠ ધનજીભાઈ અને નાનાભાઈ હોરાંગજી ગજધરની સાથે લાકડાંની બાંધણીનું કામ કરતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૭૭૧ માં મુંબઇ આવી ડચ તથા ફ્રેંચ વાહણોના કપતાનોનું કામકાજ કરવા લાગા. "તે લોકો પોતાની જુબાનમાં એવણુને "મોંશીએ" કરી બોલાવતા હતા, અને તે ઉપરથી રફતે રફતે અસલી ઉચ્ચાર બદલાઈને 'મુસ'ની ઓલખ આશકારા થઈ હતી." એમના બાવા શેઠ હોરાંગજી નશરવાંનજી ગજધર ગંદેવીના જાણીતા રેહવાસી હતા.

### તા૦ ૮ મી સપ્ટેમ્બર.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટની સખાવતથી ગઈ તા૦ ૨ જી મારચ ૧૮૫૭ ને દીને અજમાએશ તરીકે ઉંઘાડેલી "સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આરટ ઍન્ડ ઇનડસ્ત્રી" ની હુનરશાળા આજ દીને મી૦ ક્રોવી નામના ઇંગલાંડથી આવેલા શુપરીનટેંડંટ હસતક બરાબર કાએદાસર સ્થાપવામાં આવી હતી.१

---

१ આ હુનરશાલા બાબે સર જમશેદજી જીજીભાઇએ પેહલવેહલો તા૦ ૯ મી મેએ ૧૮૫૩ ને દીને અતરેના નામદાર ગવરનર લારડ ફાકલંડ જોગ એક પત્ર લખી એવી અરજ કીધી હતી કે મુંબઇ મધે હુનર તથા કારીગીરી શિખાડવાની એક નિશાલ સ્થાપવી કે જેમાં રંગવાનું, ચીતારવાનું, આકાર પાડવાનું, અને કોતરવા તથા નકશી કરવાનું કામ; તેમજ દીલ્હી, ખંબાત, અને બીજાં દેશાવરો ખાતે હાલમાં હીરો કાપવાની જે નવી રીત દાખલ કરવામાં આવીછે તે; તથા સુતર, રેસમ, અને મખમલની વણાવતનાં કામો શિખાડવામાં આવે. અગર આવી એક હુનરશાલા સ્થાપવામાં આવે તો તેના ખરચને સારૂં હું રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ સરકારમાં આપવાને ખુશીછું, અને તેનાં વ્યાજનો સઘળો અથવા જરૂર પડે તેટલો ભાગ જેઓ એ ખાતાંમાં કાંઇબી હુનર શિખવા આવે તેમને તેઓ શિખી રહે ત્યાંસુધી આસરો આપવાનાં કામમાં ખરચવો. જે વેળાએ એ ખાતું પોતાનીજ કમાઇમાંથી પોતાનો સઘળો ખરચ પુરો પાડવાને શકતિવાંન થાય ત્યારે ઊપલી રકમનાં વ્યાજમાંથી જેઓ સરશ કારીગીરીના નમુના બનાવે તેઓને ઇનાંમો આપવામાં, અથવા બીજી હરેક રીતે આએ દેશનાં હુનર તથા કારીગીરીમાં સુધારો થઇ શકે તેવાં કામમાં વાપડવું. આ પત્રના જવાબમાં સરકાર તરફથી શેક્રેટરી મી૦ લમસડેને તા૦ ૨૮ મી મેએ ૧૮૫૩ ને દીને સર જમશેદજીને લખી જણાવ્યું કે ઊપલી તમારી માગણી કબુલ રાખવાને અથવા ના પાડવાને મુંબઇની સરકારને અખત્યાર નથી, માટે નામદાર ગવરનર ઇન કૌનસીલ મોટી ખુશીથી પોતા તરફની ભલાંમણ સાથે તમારા પત્રની નકલ આવતા મેલમાં ઇંગલાંડ કોરટ ઑફ ડાએરેકટરસ પર તેમના વિચારને માટે મોકલી આપશે. એ પછી ઇંગલાંડથી કોરટ ઑફ ડાએરેકટરસે પોતાના તા૦ ૨૭ મી આપરેલ ૧૮૫૪ ના ડીસપાચમાં સર જમશેદજીની ઊપલી સુચના પસંદ કરી મુંબઇ મધે હુનરશાલા સ્થાપવા બાબેની મંજુરીઆત આપી હતી, પણ તે સ્થાપ્યા આગમજ તેમાં શું શું તથા કેમ શિખાડવું તે વગેરેની ગોઠવણ કરવાને એક કમીટી ઠેડવવાની અને તે કમીટીના રીપોરટ પરથી અતરેની સરકારની નજરમાં વાજબી દીસે તેવી ગોઠવણો કરવાની સુચના કીધી હતી. એ સુચના મુજબ અતરેની સરકારે ઇ૦ સ૦ ૧૮૫૪ ના આગશટ માસમાં એ હુનરશાલા બાબેની ગોઠવણ કરવાને નીચલા ગ્રહસ્થોની એક કમીટી ઠેડવી હતી:—

સરનશીન—ચીફ જસટીસ સર વીલ્યમ યારડલી.

નાયબે સરનશીન—પ્યુની જડજ સર ચારલસ જાકસન, સર જમશેદજી જીજીભાઇ નાઇટ.

### તા૦ ૯ મી સપ્ટેમ્બર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

હિંદુસ્થાનના ઉપલા ભાગો ખાતે ઉઠેલા બલવો સમાચારનીથી બેશી જાય તે માટે ખોદાતાલાની બંદગી

---

શેક્રેટરી—શેઠ વીનાયક વાસુદેવ.

અધિકારીઓ—મીશીઅરસ સી. જે. અરસકીન, મેજર ક્રાફરડ, રેવરંડ આનડરસન, ડાકટર કારટર, ડાકટર બ્યુરટ, પ્રોફેસર હારકનેસ, એચ. કાનીએર, ખરશેદજી જમશેદજી જીજીભાઇ, જગંનાથ શંકરશેઠ.

એ કમીટીએ તા૦ ૭ મી મેએ ૧૮૫૫ ને દીને અતરેની સરકાર ઊપર પોતાનો રીપોરટ મોકલ્યો, અને તેમાં સર જમશેદજીની આ હુનરશાલા બાબેની યોજના પસંદ કરી ભલાંમણ કીધી હતી કે એ હુનરશાલામાં શિખવા આવનારાઓને ઊત્તેજન તરીકે સર જમશેદજીના જણાવ્યા મુજબ પ્રથમમાં કાંઇ ગુસારો આપતો કરવો; અને તે માટે ૩૨ સ્કાલરશીપો સ્થાપવી, જેમાંની રૂ૧૦) ના દરમાયાની ૧૨ સ્કાલરશીપ હુનર શીખનારાઓને અને રૂ૪) ના દરમાયાની ૨૦ સ્કાલરશીપ ઊદ્યોગ શિખનારાઓને આપવી, તથા એ ખાતું સર્વે વર્ણના વિદ્યાર્થીઓને માટે ખોલ્લું મુકવું. વળી એ ખાતાંનો એક હુશીયાર સુપરીનટેંડંટ જે બધી જાતના હુનરોમાં માહીતગાર તથા જેણે યુરોપમાં એ બાબદોનો અનુભવ મેલવેલો હોય તેને ઠેડવવો, તથા તેના હાથ હેઠલ બે આસીસટંટો રાખવા. હાલ તુરત તો એ હુનરશાલાને માટે જુદી ઇમારત બાંધવાનો ખરચ કરવાને બની શકે નહિં, માટે દર માસે રૂ૨૦૦) સુધીને ભાડે એક મોટું મકાંન લેવું. એ ઊપરાંત એ રીપોરટમાં શિખવવાની કેટલીક બાબદો તથા રીતો વિષેની ભલામણ કીધી હતી.

એ રીપોરટ અતરેની સરકારે તા૦ ૧ લી જુન ૧૮૫૫ ને દીને બાહલ રાખી ઇંગલાંડ કોરટ ઑફ ડાએરેકટરસ ઊપર મોકલ્યો હતો, અને કોરટ ઑફ ડાએરેકટરસે તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૫૬ ને દીને અતરેની સરકાર જોગા પોતાના ડીસપાચમાં એ રીપોરટમાં કરેલી ભલાંમણ મુજબની હુનરશાલા સ્થાપવા તથા તેના ખરચ માટે દર માસે રૂ૨૦૦) સરકારી તીજોરીમાંથી આપવાને મંજુરીઆત આપી હતી. એ પછી અતરેની સરકારના હોકમથી ઊપલી કમીટીએ હુનરશાલા તુરત વેળા ઊંઘાડવાને લગતી ગોઠવણો તથા તેના ખરચના અડસતાનો રીપોરટ કરી તા૦ ૮ મી જાનેવારી ૧૮૫૭ ને દીને સરકાર પર મોકલ્યો, તથા તે ખાતાં પર ઊપરીપણું ચલાવવાને મેશરસ ઇ. આઇ. હાવરડ, જાન હારકનેસ, જગંનાથ શંકરશેઠ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, ડાકટર બ્યુરટ, રેવરંડ એનડરસન, અને વીનાયક વાસુદેવની કમીટી ઠેડવવાની સુચના કીધી હતી. એ રીપોરટની નકલ સરકારના શેક્રેટરી મી૦ હારટે તા૦ ૨૩ મી જાનેવારી ૧૮૫૭ ને દીને સર જમશેદજી પર મોકલી હતી. એ બાદ એ હુનરશાળા અજમાએશ તરીકે તા૦ ૨ જી મારચ ૧૮૫૭ ને દીનથી એલફીનસટન ઇનસટીટીઊશન વાલાં મકાંનમાં "સર જમશેદજી જીજીભાઇ સ્કુલ આફ આરટ એન્ડ ઇનડસ્ત્રી" નાં

કરવાને આજ દીને સુરત મધે મરહુમ શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીનાં આતશબેહરામમાં ત્યાંની જરથોસ્તી અંજુમને એક જાહેર જશન કીધું હતું. જશનની ક્રિયા શરૂ કીધા આગમજ શેઠ કુવરજી કાવસજી શમાંવાલાએ એ અવસરને લગતો કેટલોક ખોલાસો વાંચી સંભળાવ્યો. જે પછી જશન શરૂ થયું, તે પુરૂં થયા બાદ શેઠો હોરમજજી દોરાબજી કોટવાલ અને રૂસતમજી હોરમજજી કોપર (ફોટોગ્રાફર) ઈંગ્રેજ સરકારનાં રાજ્યની ખુબી વિષે ભાષાણુ કરી સંભળાવ્યાં, અને તે બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું.[૧]

તા૦ ૯ મી સપટેમબર.

રોજ ૨૦ માહ ૧૨ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

કલીકટ મધે આગલા વખતમાં મરહુમ શેઠ હોરમજજી બહેમનજી વાડીઆએ પોતાના આડતીઆઓને

---

નામથી ઊઘાડવામાં આવી હતી, અને તે માટે સરકારના શેક્રેટરી મી૦ હારટે તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૫૭ નાં ગવરમેંટ ગેઝેટમાં જાહેર ખબર છપાવી લોકોને ખબર કીધી હતી. એ પછી સર જમશેદજીએ તા૦ ૩ જી મારચ ૧૮૫૭ ને દીને સરકારી તીજોરીમાં રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ ભરી તેના સબતરેજરર તરફથી આવેલી રીસીટ સરકારમાં બીડી, અને સરકાર તરફથી શેક્રેટરી મી૦ હારટે તા૦ ૮ મી મેએ ૧૮૫૭ ને દીને તે વિષે સર જમશેદજીનો ઊપકાર માની એ હુનરશાલાના ઊપયોગ તથા વધારા બાબે તેઓએ વારંવાર પોતા તરફથી જેબી સુચના હોય તે સરકારને કરવી એવી ખાએશ બતાવી હતી. એ બાદ તા૦ ૮ મી સપટેમબર ૧૮૫૭ ને દીનથી એ હુનરશાલા મી૦ ક્રોવી નામના ઇંગલાંડથી આવેલા સુપરીનટેંડંટ હસ્તક બરાબર કાએદાસર ચાલુ કીધી હતી. એ પછી ઈ૦ સ૦ ૧૮૫૮ ના ફેબરવારી માસમાં તે એલ-ફીનસટન ઇનસ્ટીટીઊશનમાંથી કાઢી એલફીનસ્ટન કાલેજવાલી ઇમારતમાં લઈ જવામાં આવી હતી, અને તે બાદ સર જમશેદજીના શાહેબજાદાઓએ એ હુનરશાલાને માટે પોતાનું બાહેરકોટ એસ્લાહીબાગની સાંમેનું સર જમશેદજી વાલું જુનું ઘર કેટલીક મુદત સુધી વગર ભાડે વાપડવાને આપ્યું હતું. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૬ માં એ ખાતાંને માટે સરકાર લાએક ઇમારત બંધાવે ત્યાં સુધી તે મેદાન મધે કામચલાઊ છાપરાંઓ બાંધી તેમાં લઈ જવામાં આવી હતી, જેના ખરચનો મોટો ભાગ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈએ આપ્યો હતો. એજ મુજબ શેઠ રૂસતમજીએ ઈ૦ સ૦ ૧૮૬૩ માં એ હુનરશાલામાં ધાતુને લગતા હુનરો તેમજ ઘરસણગાર અને કોતરકામ શિખાડવાને સરકારને રૂ૭૫૦૦૦) ની રકમ આપી હતી, અને જે મધેથી ખરચ કરી સરકારે ઇંગલાંડથી મોશીઅરસ ગ્રીફીથસ, કીપલીંગ, વગેરે ઊસતાદો ને તેડાવી કેટલીક મુદત સુધી એ હુનરોને લગતા વર્ગો ચાલુ રાખ્યા હતા. વળી શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ ઈ૦ સ૦ ૧૮૬૨ માં એ ખાતાંના સુપરીનટેંડંટ મી૦ ટેરીને યુરોપની જુદી જુદી હુનરશાલાઓ જોવા માટે પોતાને ખરચે તે તરફ મોકલ્યો હતો, તથા એજ શાલમાં પોતાના બાપનાં નામથી દર માસે રૂ૧૫) ની એક "શાલીનડરસ સ્કાલરશીપ" આપવાને રૂ૩૦૦૦) સરકારમાં આપ્યા હતા. શેઠ ખરશેદજી ફરદુનજી પારખે સુરત મધે પોતાના બાપનાં નામથી સ્થાપેલી હુનરશાળા પણ ઈ૦ સ૦ ૧૮૬૮ થીતે ૧૮૭૭ સુધી એજ હુનરશાલામાં લાવવામાં આવી હતી, અને તેમાં શિખનારા છ સુરતી વિદ્યાર્થીઓને દર માસે રૂ૧૨ાા ની સ્કાલરશીપ શેઠ ખરશેદજી ફરદુનજી પારખનાં નામથી આપવામાં આવી હતી. એ ઊપરાંત સર કાવસજી જાંગીરજી રેડીમની, નાઇટ, સી. એસ. આઇ. એ પણ ઈ૦ સ૦ ૧૮૭૫ માં એ હુનરશાલામાં દર વર્ષ હાનરેબલ બી. એચ. એલીસના નામનું એક ઇનામ આપવાને રૂ૧૦૦૦) સરકારમાં આપ્યા હતા.

એ હુનરશાલાનો વહીવટ ૧૫ વર્ષ સુધી ઊપલી કમીટીએ ચલાવ્યો હતો, અને તેના નાયબે સરનશીન તરીકે સર જમશેદજી અને તેમની પછી બીજા સર જમશેદજી બારોનેટ, તથા અધિકારીઓ તરીકે સરકારી અમલદારોની સાથે શેઠો રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ફરાંમજી નશરવાંનજી પટેલ, અને ખરશેદજી ફરદુનજી પારખ તથા શેક્રેટરી તરીકે શેઠ વીનાયક વાસુદેવ સેવટ સુધી હતા. એ પછી કમીટી હસ્તકનો વહીવટ સરકારે બંધ કરી ઈ૦ સ૦ ૧૮૭૩ થી તે ડાએરેકટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશનના સ્વાધીનમાં આપ્યોછે, તથા એ ખાતાંને માટે મેદાન મધે ક્રાફરડ મારકીટની સાંમે એક મોટી ઇમારત બંધાવી તેમાં ઈ૦ સ૦ ૧૮૭૮ થી એ હુનરશાલા લઈ જવામાં આવીછે. એ ઇમારત ઊપર નીચે પ્રમાણેની તખ્તી મારવામાં આવીછે:—

THE SIR JAMSETJEE JEJEEBHOY School of Art
was erected from designs by.
G. T. MOLECEY F. R. I. B. A.
and sanctioned by the Government of Bombay
on the 22nd October 1874.
The work was commenced on the
14th December 1874.
HI EXCELLENCY THE HONOURABLE SIR PHILIP
WODEHOUSE G. C S. I., K. C. B.
Governor and President in Council,
and was completed on the 28th February 1878.
His Excellency the Honourable Sir.
RICHARD TEMPLE Bart. G. C. S. I.
Governor and President in Council,
The work was carried out under the immediate orders
of Colonel J. A. Fuller, R. E.
Khan Bahadoor Muncherjee Cowasjee Murzban.
Assoc : Inst : C. E.
being Assistant Engineer in charge.

| | | |
|---|---|---|
| Estimate as sanctioned ........................ | Rs. | 2,09,513 |
| Actual cost ............................................ | " | 1,91,490 |

Sir Jamsetjee Jeejeebhoy, the First Baronet endowed this School with Rs. 1,00,000

Major General Sir Michael Kennedy K. C. S. I., R. E.
*Secretary to Government, Public Work Department.*

૧ જામે જમશેદ, તા૦ ૧૪ મી સપટેમબર ૧૮૫૭.

રેહવા સારૂં એક નાખલું મકાન બંધાવ્યું હતું તે ઈ૦ સ૦ ૧૮૨૩ માં તેમનો એ તરફનો વ્યાપાર બંધ થવાથી જરથોસ્તી મુસાફરોના ઉતારા તથા વપડાસને માટે ધર્મ ખાતે આપ્યું હતું. એ મકાંન ઘણું બીસમાર હાલતમાં આવી ગયાથી આએ વર્ષમાં ત્યાંના જરથોસ્તીઓએ શેઠ ધનજીભાઈ માણેકજી મુગાશેઠની આગેવાંની હેઠલ એક ફંડ ઉભું કરી તેને નવેસરથી દરૂસ્ત કરાવ્યું હતું.[2]

એ મકાંનમાં આજ દીને કલીકટ તથા મલબાર કોસ્તાના કેટલાક જરથોસ્તીઓ બળવાના હીગાંમને લીધે ઇંગ્રેજી રાજની ફતેહમંદી ચાહવા માટે બંદગી કરવાને એકઠા મલ્યા હતા. બંદગીનું કામ પરૂં થવા બાદ શેઠ ધનજીભાઈ માણેકજી મુગાશેઠનાએ ઇંગ્રેજી રાજ તરફ એરબાણી બતાવનારૂં એક ભાષાણુ કરી સંભળાવ્યું હતું.[1]

---

તા૦ ૧૦ મી સપટેમબર.

અતરેની ઇંડીઅન નેવીનો કમાનડર-ઇન-ચીફ કામોડોર સર હેનરી લીક પોતાને વતન જનાર હોવાથી આજ દીને અતરેના દેશી આગેવાન ગ્રહસ્થોએ તેને શેઠ જગંનાથ શંકરશેઠનાં મકાનમાં બોલાવી એક માન પત્ર આપ્યું હતું. આ વેળાએ પારસીઓમાં શેઠો બેહમનજી હોરમજજી વાડીઆ, ખરશેદજી જમશેદજી જીજીભાઈ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, અરદેસર ખરશેદજી વાડીઆ, રૂસતમજી અને શેરાબજી જમશેદજી જીજીભાઈ, જાંગીરજી નવરોજજી વાડીઆ, હીરજીભાઈ મેહરવાંનજી વાડીઆ, માણેકજી નશરવાંનજી પીટીટ, ફરાંમજી નશરવાંનજી પટેલ, માણેકજી ખરશેદજી સરાફ, મેહરાંમજી જીજીભાઈ, દાદાભાઈ રૂસતમજી પટેલ, લીમજી માણેકજી બનાજી, અને ફરદુનજી હોરમજજી સશકરી એ કામમાં શામેલ થયા હતા.[3]

---

તા૦ ૧૬ મી સપટેમબર.

રોજ ૨૭ માહ ૧૨ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને મરહુમ બાઇ જાઇજી તે શેઠ ખરશેદજી બરજોરજી દાદીબરજોરનાં ધણીઆંની તથા મરહુમ શેઠ દાદાભાઈ મેહરવાંનજી મુગાનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી, તથા ખાવંદ, અને દીકરા શેઠ માણેકજી ખરશેદજી દાદીબરજોર તથા ભાઈ મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈનાં ફંડ મજેથી મલી રૂ૧૪૦૦) ની રકમ ધર્મ ખાતાંઓમાં આપવામાં આવી હતી.[4]

---

તા૦ ૧૭ મી સપટેમબર.

આજ દીને અતરેથી ઇંગલાંડ ખાતે રવાંના થએલી મેલ સ્ટીમર "બોમ્બે" માં સવાર થાઈ એલફીનસ્ટન ઇનસ્ટીટીઉટવાલા શેઠ બેહમનજી પેશતનજી માસતર લંડનની મીશીઅરસ કામા કંપનીમાં એક આસીસટંટ તરીકે ગયા હતા.[5] શેઠ બેહમનજીએ એલફીનસ્ટન ઇનસ્ટીટીઉટ સાથેનો પોતાનો સંબંધ ૧૩) વર્ષે છોડયાથી અતરેનાં સઘળાં વર્તમાન પત્રોએ એકઆવાજે તેમની સ્તુતી કીધી હતી.

---

તા૦ ૨૫ મી સપટેમબર.

આએ વર્ષની અપરાધીઓની છાંડણુ કરનારી ત્રીજી વારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ચીફ-જસટીસ સર વીલ્યમ યારડલીના હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[6] :—

શેઠો ડાશાભાઈ ફરાંમજી કામાજી, પેશતનજી નવરોજજી પોહચા, રૂસતમજી રતનજી વાડીઆ, હોમજી ખરશેદજી દાદીશેઠ.

---

તા૦ ૨૭ મી સપટેમબર.

મુંબઈની પારસી પંચાતનાં ફંડના તા૦ ૧૦ મી નવેમબર ૧૮૫૫ થીતે તા૦ ૨૮ મી અકટોબર ૧૮૫૬

---

૨ એ મકાંન ઉપર ઇ૦ સ૦ ૧૮૨૭ માં કેટલાક કલીકટના હિંદુઓએ દાવો ઉઠાવી હાથ કરવા ચાહયું હતું, પણ તે વખતે એ તરફ વ્યાપાર કરવા ગયલા શેઠ રૂસતમજી શેરાબજી વાછાગાંધીએ કેટલીક મેહનત લઇ કોરટ લડી એ ઉપર પારસીઓનો હક સાબેત કીધો હતો, જેથી તે હાલ સુધી મોજુદ રહયું છે. એ મકાંનના દરવાજા ઉપર નીચે મુજબ લાકડાંની તખ્તી કોતરેલી છે:—

"શેઠ હોરમજજી બમનજી વાડીઆની ધરમશાલાહ.
Hormnsji Bamunji Wadia's Dharamsala."

કલીકટ તરફ આગલા વખતમાં ઇસ્ટ ઇંડીઆ કંપનીનો લાકડાંનો મોટો વ્યાપાર હોવાથી એ શેહરમાં સરકાર તરફથી લાકડાં ખરીદવા પર એજંટ, સરાફ, માપનાર, વગેરે પારસીઓજ હતા. જેઓમાં એકવાર મુખ્ય શેઠો બરજોરજી ફરાંમજી મેહતા અને ચાંનજીભાઈ દોરાબજી સરાફ હતા.

૧ રાસ્ત ગોફતાર, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૫૭.

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૫૭. કામોડોર સર હેનરી લીક તા૦ ૧૭ મો સપટેમબર ૧૮૫૭ ને દીને ઇંગલાંડ સીધારયો હતો. એ ગ્રહસ્થ આપણા પારસીઓ સાથે ઘણો પલોટાઇ ગયલો હતો.

૪ જામે જમશેદ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૫૭.

૫ જામે જમશેદ, તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૫૭.

૬ બોમ્બે ટાઇમસ, તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૫૭.

સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પરગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછેકે છેહલા હીસાબની બાકીના રૂ૭૯૫૧૨૫॥૮। ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૨૪૯૨૭।૨૪। ની આવક થઈ હતી, અને ખરચ રૂ૧૯૬૮૫॥૬॥ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખ- રીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતનાં હીસાબને લગતા રૂ૮૯૭૫૮॥૧૬ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[1] રૂ૧૪૫૦૨૦॥૧૫॥ મલી કુલે રૂ૨૩૪૭૭૯॥૬॥ બાકી હતા.

તા૦ ૨૮ મી સપટેમબર.

આજ દીને સુરતની પાસેનાં ઈછાપોર ગામમાં મુંબઈવાસી બાઈ મેહેરબાઈ તે શેઠ કાવસજી ધનજીભાઈ પાંઊવાલાનાં ધણીઆંનીએ એક કુવો બંધાવી ધર્મ ખાતે ખોલ્લો મુકયો હતો.[2]

તા૦ ૪ થી અકટોબર.

રોજ ૧૦ માહ ૧ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

હિંદુસ્થાંનના ઉપલા દેશોમાં ચાલેલા બલવાની અસરથી જે મોટી આફતો ગુજરીછે, તથા ઇંગ્રેજી પ્રજાને મોટું નુકસાંન ખમવું પડયુંછે તે બાબદમાં હિંદુસ્થાંનના નામદાર ગવરનર જનરલ લાડ કાનીંગે તા૦ ૭ મી સપટેમબર ૧૮૫૭ ને દીને કાઢેલાં જાહેરનામાં મુજબ આએ માંમલો તદન બેશી જાએ અને હિંદુસ્થાંનની ધરથી ઉપર પાછી સુલેહ ચાલુ રહે તે માટે ખોદાતાલાની બંદગી કરવાને મુંબઈની પારસી પંચાતના અધિકારીઓએ છુટાં હેનડબીલ તથા વર્તમાંન પત્રોની મારફતે ખબર આપી આજ દીને સવારનાં ૯ કલાકને અમલે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતશબેહરાંમ મધે એક જાહેર જશનમાં શામેલ થવાને સર્વે જરથોસ્તીઓને એલતેમાસ કીધી હતી, તે મુજબ તે જગોએ જરથોસ્તી- ઓની એક મોટી સંખીઆ હાજર થાઈ હતી. જશનની ક્રિઆ ચાર દસ્તુરોએ જુદાં જુદાં આફરંગાંન માડી કીધી હતી, જે પુરી થવા બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[3]

તા૦ ૮ મી અકટોબર.

આજ દીને અતરેની "બોમ્બે બ્રાંચ ઑફ ધી રાએલ એશીઆટીક શોશાએટી" ની માસીક સભામાં શેઠ ધનજીભાઈ ફરાંમજી પટેલે "ઈરાંની જુબાનોનાં અસલ- પણાં અને તેઓની સત્તા" વિષે એક નીબંધ વાંચી સંભ- લાવ્યો હતો.[4]

તા૦ ૧૦ મી અકટોબર.

ઇંગ્રેજી લશકરે ગઈ તા૦ ૨૦ મી સપટેમબરે દીલ્લી ફતેહ કીધું તેના સમાચાર સુરત ખાતે જઈ પુગાથી તે બાબેની શોકરગુજારીમાં ત્યાંના જરથોસ્તીઓએ આજ દીને સવારનાં રૂસ્તમપરા મધે સર જમશેદજી જીજીભાઈ બારોનેટની દરેમેહરમાં એક જાહેર જશન કીધું હતું. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ રૂસતમજી હોરમજજી કોપરે (કોટાઆફીશે) ઉઠી ઇંગ્રેજી રાજનાં સુખ વિષે એક ભાષાણ કરી સંભલાવ્યું, જે બાદ ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.

એજ દીને રાતનાં સર જમશેદજીવાલા એલાહી- બાગમાં આ બનાવની ખુશાલીમાં પારસીઓની તરફથી સુરતના સર્વે ઇંગ્રેજ તથા જાણીતા દેશી ગ્રહસ્થોને એક નાચ આપવામાં આવ્યો હતો, જે વેળાએ માશીઅરસ ઈનવરારીટી, કારબસ, ચાંટ, રેવનસકરાફ્ટ, રાજરસ, સાલમન, વેસ્ટ, બરકલી, ગીપીઅન, બેટસ, મેજર ઈવીનસ, વગેરે ઘણાક મોભાદાર ગ્રહસ્થો શામેલ થયા હતા. આ કામની આગેવાંની શેઠો કુવરજી કાવસજી શબાવાલા, બરજોરજી ભીખાજી શહીઆર, હોરમજજી દોરાબજી

[1] પંચાતનાં દફતરમાં આગલાં વર્ષોનાં ૧૪ ખાતાં ઊપરાંત આએ વર્ષમાં એક નવું ખાતું આ૦ શેઠ પેશતનજી શોરાબજી પુણાંવાલાએ તા૦ ૧૨ મી મેએ ૧૮૫૬ ને દીને રૂ૧૫૦૦૦) ની સરકારી ૫ ટકાની નોટ આપી પડાવ્યું હતું; અને તે બાબે એવી સરત કીધી હતી કે તે રકમનાં વ્યાજ મધેથી પુણાં મધે વર્ષના ૬ ઘાહંબાર કરવા તથા ૨ નશાશાલારોનો પગાર આપવા માટે હર શાલ રૂ૭૦૦) તેમની હૈયાતી સુધી તેવણ ઊપર અને તે બાદ તેમના વારેસો ઊપર મોકલવા, અને બાકી રૂ૫૦) પંચાતનાં જનરલ ફંડ ખાતે લેવા; તથા નોટ મુદલ સદા અનામત રાખવી.

[2] આ કુવાપર નીચલો તખ્તી મારેલીછે:

"શ્રી દાદાર હોરમજદની મદદથી શાખી દીલની બાઇ
"મેહેરબાઇ તે શેઠ કાવસજી ધનજીભાઇ પાઊવાલાની ધણી-
"આંણીએ ઇછાપોર ગામમાં પોતાના ખરચથી કુવો એક
"બાંધીઓછે. પોતાનાં બુજરોગ શવાબનાં વધારાને શારૂ
"બાંધીઓછે ને કુવાનાં પાંણી વાપરનારાઓ મોટી દુવા
"જાવેદાંન લગીની શવાબ હાંસલ કરી. એ કુવો બાંધીને
"પારશી પંચાતને હવાલે કીધોછે. શવંત ૧૯૧૩ આશો
"શુદ ૧ વાર શોમે રોજ ૪ માહ ૧ રશમી શને ૧૨૨૭
"એજદેજરદી તા૦ ૨૮ શપટંમબર શને ૧૮૫૭ ઇશવી."

[3] જામે જમશેદ, તા૦ ૫ મી અકટોબર ૧૮૫૭.

[4] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૮ મી અકટોબર ૧૮૫૭.

એજ નીબંધનો બીજો ભાગ શેઠ ધનજીભાઈએ તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૫૭ ને દીને મળેલી એજ મંડળીની સભામાં વાંચી સંભલાવ્યો હતો, અને ઈ૦ સ૦ ૧૮૫૮ માં તેનું એક જુદું પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.

કોટવાલ, નશરવાંનજી પેશતનજી વકીલ, એદલજી રૂસ્તમજી, માણેકજી પેશતનજી સદરઅમીન અને અરદેશીરજી ફરામજી રબાડીએ કીધી હતી.[1]

તા૦ ૧૮ મી અકટોબર.

રોજ ૨૪ માહ ૧ (શ૦) ૧૨૨૭ યજદજરદી.

હિંદુસ્થાનમાં ફેલો બળવો દફે થાએ અને પાછી સુલાહસંપજ જારી થાએ તથા બળવાખોરો ઘટતી સજાએ પોંહચે અને મા ગ્રેજી રાજ હમેશ હિંદુસ્થાનમાં કાએમ રહે તે બાબે ખોદાતાલાની બંદગી કરવાને આજ દીને શીગાપોર મધે વસનાર તમામ જરથોસ્તી વ્યાપારીઓ તથા ગુમાસતાઓએ ત્યાની શેઠ બેહરામજી હોરમસજી કામાજીની વાડીમા ભેગા મલી એક જશન કીધુ હતુ. આ વેળાએ તે તરફ દેશનિકાલ કાઢેલા પારસી મદીવાનો પણ હાજર થયા હતા.[2]

તા૦ ૨૭ મી અકટોબર.

રોજ ૩ માહ ૨ (શ૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીન ભરૂચ મધે શેઠ શોરાબજી ધનજીભાઈ બમબાતાએ આદરાનની એક દરેમેહર બંધાવી પરસાવી હતી. એ વેળાએ જશનની ક્રિઆ પુરી થયા પછી એ મહાન શેઠ શોરાબજીએ ભરૂચની પંચાતને બખશીશ કરી તેની મરામત વીગેરેનો ખરચ ત્યાની અંજુમનનાં ફંડમાથી કરવાને જણાવ્યુ હતુ.[3]

તા૦ ૧ લી નવેમબર.

મુંબઈના સરકારી ગોદીના વડા માસતર બીલડર શેઠ નશરવાનજી રતનજી વાડીઆએ જઈફીને લીધે પોતાનો ઓહદો છોડવાથી તે જગોપર નામદાર સરકારે શેઠ જહાંગીરજી નવરોજજી વાડીઆને કામચલાઉ મુકરર કીધા હતા.[4]

[1] જામે જમશેદ, તા૦ ૧૬ મી અકટોબર ૧૮૫૭

[2] રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી નવેમબર ૧૮૫૭.

[3] આ આદરાન અસલમાં ભરૂચ મધે આ૦ જીવાશાહ ફરદુનજી નામના મોબેદના રેહવાના ઘરના એક ઓરડા મધે બંધારી તે જગાઓમા કદીમથી તખ્ત પુરાનુ હતુ, તેથી શેઠ શોરાબજીએ તે ઘરની પાસે પોતાના પૈસાથી આએ નવુ મકાન બંધાવી તેમા જુના આદરાનને તખ્તનશીન કીધા હતા.

[4] બામ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૯ મી અકટોબર ૧૮૫૭

શેઠ જાહાંગીરજીને આ વેળાએ કામચલાઉ માસતર બીલડર ઠેરવી ઈંડીઅન નેવીના નવા ઠેરેલા કમાનડર ઈન ચીફ કામોડોર જી. જી. વેલસલી, સી બી એ પારસીઓને બદલે એ ઓહદો યુરોપીઅનોને આપવાને ઇંગલાંડ લખ્યુ હતુ, પણ "કોરટ ઓફ ડાઅરેકટરસે" પોતાના તા૦ ૧૧ મી આગસટ ૧૮૫૮ ના અતરેની સરકાર જોગા ડીસપાચમા તેમ કરવાનિ સાફ ના પાડી શેઠ જાહાંગીરજીની નેમણુક બાહાલ રાખી હતી. એ બાબેના ઉપલા ડીસપાચનો અસલ ફકરો નીચે ટાંકીએ છૈયે:—

તા૦ ૧ લી નવેમબર.

શેઠ ડાબાભાઈ ફરામજી ફરાકાએ હિંદુસ્થાનમાં બ્રીતિષ રાજ, તથા હાલમા ફેલા બળવાથી નીપજતા

"2nd With respect to the suggestion of Commodore Wellesly that the post of Master Builder should be filled by a competent person to be sent from Europe we are not disposed except upon substantial grounds thus to supercede the Parsee Builders who have been from their childhood trained in the Public service in the Dockyard at Bombay and who as a class have been for years remarkable for their skill as shipwrights, especially when we find it reported to Government by the Commodore's letter dated 21st September 1857, Para 4th, that the present First Assistant Mr Jehangir Nowrojee bears a very high character and is quite equal to undertake the duties of Master Builder

"3rd We observe that subject to our decision you have appointed Mr Jehangir Nowrojee to officiate as Master Builder of the Dockyard on Rs 700 a month. This arrangement has our approval, but under the circumstances it is our desire that the appointment of Mr Jehangir Nowrojee should be considered as probationary for a year at the expiration of which time you will report to us whether the arrangement has worked satisfactorily It should also be borne in mind that Mr Jehangir Nowrojee with his relative Mr Heerjibhoy Merwanjee, the second assistant Builder came to England some years ago for the purpose of receiving instruction in naval architecture and studied that science in the Royal Dockyard at Chatham under Mr Fincham, master shipwright there who gave very satisfactory certificates as to the competence of both these Parsee Gentlemen on their return to Bombay

ઉપલો ડીસપાચ આવ્યા પછી એક વર્ષે કામોડોર વેલેસલીનો વિચાર પણ ફરી ગયો હતો, અને તેણે તા૦ ૧૮ મી નવેમબર ૧૮૫૮ ને દીને સરકાર ઉપર એક રીપોરટ લખી શેઠ જાહાંગીરજીને માસતર બીલડરના ઓહદા ઉપર કાએમ રાખવાની ભલામણ કીધી હતી અને જે સરકારે બાહાલ રાખી હતી એ બાબ કામોડોર વેલેસલી લખે છે કે.—

"I have great pleasure in stating that during this period Mr Jehangir Nowrojee has fully sustained the high character he has always borne, and that I am perfectly satisfied with the manner in which he has conducted the duties of his Department

"It certainly did appear to me desirable that the Indian Navy should have the benefit of the experience of the recent [illegible] and improvement in building and fitting ships in England which only a person associated with them could institute [illegible] And moreover [illegible] at the cost of [illegible] under the supervision of the Parsee Builders and upon the [illegible] the opportunity [illegible] might be taken of the retirement of the late Master Builder to introduce a successor from England

"[illegible] state [illegible] experience of six or more months in the management of the Dockyard during which time my best endeavours have been directed [illegible] expenditure that as far as I am capable of judging that a change of this nature cannot be substantiated * * * Under these circumstances I would submit for the favourable consideration of your Lordship in Council that the officiating Master Builder (Mr Jehangir Nowrojee be confirmed in his appointment

ગેરફાયદા વગેરે બાબદો ઊપર ગુજરાતી અને મરાઠી ભાષામાં એકેકું ચોપાનયું છપાવી પ્રગટ કીધું હતું.૧ એ ચોપાનયાં અતરેના હિંદી ઉમરાવ સર જમશેદજી જીજીભાઈ બારોનેટને અર્પણ કીધાં હતાં.

૧ "હીંદુસથાનમા બરીટીશ રાજ તથા એ રાજનો આગમાં દેશી રાજો સાથેનો મુકાબલો અને આએ દેશમાં ઊઠેલા બળવાથી ગામઠીઓના હકમાં નીપજતા ગેરફાએદા. લખનાર, ડોસાભાઈ ફરાંમજી, બોમબે ટાઈમસનો મેનેજર. મુંબઈ, દફતર આશકારા છાપાખાનામાં છાપીઊંછે. ૧૮૫૭"

એ ચોપાંનીઆ વેચયાં તેનો ખરચ બાદ કરતા બાકી રૂ૭૫૪—૭—૧૦ પાઈ નફો રહયો તે શેઠ ડોસાભાઈએ તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને અતરે ઊભાં થયલાં બળવાના રીલીફ ફંડમા મોકલ્યો હતો.

એ ચોપાનીઆની એકકી નકલ મુંબઈના ગવરનર લારડ એલફીનસટન ઊપર મોકલવાથી તે નામદારે પોતે તા૦ ૭ મી નવેમબર ૧૮૫૭ ને દીને માથેરાનથી શેઠ ડોસાભાઈ ઊપર નીચલો પત્ર લખી મોકલ્યો હતો:—

*Matheran, November 7th 1857.*

SIR,

I cannot sit down to thank you for the copies you have sent me of your little work on the "British Raj contrasted with its Predecessors" without at the same time expressing to you my warm appreciation of the spirit in which you have invited your fellow country-men to draw this comparison. I hope that your essay will be the means of opening the eyes of many to the benefits they enjoy, and to the prospects of future improvement which are now dawning upon India under the auspices of the British Government.

No one can deplore more sincerely than I do the infatuation which has rendered this rebellion possible — the crimes which have attended it — the misery which it has entailed upon thousands; but deeply interested as I am in this country, I lament if possible still more the consequences which it seems not unlikely to produce upon its future prospects. I allude of course to the feelings of distrust and alienation which it has engendered in the minds of Englishmen. The generous and enlightened no doubt distinguish between the few men of influence and position who have abused their privileges and their tool the sepoys who have been the chief actors in this rebellion, and the great body of the people, including the great majority by far of the Princes and Chiefs of India, who have beheld with horror and detestation the treachery, violence and cruelty by which it has been characterized; but can we expect that every one will draw this distinction?

It is the peculiar merit of your Essay that it not only calls the attention of your own countrymen to the character of the British Government, as contrasted with those which preceded it, but it also that it reminds the English reader of the pretence that this unhappy and atrocious revolt, as you justly term it, is reprobated and stigmatized by those who most truly represent the public opinion of India. The venerable name to which you have inscribed your work is also well suited to awaken these recollections in his readers.

I am, Sir, with much esteem,
Your faithful servant,
ELPHINSTONE.

To
DOSABHOY FRAMJEE, Esquire.

### તા૦ ૪ થી નવેમબર.

ઈંગલાંડ મધે "લંડન યુનીવરસીટી કાલેજ" ના વિદ્યાર્થીઓને ઇનામો આપવાની ગયા માસમાં મળેલી સભામાં ગયે સાલ મુંબઈથી કેળવણી લેવા ગયલા પારસી વિદ્યાર્થીઓ મધેથી નવરોજજી કાવશજી પોંહચાને લાટીન ભાષાના બીજા વર્ગમાં, તથા ફરાંમજી બેહમનજી કામાજીને ફ્રેંચ ભાષાના હેઠલા પેહલા વર્ગમાં સર્વથી ચડતાં ઇનામો મળ્યાં હતાં. તેમજ અરદેશર ખરશેદજી કામાજીએ તવારીખમાં માન ભરેલો અભીઆસ કર્યો એમ રીપોરટમાં જણાવ્યું હતું. સેવટે સરનશીન અરલ ફારટેશકયુએ પોતાના ભાષણમાં આએ પારસી જવાનો વિષે સારો વિચાર જણાવ્યો તથા કહયું કે "એશીઆખંડનાં બાળકો આએ મુલક બાલે આવીને આપણાં બાળકો સાથે માંન ભરેલી હરીફાઈ કરી ખરી લાએકાતથી ઇનામો મેળવે એ દેખાવ ખચીત સંતોષ ઉપજાવનારોછે."૨

### તા૦ ૧૪ મી નવેમબર.

અમદાવાદ મધે ગુજરાત વર્નાકયુલર સોસાઈટી તથા નેટીવ લાઈબ્રેરીના વપડાસને માટે ત્યાંના નગરશેઠ હેમાભાઈ વખતચંદે એક મકાન બધાવી આપ્યું હતું, તેને ખોલુ મેલવાની ક્રિઆ આજ દીને ત્યાંના કલેકટર મી૦ જે. ડબલયુ. હાડોએ કીધી હતી. આ વેળાએ ઉપલી નેટીવ લાઈબ્રેરીનું નામ ફેરવી "હેમાભાઈ ઇનિસ્ટીટીઊટ" કરી રાખવાનો ઠેરાવ થયો હતો, તથા તેનો વહીવટ ચલાવવાને ૬ યુરોપેઅન, ૧૦ હિંદુ, અને ૩ પારસી (શેઠો મનચેરજી સોરાબજી કારકુનવાલા, બેજનજી ફરામજી નાજર, કાવશજી મનચેરજી કારકુનવાલા) ગ્રહસ્થોની એક કમીટી નેમી હતી.૩

૨ ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૪ થી નવેમબર ૧૮૫૭.

સરનશીનના ભાષણના આ બાબેના અસલ શબ્દો અતરે નોંધી રાખવા જોગછે. તેવણ બોલ્યા કે.—

"There is one other fact too connected with the ceremony which we have just witnessed, which at this time particularly, remembering what is taking place in a distant part of our empire, it must have been a very great gratification to all of us to have noticed. I mean to have heard Asiatic names, and to have seen Asiatic youths come up and receive those prizes which in fair contest here with the sons of our own land, they have nobly won. I trust that the friendly rivalry and good feeling which we have this day seen manifested here, is but the prelude to a state of things soon to be restored and perpetrated in our Eastern possessions."

૩ બાંમબે ગેઝેટ, તા૦ ૨૭ મી નવેમબર ૧૮૫૭.

આ કમીટીમા પારસીઓમાં ઊપલા ત્રણ ગ્રહસ્થો ઊપરાંત અત્યાર સુધીમા ડાકટર રતનજી હોરમસજી અમદાવાદવાળા, અને શેઠ ખરશેદજી નસરવાંનજી વાડીઆ સામેલ થયાછે, અને શેઠ કાવશજી મનચેરજી કારકુનવાલા એ ખાતાંના ઈ૦ સ૦ ૧૮૭૨ ના નવેમબર માસથી આનરરી સેક્રેટરી છે.

### તા૦ ૧૬ મી નવેમબર.

### રોજ ૨૩ માહ ૨ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ કુવરજી નશરવાંનજી મેહતાનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ નશરવાનજી દોરાબજી મેહતા તથા સસરા શેઠ પેશતનજી નશરવાંનજી બાટલીવાલાએ મલી રૂ૭૧૪) પરચુરણ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

### તા૦ ૧૮ મી નવેમબર.

કરાંચી મધે બંધાયલી એક નવી સ્ટીમર "ફ્રીઅર" ને ઢગવ પરથી પાણીમા ઉતારવાને ત્યાના દરીયાવર્ધી ખાતાના અમલદારોને ઘણી મુશ્કેળી પડવાથી નામદાર સરકારે તે કામસર અતરેની સરકારી ગોદીના આસીસ્ટંટ માસટર-બીલડર શેઠ હીરજીભાઈ મેહરવાનજી વાડીઆને તે તરફ મોકલ્યા હતા. તેવણે પોતાના અનુભવ તથા કલાથી આજ દીને તે સ્ટીમરને ફતેહમંદી સાથે પાણીમાં ઉતારી હતી.[2]

### તા૦ ૩૦ મી નવેમબર.

શેઠ ફરામજી નશરવાંનજી પટેલે અતરેની "બોમ્બે બ્રાંચ ઑફ ધી રૉએલ એશીઆટીક શોશાઇટી" નાં પુસ્તકખાનાનો કેટલગ છપાવવાને રૂ૨૦૦૦) ની રકમ તે શોશાઇટીને ભેટ આપી હતી.[3]

### તા૦ ૩ જી ડીસેમબર.

આએ વર્ષની અપરાધીઓની છાડણ કરનારી છેલી વારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ખુની જડજ સર માથયુ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમા બેઠા હતા.[4]

શેઠો અરદેશર ખરશેદજી દાદીશેઠ, ધનજીભાઈ ફરામજી પટેલ, કાવશજી નાનાભાઈ દાવર, દીનશાહજી માણેકજી પીટીટ, ભીમજી માણેકજી બનાજી.

### તા૦ ૭ મી ડીસેમબર.

હિંદુસ્થાનમાં ઉઠેલા બળવાને લીધે ડીયાંની અંગ્રેજી પ્રજાંનો મોટો ભાગ સર્વે દેશીઓ ઉપર ઉશ્કેરાઈ ગયો હતો, અને તેમને સઘળા હોદાઓમાંથી બાતલ કરી નજર જાપતામાં રાખવાની ભલામણ બની શકતી કરવામાં આવતી હતી; પણ નામદાર વાઈસરાય લારડ કાનીંગે એવી ભલામણો ઉપર કંઈ પણ ધીઆન ન આપતા પોતાની રાજનીતિ એકસરખી રીતે નાત જાતનો તફાવત રાખ્યા વગર ચાલુ રાખી હતી. આ ઉપરથી અતરેના ગુજરાતી વર્તમાન પત્રોએ તે નામદારને દેશીઓ તરફથી એક માનપત્ર આપવાની સુચના કીધી હતી. આ સુચના "બોમ્બે ટાઇમસ" ના અધીપતી ડાકટર બ્યુસ્ટ કે જે આજ બે માસ થયા પોતાના પત્રમા દેશીઓની સામે

---

1 મુંબઈની પારસી પંચાતના ફંડની સંવંત ૧૯૧૩ તથા લાચાર ઇરાનીઓ, મુલ્લા ફીરોજ મદરેસા અને બગર સાયના ઓફીસોનાં ફંડની યજદજરદી ૧૨૨૭ તથા કોટના ધરમના દવાખાંનાંની ઇસવી ૧૮૫૭ ના હીસાબની ચોપડીઓ.

2 આ ફતેહ માટે "ઇનડસ ફલોટીલા" ના કમાનડર કપટાંન ઈ. ડાનીઅલે શેઠ હીરજીભાઇ વાડીઆ મુંબઇ પાછા આવવા નિકલ્યા તે વખતે તેવણ ઉપર નીચલો પતર લખી મોકલ્યો હતો:—

No 211 of 1857

Kurrachee, *Manora 24th November* 1857.

To

Heerjeebhoy Merwanjee Esquire,

1st Assistant Builder

Sir,

As you are about to return to the Presidency, after accomplishing in my opinion the duties you were ordered up here to perform in the most satisfactory manner possible I deem it my duty to express my best thanks for the valuable assistance you have rendered me in expediting and arranging the apparatus for launching of the "Frere," and I have no hesitation in saying that to your abilities and attention I am in a great measure indebted to for the successful manner the Steamer was floated on the night of the 18th Instant.

On your arrival here you at once, or very shortly afterwards acquainted me that the Steamer was built on too low a position to effect a very successful or running launch stating also that you anticipated difficulties in laying the ways, the locality of the ground near and astern of the Steamer being very low and loose sand, and I have daily witnessed the difficulties you have experienced, which with the very limited means I could place at your disposal you overcome far beyond my expectations and it has afforded me great pleasure in bringing to the notice of the Commander in Chief, the able manner you have conducted your duties, and I beg to annex a true extract of my letter to him for your information

I have also the pleasure of submitting to you a true extract of a letter I have received from the Commissioner in Sind, in which you will perceive how warmly and sincerely he appreciates the Services you have rendered, and in conclusion I sincerely wish that every success and prosperity will attend you

I have the honor to be, Sir

Your most obedient servant,

(Signed) F DANIELL,

Captain I. N

Commanding Indus Flotilla

શેઠ હીરજીભાઈને કરાચીના સર્વ પારસીઓએ તા૦ ૨૦ મી નવેમબર ૧૮૫૭ ને દીને એક જાહેર જ્યાફત તથા નાચ આપ્યો હતો.

3 બોમ્બે ટાઇમસ, તા૦ ૩૦ મી નવેમબર ૧૮૫૭

4 બોમ્બે ટાઇમસ, તા૦ ૪ થી ડીસેમબર ૧૮૫૭

લખાણ કરતો હતો તેને પસંદ ન પડવાથી ગઈ તા૦ ૩ જી ડીસેમબરનાં ટાઈમસમાં મુંબઈનાં સઘળાં ગુજરાતી વર્ત્તમાન પત્રો ફીતુરી, બેવફા, અને ખુની બળવાખોરો તરફ દીલસોજી બતાવનારાંછે એવું ખોટું અને નાપાયદાર તોહમત મેલ્યું હતું. આ ઉપરથી આજ દીને અતરે નીકળતાં નીચલાં ગુજરાતી વર્ત્તમાન પત્રોના અધીપતીઓએ પોતાની ખરી શાહી સુધાંનો એક પત્ર ડાકટર બ્યુસ્ટ જોગ લખી જેમાં નીચ તોહમતો વિષે પોતાનો ધીકાર બતાવ્યો, અને તે પાછાં ખેંચી લેવાને અથવાતો તેના દાખલા આપી પુરવાર કરવાને માગણી કીધી હતી. આ પત્રપર નીચલા અધીપતીઓની શાહીઓ હતી[1] :—

શેઠ એદલજી ફરામજી ઢોંડી, મુંબઈ સમાચારના અધીપતી.
શેઠ ફરામજી માણેકજી માસતર, સમાચાર દરપણના અધીપતી
શેઠ નવરોજજી દોરાબજી ચાંદારૂ, મુંબઈ ચાબુકના અધીપતી.
શેઠ નાનાભાઈ પેશતનજી રાણા, પારસી પંચના અધીપતી.
શેઠ સોરાબજી મનચેરજી જમ, જામે જમશેદના અધીપતી.
શેઠ નશરવાનજી બેહરામજી (સેક્રેટરી), પારસી મીત્રના અધીપતી.
રાસ્ત ગોફતારના અધીપતી શેઠ જાંગીરજી બરજોરજી વાછા મુંબઈથી ગેરહાજર હોવાથી તેમની શાહી નહી હતી.

તા૦ ૮ મી ડીસેમબર.

રોજ ૧૫ માહ ૩ (શે૦) ૧૨૨૬ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ ડોસીબાઈ તે શેઠ રતનજી દાદાભાઈ વાડીઆનાં ધણીઆણી તથા શેઠ નશરવાનજી મનચેરજી વાડીઆનાં બેટીનાં ઉઠમણાંમાં તેમના એશીઓએ ૩૫૨૫) પરચુટણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[2]

તા૦ ૧૦ મી ડીસેમબર.

ખાંનબાહદુર બરજોરજી ભીખાજી શહીઆરને અહમદનગર તથા ખાંનબાહદુર માણેકજી પેશતનજીને સુરતના પ્રીનસીપાલ સદરઅમીન ઠેરવ્યા હતા.[3]

તા૦ ૧૩ મી ડીસેમબર.

રોજ ૨૦ માહ ૩ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—કાવસજી ફરામજી મારકર[4]—ઉમર વર્ષ ૬૮) આ૦ ફરામજી બરજોરજી કોટવાલના દીકરા. એવણ પ્રથમમાં ઇંગ્રેજોની કલબમાં બીલીઅરડના મારકર હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૯ માં શેઠ પેશતનજી રૂસ્તમજી મારકર સાથે ભાગમાં "કાવસજી એન્ડ પેશતનજી" નાં નામથી ઇંગ્રેજી અસબાબની દુકાન ઉંઘાડી હતી. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૯ માં સીંધ અને ત્યાંથી પછી સકર ખાતે દુકાન ઉંઘાડી વ્યાપાર તથા કંત્રાકટનું કામ ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૫ માં મુંબઈ આવી શેઠ પેશતનજી સાથે ભાગ છોડવી એકલા પોતાને નામે વહીવટ ચાલુ રાખ્યો, અને ઈ૦ સ૦ ૧૮૪૭ માં પાછા સકર જઈ ત્યાંથી ફીરોજપોર તથા ૧૮૪૮ માં મુલતાન, ૧૮૫૧ માં રામનગર, ૧૮૫૨ માં પેશાવર અને ૧૮૫૪ માં શાલકોટ ખાતે દુકાનો ઉંઘાડી વ્યાપાર તથા કંત્રાકટનાં કામો ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૫ માં મુંબઈ આવી બે વર્ષમાં અતરેજ મરણ પામ્યા હતા.

તા૦ ૧૪ મી ડીસેમબર.

અતરેની "ઓરીએંટલ બેંક" ના ભાગીદારોની આજ દીને મળેલી સભામાં શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈને એક ડાયરેકટર તરીકે ફરીથી ચુંટી કાઢયા હતા.[5]

૧ બોમ્બે ટાઇમસ, તા૦ ૭ મી ડીસેમબર ૧૮૫૭.

આ પત્રના જવાબમાં ટાઈમસના અધીપતીએ લખ્યું કે જ્યારે સઘળી બ્રીટિશ પ્રજા લારડ કાનીંગની સામેછે ત્યારે ગુજરાતી વર્તમાન પત્રોએ તેને માનપત્ર આપવાની એક અવાજે ભલામણ કીધી તે ઇંગ્રેજી પ્રજાની સામે ફીતુર કરવા બરાબરછે. એ ઊપરથી પાછું ઊપલા પારસી અધીપતીઓએ તા૦ ૧૦ મી ડીસેમબરનાં ટાઇમસમાં એક પત્ર લખી ખોલાસો કીધો કે લારડ કાનીંગને માનપત્ર આપવાની ભલામણ કાંઇ ઇંગ્રેજી પ્રજાની સામે થવા નહિં, પણ તે નામદારની કોઇબી નાત જાતનો ફરક રાખ્યા વગરની અદલ રાજનીતિ પરથી તેઓએ કીધી હતી, અને હજુ તેઓ તેને ઠરતી અને વાજબી ધારેછે. તેઓનાં વર્ત્તમાન પત્રો બ્રીટિશ રાજ તથા રૈયત તરફ કેવાં વરતારછે તે વિષેની ખાતરી ખુદ ટાઇમસના માનેજર શેઠ ડોસાભાઇ ફરામજી કરાકા, જેવણ થોડુંકસુધી દેશી વર્તમાન પત્રોના સરકાર તરફથી ઠરેલા "સેનસર" હતા તેઓથી કરી લેવી. આટલું છતાં પણ ડાકટર બ્યુસ્ટે દેશી વર્તમાન પત્રો અને દેશી પ્રજા તરફ હુમલાઓ કરવાનું છોડી નહિં દીધાથી અંતે તેને ટાઇમસના અધીપતીની ખુરસી ઊપરથી આકટોબર માસમાં ખસેડવામાં આવ્યો હતો.

૨ મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૪ તથા નાનારેસ છરાંનીઓનાં ફંડની યજદજરદી ૧૨૨૭ તથા જરતોસ્તી છોકરીઓની નીશાલ અને છરાંનીઓની હાલત સુધારનારી મંડલીના ઇસવી ૧૮૫૮ નાં હીસાબની ચોપડીઓ.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૦ મી ડીસેમબર ૧૮૫૭.

૪ શેઠો હોરમસજી અને ફરામજી કાવસજી મારકરના બાવા.

૫ બોમ્બે ટાઇમસ, તા૦ ૧૫ મી ડીસેમબર ૧૮૫૭.

તા૦ ૨૦ મી ડીસેમબર.

રોજ ૨૭ માહ ૩ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ માણેકબાઈ તે શેઠ માણેકજી બહેમનજી દલાલનાં દીકરી અને શેઠ શાપુરજી કાવશજી ગાંધીનાં ધણીઆંનીનાં ફંડમાંથી (રૂ૬૦૫) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૨૩ મી ડીસેમબર.

અતરે નીકલતું "બોમ્બે ટાઈમ્સ" પત્ર કે જે ભાગીદારોની એક કંપનીનું હતું, અને જેના ઘણાખરા ભાગીદારો દેશીઓ હતા, તે પત્રમાં તેનો અધીપતી ડાકટર જયારજ બ્યુસ્ટ ગયા બે માસ થયા બળવાને લીધે બધા દેશીઓની ચાલચલણ તથા વફાદારી સામે સખ્ત પણ તદન વગર પાયાનું લખાંણ કર્યા જતો હતો. તે ઉપરથી એ પત્ર આવા બારીક ટીગાંમમાં કયા ધોરણ ઉપર ચલાવવું તે વિષેનો વિચાર કરવાને ભાગીદારોની એક ખાસ સભા બોલાવવાને ગઈ તા૦ ૩૦ મી નવેમબરે એ પત્રના ૨૬ ભાગીદારો (શેઠો માણેકજી ફરામજી, બહેમનજી નવરોજજી, જીવાજી રતનજી મહેના છોકરાઓ, રૂસતમજી ફરામજી દીવેચા, હીરજીભાઈ હોરમસજી સરાફ, નારાયણ દીનાનાથજી, નવરોજજી ફરદુનજી, વીનાયકરાવ જગંનાથજી, શામરાવ પાંડુરંગ, જીવણજી એદલજી અપુના છોકરાઓ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, કાવશજી જાંગીરજી જશાંવાલા, જમશેદજી કુવરજી જશાંવાલા, શોરાબજી નશરવાંનજી દંડાસ, દીનશાહ એદલજી લાંમ, મનચેરજી ધનજીભાઈ દુબાશ, બેહરામજી જીજીભાઈ, એ. ડી. સીલવા, વરજીવણદાસ માધવદાસ, ખરશેદજી પાલણજી પાંડેવાલા, કાવશજી ધનજીભાઈ પાંડેવાલા, બહેમનજી જીજીભાઈ, શોરાબજી જીજીભાઈ, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી) એ એક રીક્વીજીશન મોકલ્યું હતું, તે મુજબ આજ દીને એના ભાગીદારોની એક ખાસ સભા મલી હતી. સરનશીનની ખુરસી શેઠ નારાયણ દીનાનાથજીને આપ્યા બાદ શેઠ નવરોજજી ફરદુનજીએ એક લંબાંણ ભાષણ કરી ડાકટર બ્યુસ્ટનાં દેશીઓની સામેનાં ખોટાં લખાંણના દાખલા બતાવ્યા અને દરખાસ્ત કીધી કે "બોમ્બે ટાઈમ્સના માલિકોનું એવું મતછે કે તેના હાલના અધીપતી ડાકટર બ્યુસ્ટને હાથે હિંદુસ્થાંનના દેશીઓની ચાલચલણ તથા વફાદારી વિષે લખાતી આરટીકલો તથા દેશીઓ સાંમે સરકારે કેવી વરતણુંક ચલાવવી તે વિષે આપેલાં મતો એવાંછે કે જેથી હિંદુસ્થાંનના દેશીઓમાં બેદીલી અને નાસીપાસી ઉપજે માટે ટાઈમ્સના માલિકો બોલું ફરમાવેછે કે ડાકટર બ્યુસ્ટે એ રૂપ છોડી દેવી, અને તે વિષેનો આ સભામાં એકરાર કરવો." આ દરખાસ્ત ૬૦ વધતાં મતોથી પસાર થવાથી સરનશીને ડાકટર બ્યુસ્ટને સભામાં ઉપલી મતલબનો એકરાર કરવાને અરજ કીધી, જે તેણે ના પાડવાથી શેઠ પાલણજી હોરમસજી કાપડીઆએ દરખાસ્ત કીધી અને તેને શેઠ ખરશેદજી પાલણજી પાંડેવાલાએ ટેકો આપ્યો કે "ડાકટર બ્યુસ્ટના આગલા ઠેરાવમાં જણાવેલો એકરાર કરવાને ના પાડવાથી બોલું ઠરેછે કે તે ટાઈમ્સ પત્રમાં આગલનાં જેવીજ રૂપ રાખશે, કે જે માલિકોના વિચારથી ઉલટી તથા આ દેશના લાભને નુકસાંનકારકછે, માટે ટાઈમ્સના અધીપતીના ઓહદા ઉપરથી તેને બરતરફ કરવો. અને તેની જગોએ કમીટીએ બીજો અધીપતી ઠેરવવો." આ દરખાસ્ત ૬૦ વધુ મતથી પસાર થઈ હતી.[2]

તા૦ ૨૭ મી ડીસેમબર.

શેઠ મનચેરજી શાપુરજી લંગડાનાએ "એહેવાલે જંદ અવશતા" નામનો એક રેસાલો જે "સર જમશેદજી જીજીભાઈ ત્રાંનસલેશન ફંડ" ને માટે લખ્યો હતો, તે ત્યાં નાપાસ થવાથી પોતાને ખરચે છપાવી પ્રગટ કીધો હતો.[3]

તા૦ ૩૦ મી ડીસેમબર.

હિંદુસ્થાંનમાં ચાલેલો બળવો બેસાડી દેવાને ઈંગલાંડથી જે લશ્કર આવ્યું તેના તથા મુંબઈનાં ગારીસન ખાતાંના ઈંગ્રેજ સોલજરોને અતરેના દેશી રેહવાસીઓ તરફથી એક જીયાફત આપવાનો ઠેરાવ કરવાને આજ

1. મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૪ તથા નાવારીસ ધરાંની અને બગર સામના મોબેદોનાં ફંડ ૧ યજદજરદી ૧૨૨૭ અને ૧૨૨૮ તથા નવસારી મદરેસાના ઈસવી ૧૮૫૮ નાં હીસાબની ચોપડીઓ.

2 બોમ્બે ટાઈમસ, તા૦ ૬ ઠી જાનેવારી ૧૮૫૮.
ડાકટર બ્યુસ્ટે એજ દીને ટાઈમસના અધીપતીનો ઓહદો છોડયો, અને કેટલાક ઈંગ્રેજ તથા જુજ દેશીઓની મદદથી તા૦ ૪ થી જાનેવારી ૧૮૫૮ ને દીનથી "ધી બોમ્બે સ્ટાનડરડ" નામનું બીજું વર્તમાંન પત્ર કાહડવા માંડયું, જે થોડીજ મુદતમાં ટાઈમસ સાથે જોડાઈ ગયું હતું.

3 એહેવાલે જંદ અવશતા, ઈઆને જરતોશતી મજહબનાં પુશતકોની બાશા તથા એ મજહબને લગતી બાબદની કેતાબો તથા તેની વીગત અને એ કેતાબો વીશે થાએલી શોધ કેટલી અને કેહેવી રીતે આજ સુધી કરેઆએલો આવીછે તથા હવેપછે એ મજહબને લગતી બીજી કેતાબો વીશે બોલ કરવા શારૂં તથા જરતોશતી લોકોમાં પોતાના ધરમની શારી માહીતગારી બેશાડવા શારૂં તથા એ ટોલાની આબાદી કાએમ રાખવા શારૂં કેહવા એલાજો કરવા ધટારતછે તે વીશેની બીના. આએ રેશાલો લખનાર, મનચેરજી શાપુરજી, તે "ગંજનામાં" ની કેતાબનો બનાવનાર "મનસુખ". દફતર આશકારા છાપાખાનામાં છપાઈઊછે. શને ૧૨૨૭ એજદજરદી તથા શને ૧૮૫૭ ઇશાવી."

દીને અતરેના આગેવાન દેશી ગ્રહસ્થોની એક સભા સર જમશેદજી વાલા મજગાંમ કાસલ મધે મલી હતી. સરનશીનની ખુરસી શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈએ લીધા બાદ તેવણે એક સુભાગ્મીન ભાખાણ કરી સભા મલવાની મકસદ સમજાવી. જે બાદ અતરે આવેલાં સઘળાં અંગ્રેજી લશકરના સોલજરોને મેદાન મધે એક જીયાફત આપવાનો ઠેરાવ થયો, તથા તે બાબે અતરેના દેશીઓમાં ઉઘરાણું તથા બીજી ગોઠવણ કરવાને ૩ હિંદુ, ૧ મુસલમાન, ૧ વાહુદી, અને ૪ પારસી (શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમજજી વાડીઆ, ફરામજી નશરવાંનજી પટેલ, કાવશજી જાંગીરજી રેડીમની) ગ્રહસ્થોની એક એકજીકયુટીવ કમીટી નેમી સભા બરખાસ્ત થાઈ હતી.[1]

તા૦ ૩૦ મી ડીશેમબર.

રોજ ૭ માહ ૪ (શે૦) ૧૨૨૭ યજદેજરદી.

**મરણ**—શોરાબજી નશરવાંનજી બાટલીવાલા—ઉમર વર્ષ ૮૬) એવણ ઈ૦ સ૦ ૧૮૩૮ થી પોતાના ભાઈ મરહુમ શેઠ ફરામજી નશરવાંનજી બાટલીવાલા સાથે મુંબઈ તથા ચીનચરી ખાતે રોજગાર ચલાવતા હતા. ઈ૦ સ૦ ૧૮૪૯ માં શેઠ ફરાંમજીનાં મરણથી બીજા ભાઈઓ શેઠો શાપુરજી અને પેશતનજી સાથે તેજ નામથી રોજગાર ચલાવી તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૫૫ ને દીનથી સરવે ભાગયાઓ જુદા પડયા હતા.

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક વીનડીશમાને "મેહર ઇજદ તથા તેને લગતી પૂર્વ દેશોમાં ચાલતી કથાઓ" વિશે એક પુસ્તક છપાવી આએ વર્ષમાં પ્રસિદ્ધ કીધું હતું.[2]

## ઈ૦ સ૦ ૧૮૫૮.

આએ વર્ષનાં "બોમ્બે ટાઈમસ" નાં કાલેનડરમાં[3] સઘળી બીના નીચના ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**પારસી દુકાંનદારો અને વાઈનમરચંટોની** ટીપમાં વધારે—દાદાભાઈ શાપુરજી (દુબાશ), ફરાંમજી (બહુમનજી શેઠના) અને દાદાભાઈ (હોરમજજી કમોદ) દુબાશો, મનચેરજી ફરાંમજી, નવરોજજી રૂસતમજી (હવાલદાર).

**બોમ્બે બેંકના** એક ડાએરેકટર તરીકે ફરાંમજી નશરવાંનજી પેટલનું નામછે.

**બોમ્બે નેટીવ ઈનસુરનશ કંપની** જે તા૦ ૧ લી નવેમબર ૧૮૫૬ ને દીને સ્થાપી હતી તેના પારસી ડાએરેકટરો—ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ડોશાભાઈ ફરાંમજી કામાજી, કાવશજી જાંગીરજી જશાંવાલા.

**બોમ્બે મરકનટાઈલ સ્ટીમ નેવીગેશન કુંપની** જે પણ નવેમબર ૧૮૫૬ માં સ્થાપી હતી તેના પારસી ડાએરેકટરો—ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ડોશાભાઈ ફરાંમજી કામાજી, કાવશજી પાલણજી શેઠના.

**કોલાબા લાંડ કુંપની**ના પારસી ડાએરેકટરો—રૂસતમજી જમશેદજી જીજીભાઈ, કાવશજી જાંગીરજી રેડીમની.

**કોલાબા પ્રેસ કુંપની**ના પારસી ડાએરેકટરો—માણેકજી નશરવાંનજી પીટીટ, કાવશજી જાંગીરજી રેડીમની, બહમનજી હોરમજજી વાડીઆ, રૂસતમજી જમશેદજી જીજીભાઈ.

**હાઈડરાલીક પ્રેસ કુંપની**ના પારસી ડાએરેકટરો—કાવશજી નાનાભાઈ દવર. શેક્રેટરી, અરદેસર બહમનજી કાકા.

**બોમ્બે યુનીવરસીટી**ના પારસી ફેલોઝ—સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, બહમનજી હોરમજજી વાડીઆ.

તા૦ ૧ લી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ શોરાબજી નશરવાંનજી બાટલીવાલાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા વીધવા બાઈ દીનબાઈ અને ભાઈ શેઠ પેશતનજી નશરવાંનજી બાટલીવાલાએ મલી ૨૮૩૦) પરચુરણ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

[1] બોમ્બે ગેઝેટ, તા૦ ૨ જી જાનેવારી ૧૮૫૮.

[2] "Mithra, ein Beitrag zur Mythengeschichte des Orients von Dr. Friedrich Windischmann. Leipzig 1857."

[3] The Bombay Calendar and Almanac for 1858. Bombay: printed, published, and sold at the Times Press.

[4] મુંબઇની પારસી પંચાયતનાં ફંડની સવંત ૧૯૧૪ તથા જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી, કોટનું ધર્મનું દવાખાનું અને નવસારી મદરેસાના અહવાલ ૧૮૫૮ તથા નાદારેસ ધણીઓ અને બગર સાધનાં મોબેદોનાં ફંડના યજદેજરદી ૧૨૨૭ અને ૧૨૨૮ ના હીસાબની ચોપડીઓ.

તા૦ ૬ ઠી જાનેવારી.

હિંદુસ્થાનમાં ચાલેલા બળવો બેસાડી દેવાને ઇંગલાંડથી આવેલાં લશ્કરનાં તથા અત્રેનાં ગારીસનખાતાંનાં સોલજરોને મુંબઇના દેશી રેહવાસીઓ તરફની જીયાફત આજ દીને મેદાન મધે એક મોટો માંડવ બાંધી આપી હતી. આ વેળાએ રોશની તથા વાવટાઓથી આખું મેદાન સણગારેલું હતું. નામદાર ગવરનર લારડ એલફીનસટન તથા અત્રેના સઘળા આગેવાન ઇંગ્રેજ અને દેશી ગ્રહસ્થો પણ હાજર થયા હતા. પાંચ વાગાની આગમજ ૮ મી હુજારસ, ૫૧ મી પાયદલ, ૭૨ મી હાઈલેનડર, અને રાયલ આરટીલરીનાં સિપાહીએ આવી દર એકથો માણસોની એકકી ટુકડી કરી સાથે બેજબાની લીધી; અને તે બાદ સઘળા લશ્કરી અમલદારો ખાણાં ઉપર બીરાજયા. ખાણું ખાઈ રેહવા બાદ શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇએ ઉઠી સરેશતા પ્રમાણેની રાજ્ય તરફની વફાદારીની સલામતી લેવાડી. જે પછી શેઠ બહમનજી હોરમસજી વાડીઆએ ઉઠી નામદાર માહરાંણીના ભથાર પ્રીનસ આલબરટ તથા બાદશાહી કુટુંબની, તેમજ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ એક સુભાષીત ભાષણ કરી હિંદુસ્થાંનના ગવરનર જનરલ લારડ કાનીંગની, અને શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇએ મુંબઈના નામદાર ગવરનર લારડ એલફીનસટનની સલામતીઓ લેવાડી. લારડ એલફીનસટને એનો ઉતર આપતાં બળવાના હીંગામમાં અત્રેના દેશીઓએ જે તારીફ લાયક વફાદારી બતાવી તે માટે પોતાનો હરખ દેખાડયો, અને આ જીયાફત આપવા માટે તેમનો મોટો ઉપકાર માન્યો. એ બાદ પાછું શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇએ ઉઠી ઇંગલંડથી તુરતની આવેલી પલટણોના અમલદારોની તથા શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઇએ ટેબલ ઉપર બીરાજેલા સર્વે સિપાહીની અને શેઠ જગંનાથ શંકરશેઠે લશ્કર ખાતાંના કમાનડર-ઇન-ચીફની સલામતીઓ સુભાષીત ભાષણો કરી લેવાડી. જે બાદ મેલાવડો સર્વેની ખુશાલી વચ્ચે બરખાસત થાયો હતો.[૨]

તા૦ ૭ મી જાનેવારી.

આઉદનો માજી વડો કમીશનર સર હેનરી લારનસ, કે જે આ દેશના વતનીઓનો એક ખેરખાહ હતો, અને જે બળવાના હીંગામમાં જખમી થવાથી ગઈ તા૦ ૪ થી જુલાઇએ મરણ પામયો હતો તેની યાદગારી સારૂં કલકતા મધે સ્થાપવામાં આવેલાં "લારનસ એસાએલંમ" નાં ફંડમાં અત્રેથી સર જમશેદજી જીજીભાઈ બારોનેટે રૂ૫૦૦) ની રકમ ભેટ મોકલી હતી.[૨]

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૭ મી જાનેવારી ૧૮૫૮.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૫૮.

તા૦ ૯ મી જાનેવારી.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૨૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ બાઇઆઈ તે નવસારી વાલા મરહુમ શેઠ મેહરાંમજી ધનજીભાઈ સુનતરીઆનાં વીધવા તથા સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં બેહનનાં અત્રેનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા ભાઈ સર જમશેદજી અને બીજાઈ લેડી આવાંબાઇએ મલી રૂ૧૮૦૦) ની રકમ નવસારીનાં આંધલા પાંગલા જરથોશતીઓનાં ફંડમાં તેનું બ્યાજ વાપડવાની સરતે આપી હતી.[૩]

તા૦ ૧૫ મી જાનેવારી.

અત્રેના કેટલાક ઇંગ્રેજ ગ્રહસ્થોએ નામદાર માહરાંણીની ૬૪ મી પાયદળ તથા ૭૮ મી હાઇલેનડર અને ૧ લી યુરોપ્યન બોમ્બે ફુજીલીઅરનાં બળવાનાં હીંગામમાં નુકશાંન પામેલા સિપાહીના આસરાને માટે એક જુદું ફંડ કીધું હતું તે મધે સર જમશેદજી જીજીભાઈ બારોનેટે રૂ૫૦૦) તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૧૦૦) ભરયા હતા.[૪]

તા૦ ૨૪ મી જાનેવારી.

શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીનાએ બાળકોને શિખાડવા સારૂં "બાલોપયોગી પાઠમાલા" નામનું એક નવું પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૫]

તા૦ ૨૫ મી જાનેવારી.

રોજ ૩ માહ ૫ (શે૦) ૧૨૨૭ યજદેજરદી.

**મરણ**—પેશતનજી નશરવાંનજી માલેગાંમવાલા—ઉમર વર્ષ ૬૩) એવાઓ પ્રથમમાં શેઠ હોરમસજી ડોસાભાઈ માલેગાંમવાલા સાથે ગોર નદી તથા સીરૂરની કાંપ તરફ દુકાંન લઈ ગયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૦ માં એઓ બંનેએ શેઠ નશરવાંનજી ફરામજી ડાઢી સાથે માલેગાંમ ખાતે અને ઈ૦ સ૦ ૧૮૩૭ ની તા૦ ૧ લી જુનથી મુંબઈ મધે શેઠ હીરજીભાઈ મનચેરજી માલેગાંમવાલા સાથે ભાગમાં "પેશતનજી હોરમસજીની કુંપની" નાં નામથી પેહડી સ્થાપી મુંબઈ, માલેગાંમ, તથા મલબાર કોસ્તાએ ભણીનો બ્યાપાર ચાલુ રાખ્યો હતો.

૩ જામે જમશેદ, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૫૮.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૫૮.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૫૮.

### તા૦ ૨૭ મી જાનેવારી.

આજ રોજે મરહુમ શેઠ પેશતનજી નશરવાનજી માલેગાંમવાલાનાં ઉઠમણાંમાં તેમનાં વીધવા બાઈ રતનબાઈ અને બેટીઓએ મલી રૂ૦૧૦૦) પરચુરણ ધર્મ ખાતાઓમાં આપ્યા હતા.[૧]

### તા૦ ૨૯ મી જાનેવારી.

સુરતના કોટવાલ શેઠ હોરમસજી દોરાબજી, કે જેઓ છેલ્લાં સાત વર્ષ થયાં એ ઓહદા ઊપર હતા. તેમની ઓલપાડના મામલતદાર તરીકે બદલી થવાથી આજ રોજે સુરતના નામીચા શેઠ ફીરોજશાહ શાપુરજી કમીસરીવાલાએ તેમને માનપત્ર આપવાને પોતાને મકાને એક બેઠક કીધી હતી, જ્યાં ઘણા આગેવાન દેશી ગ્રહસ્થો બીરાજ્યા હતા. મી૦ ઈદ એંડરસે માનપત્ર વાંચી સંભલાવ્યું, જેનો શેઠ હોરમસજીએ ઘટતો જવાબ વાલ્યા બાદ પાન ગોલાબ વગેરે મેલાવડો બરખાસ્ત થયો હતો.[૨]

### તા૦ ૩૦ મી જાનેવારી.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટે આજ રોજે બંદરના મધે શાહપરના તથા આસેપાસેના મલી આશરે ૨૫૦૦) ભીખારીઓને એકઠા કરી દરેક મરદને એકકી ધાબળી અને ચાદર તથા ઓરતને એકકી સાડી વેંહચી આપી હતી.[૩]

### તા૦ ૧ લી ફેબરવારી.

શેઠ માણેકજી હોરમસજી બારભાએઆ અને કાવસજી મનચેરજી મોદીએ "રાગે દીલચમન" નામનું ૩૧૨) ગજલ તથા બીજા જુદી જુદી જાતના રાગોના સંગ્રહનું એક પુસ્તક રૂ૦૫) ની કીમતે પ્રગટ કીધું હતું.[૪]

### તા૦ ૨ જી ફેબરવારી.

ચીન મધે કંતાન ખાતે અનાજનો દુકાલ ચાલવાથી હાંગકાંગના પારસીઓએ પોતપોતામાં ૨૦૦૦) ડાલર એકઠા કરી તેનો અનાજ ખરીદી તે તરફ એક બારકશમાં ભરી મોકલ્યો હતો. એ અનાજની કાંજી બનાવી દરરોજ ૧૫૦૦) માણસોને રેવરંડ મી૦ હાલીએટે પોતાનાં ઉપરીપણાં હેઠલ વેંહચી આપવી કીધી હતી.[૫]

### તા૦ ૮ મી ફેબરવારી.

રોજ ૧૭ માહ ૬ (કદ) ૧૨૨૭ યજદેજરદી.

આજ રોજે સાસાટી મધે દોબમાંઓવાલા ડુંગરની હેઠે મરહુમ શેઠ શોરાબજી વાછાગાંધીના દીકરાઓ શેઠો રૂસતમજી, માણેકજી, અને ખરશેદજી શોરાબજી વાછાગાંધીએ પોતાના બાપે બંધાવવા માંડેલી દરેમેહર તૈયાર થવાથી તેમાં કદમી તરીકા મુજબ આતશઆદરાંન પરઠાવ્યા હતા. આ વેળાએ જશનની મીજલસમાં આતરેના ઘણાક જરથોસ્તીઓ શામેલ થયા હતા. જશનની ક્રિઆ દસ્તુર અરદેશર રૂસતમજી મુલ્લાં ફીરોજનાએ શરૂ કીધી હતી, જે પુરી થયા બાદ શેઠો રૂસતમજી, માણેકજી, અને ખરશેદજી તરફથી એક અંજુમન પત્ર વાંચી સંભલાવવામાં આવ્યો, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર સર્વે કદમી તથા શેહનશાહી જરથોસ્તીઓના વપરાશને માટે ખોલી મુકીછે, અને તેના મુતવલીઓ તરીકે તેઓ તથા તેમના વારેસો રેહશે; તથા એ દરેમેહરના ચાલુ ખરચને કીજે રૂ૧૮૦૦૦) ની સરકારી નોટ જુદી કાઢી તેનું કાએદા પ્રમાણે તરસ્ટડીડ કરાવવામાં આવશે. ઉપલો અંજુમન પત્ર વંચાયા બાદ દસ્તુર અરદેશરને એક શેઆલ ઓઢાડવામાં આવી, અને જે પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.[૬]

---

૧ મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૪ તથા જરતોશતી છોકરીઓની નીશાલના ઈ૦ સ૦ ૧૮૫૮ અને નાવારેસ ઘરોની તથા બગર સાથના મોબેદોનાં ફંડનાં યજદજરદી ૧૨૨૭ અને ૧૨૨૮ નાં શાલના હીસાબની ચોપડીઓ.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૫૮.

૩ બોમ્બે જામેજમશેદ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૫૮.

૪ "રાગે દીલચમન" ઇઆને દીલને ખુશી કરનારા રાગો. ફેરાઓક શાહેરોની મદદથી કમતરીન માણેકજી હોરમસજી બારભાએઆવાલા તથા કાવસજી મનચેરજી મોદી મલી બનાવીછે. મુમબઈ મધે શ્રીઅ પરકાશ છાપાખાંનાંમાં પારસી કાવસજી મનચેરજી મોદીએ છાપીછે. સને ૧૮૫૮ ઇંગરેજી."

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૧૪ મી મારચ ૧૮૫૮.

૬ જામે જમશેદ, તા૦ ૯ મી ફેબરવારી ૧૮૫૮.

એ દરેમેહરના દરવાજાપર નીચલી તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી

"આએ દરેમેહેર બેહેરાતી મોદી શોરાબજી રૂ૦ "વાછાગાંધીજીએ પોતાની હએઆતી મધે બાંધવાને શરૂ "કરી હતી પણ પુરી તઇઆર થઆ અગાઊ શંમત ૧૯૧૩ "નાં શાવણ શુદિ ૧૫ ને વાર બુધ તા૦ ૫ મી આગસટ "શને ૧૮૫૭ રોજ ૧૫ મો માહ ૧૨ મો કદમી શને "૧૨૨૬ ઇઆજદેજરદીને દીને પોતે ગુજરી ગીઆ. તે "પછે તેમેના વારેશો મોદી રૂસતમજી તથા માણેકજી "તથા ખરશેદજી શોરાબજીએ આએ દરેમેહેર સરવે તઇ-"આર કરી તે મધે આતશઆદરીઆંન તખતેનશીન "કરી આજ દીને શંમત ૧૯૧૪ નાં માહા વદિ ૯ ને

તા૦ ૧૦ મી ફેબ્રુવારી.

હિંદુસ્થાનમાં થએલા બળવાને લીધે નામદાર બ્રીતિષ સરકાર તથા રૈયતને જે ઘણીઘણી મેહનત અને ખારતી ઉપજી તે બાબે મુંબઈના રેહવાસીઓ તરફની દીલસોજી અને વફાદારી બતાવનારૂં એક માનપત્ર નામદાર માહરાંણીજી પર મોકલવાનો ઠેરાવ કરવાને અતરેનાં દેશી ગ્રહસ્થોની એક જાહેર સભા આજદીને શેઠ જગંનાથ શંકરશેઠનાં ઘરમાં મલી હતી. સરનશીનની ખુરસી શેઠ જગંનાથ શંકરશેઠને આપવા બાદ માહરાંણીજી પર મોકલવાનું માનપત્ર શેઠ નારાયણ દીનાનાથજીએ ઇંગ્રેજીમાં અને શેઠ નવરોજજી ફરદુનજીએ ગુજરાતીમાં વાંચી સંભળાવ્યું, જે શેઠ બહમનજી હોરમજજી વાડીઆની દરખાસ્ત ઉપરથી અને તેને શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે ટેકો આપવાથી બાહલ રાખવામાં આવ્યું હતું. એ બાદ તે માહરાંણીજી ઉપર મુંબઈના નામદાર ગવરનર લારડ એલફીનસટનની મારફતે મોકલવાને શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ દરખાસ્ત કીધી અને તેને કાજી મહમદ યુસફ મુરગેએ ટેકો આપ્યો, જે બાદ સભા બરખાસ્ત થાઈ હતી.[૧]

તા૦ ૧૦ મી ફેબ્રુવારી.

રોજ ૧૯ માહ ૬ (કદમી) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—અરદેસર ફરદુનજી પાંડે[૨]—ઉમર વર્ષ ૫૧) શેઠ ફરદુનજી ભીમજી પાંડેના વડા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૪ માં પોતાના બાપની તરફથી ચીન ગયા હતા, અને ત્યાં પ્રથમ પોતાનાં નામથી તથા ઈ૦ સ૦ ૧૮૩૭ થી પોતાના ભાઈ શેઠ દીનશાહજીની સાથે "ડી. એન્ડ એ. ફરદુનજી" નાં નામથી વ્યાપારી પેહડીઓ સ્થાપી હતી. ઈ૦ સ૦ ૧૮૪૩ માં ચીનની પેહડી બંધ કરી અતરે આવ્યા હતા, અને ઈ૦ સ૦ ૧૮૪૭ માં બાપનાં મરણ પછી મીશીઅરસ રીચી સ્ટુઅરટની કુંપનીની પંતીઆલાઓ સાથે દલાલી કરતા હતા. "એ મરનાર વેપાર, વેહેવાર, અને લેણદેણમાં ઘણોજ શુધો અને ચોખો હતો."[૩]

તા૦ ૧૨ મી ફેબ્રુવારી.

આજ દીને મરહુમ શેઠ અરદેસર ફરદુનજી પાંડેનાં ઉઠમણાંમાં રૂ૫૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૨૦ મી ફેબ્રુવારી.

સુરતનાં ફુરના દારોગા શેઠ નશરવાંનજી ફરદુનજી ગરાંટનાં જેઓ આગલ ૧૦) વર્ષ સુધી મુંબઈની બાંએઅલા કલબના "સ્ટુઅરડ" હતા તેઓને ઈ૦ સ૦ ૧૮૫૬ માં પોતાનો ઓહદો છોડયો તે વેળાએ તેમની વખાંણવા લાયક અને ઇમાનદારી ભરેલી નોકરીને માટે એ કલબના મેમબરોએ એક સોનાનો ચાંદ ભેટ આપવાનો ઠેરાવ કીધો હતો. તે ચાંદ ઇંગલાંડથી આવી પુગાથી કલબના મેમબરોની અરજ ઉપરથી સુરત મધે મી૦ રેવનસક્રાફટે આજ દીને એક મીજલસ ભરી તે શેઠ નશરવાંનજીને ભેટ આપ્યો હતો.[૫]

તા૦ ૨૨ મી ફેબ્રુવારી.

આજ દીને અતરેની "બોમ્બે મીકાનીકસ ઇનસ્ટીટીઉશન" ની સભામાં શેઠ બેજનજી મનચેરજી ઇજિનેરે "દેશી ગાડાંઓ" વિષે ઇંગ્રેજીમાં એક નીબંધ વાંચ્યો હતો.[૬]

તા૦ ૧ લી મારચ.

અહમદનગરના ફોજદાર શેઠ ધનજીભાઈ અરદેસર શેઠનાને સુરતના કોટવાલ તરીકે શેઠ હોરમજજી દોરાબજીની જગોપર મુકરર કીધા હતા.[૭]

---

"વાર શોમે તા૦ ૮ મી ફેબરવારી શને ૧૮૫૮ રોજ ૧૭
"મો સરોશ ને માહ ૬ ઠો શેરેવર કદમી તથા માહ ૫
"મો શેહેનશાહી સંને ૧૨૨૭ એજદેજરદીને દીને કુલે
"જરથોશતી શીરકાનાં લોકોને વાપરવા સારૂં તંનદરો-
"શતી પરાવીછે."

[૧] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૫૮.

આ માનપત્ર ૩૦૦૦ શહીઓ સાથે નામદાર માહરાંણીજી પર અતરેની સરકારની મારફતે તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને મોકલ્યું હતું, અને તે બાબે નામદાર માહરાંણીજીની તરફથી લારડ એલનબરોએ તા૦ ૨૭ મી આપરેલ ૧૮૫૮ ને દીને નામદાર ગવરનર લારડ એલફીનસટન પર એક પત્ર લખી અતરેના દેશીઓનો મોટો ઉપકાર માન્યો હતો.

[૨] મરહુમ શેઠ શાપુરજી અરદેસર પાંડેના બાવા.

[૩] મુંબઈનાં ચાબુક, તા૦ ૧૨ મી ફેબરવારી ૧૮૫૮.

[૪] મુંબઈના શમાચાર, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૮.

[૫] મુંબઈના ચાબુક, તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૫૮.

[૬] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૨ મી ફેબરવારી ૧૮૫૮.

એ નીબંધની સાથે શેઠ બેજનજીએ જુદી જુદી જાત તથા દેશાવરોનાં ગાડાંના ૨૫) ચીતારો પોતે પાડીને રજુ કીધાં હતાં, અને તે પછવાડેથી ડાકટર ભાઉ દાજીએ ઇંગલાંડ મધે ભરાયલા એકજીબીશનમાં જોવાને મોકલ્યાં હતાં. એજ મુજબ શેઠ બેજનજીએ ઇ૦ સ૦ ૧૮૭૭ માં નવી ફાશાનની બગી બનાવી તેનો હિંદુસ્થાનની સરકાર પાસેથી "પેટંટ" મેલવ્યો હતો, અને મુંબઈમાં ફરતી સર્વે ભાડુતી બગી તેજ મુજબની બનાવવાને અતરેના પોલીસ કમીશનરે હોકમ કીધો હતો, તથા તે માટે શેઠ બેજનજીને મ્યુનીસીપાલીટી તરફથી રૂ૬૦૦) નું ઇનામ મલયું હતું.

[૭] મુંબઈના ચાબુક, તા૦ ૫ મી મારચ ૧૮૫૮.

### તા૦ ૬ ઠી મારચ.

શેઠ નવરોજજી માણેકજી વાડીઆ ગઈ તા૦ ૨૬ મી ફેબરવારીએ પોતાની ગાડીમાં બેશી બાંએ બજારના પુલ આગળથી જતા હતા, તેવામાં મી૦ રીચમંડ નામે અતરે-ના એક જાણીતો બ્યાપારી તથા બીજા બે ત્રણ અંગ્રેજો પુલ આગળ ઉભા રહી પડી ગયલો એક ઘોડો જોતા હતા, તે-મને બાજુ રેહવાને ફરમાવ્યાથી મી૦ રીચમંડે શેઠ નવ-રોજજીને ગાળ દીધી, જે તેવણે પાછી વાલી. આ ઉપર-થી મી૦ રીચમંડે ગાડીની પછવાડે દોડી પોતાના હાથ મધેની લાકડીથી શેઠ નવરોજજીને બે ત્રણ જપેટા મારયા, જે બાબે તેને સજા કરાવવાને આજ દીને મજગાંમની પોલીસમાં માજીસટ્રેટ મી૦ થામસની આગે ઉભો કરવાથી તેને રૂ૧૦) નો દંડ કરી તે ફરીઆદીને આપવાનો હુકમ કીધો હતો, જે ન લેતાં તેમાં બીજા રૂ૧૦) ઉમેરી શેઠ નવરોજજીએ તે "પુઅર બાકસ" માં નાખ્યા હતા.[૧]

### તા૦ ૮ મી મારચ.

અમદાવાદની સરકારી સ્કુલના એક શીક્ષક શેઠ ધનજીભાઈ દોરાબજીને ડીસાની સરકારી સ્કુલના હેડ માસટર નેમ્યા હતા.[૨]

### તા૦ ૯ મી મારચ.

રોજ ૧૬ માહા ૬ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—પેશતનજી વીરજીભાઈ[૩]—ઉમર વર્ષ ૮૫) એવણ સુરતના એક પુરાતમ વતની હતા. પ્રથમમાં એવણે સુરત જીલ્લાનાં સરભોણ પરગણાંમાં કેટલુંક સુધી કુમાવીસદારનો ઓહદો ભોગવ્યો હતો. તે બાદ થોડુંક સુધી પોતાના સસરા શેઠ ખરશેદજી કુવરજી માખણવાલા સાથે બ્યાપાર પણ કરતા હતા. એવણે સુરતની પાસેનાં બાઠાં ગામમાં પોતાના બાપ મરહુમ શેઠ વીરજીભાઈ બેહ-મનજીની નહમેતે એક દરેમેહર બંધાવી તે તા૦ ૨૩ મી મારચ ૧૮૦૮ ને દીને પરઠાવી હતી.

### તા૦ ૧૦ મી મારચ.

શેઠ કાવસજી બેહરામજી પેશીકાકાનાએ "બાલ હીતોપદેશ" નામની એક ગુજરાતી પોથી છપાવી પ્રગટ કીધી હતી.[૪]

### તા૦ ૧૫ મી મારચ.

રોજ ૨૨ માહ ૬ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—પેશતનજી માણેકજી જામે જમશેદવાલા—ઉમર વર્ષ ૫૦) શેઠ માણેકજી નશરવાનજી મોતીવાલાના દીકરા. એવણ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૨૭ માં અતરે કમીશાની તકરારને લીધે નીકળતાં "અખબારે કમાશે" નાં કારખાનાંમાં દસ્તુર ફરદુનજી દારાબજી જામાસ્પઆશાના હાથહેઠલ રહયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૯ માં પોતે જામે જમશેદનું છાપાખાનું ઉઘાડયું હતું, તથા તે મધેથી તા૦ ૧૨ મી મારચ ૧૮૩૨ ને દીનેથી "મુંબઈના જામે જમશેદ" નામનું દર અઠવાડીઆનું, અને તે બાદ ૧૮૩૮ થી અઠવાડીઆંમાં બે વાર અને તા૦ ૧ લી આગશટ ૧૮૫૩ થી દરરોજનું એક વર્તમાન પત્ર કાઢવા માંડયું હતું. એ પત્રનું અધીપતીપણું એવણે પોતે કેટ-લીક મુદત સુધી ચલાવ્યું હતું.[૫] ઈ૦ સ૦ ૧૮૩૫ નાં સાલથી એવણ મુંબઈની પારસી પંચાતના શેક્રેટરીનું કામ ચલાવતા હતા, અને ઈ૦ સ૦ ૧૮૪૯ માં "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનિસ્ટીટીઉટ" સ્થાપી ત્યારથી તેના પણ એવણજ શેક્રેટરી ઠરયા હતા. એવણે પોતાનાં છાપાખાનાંમાંથી પારસીઓના ધર્મ તથા બીજી બાબદોને લગતાં ઘણુંક પુસ્તકો અને ચોપાંનીઆં પ્રગટ કીધાં હતાં, તેમજ એ કોમને લગતાં ઘણુંક જાહેર કામોમાં ભાગ લીધો હતો.

### તા૦ ૧૮ મી મારચ.

આએ વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી પેહલીવારની શેશન આજ દીને ચુની જડજ સર માથીઉ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[૬]:—

૧ બોમ્બે ટાઇમસ, તા૦ ૮ મી મારચ ૧૮૫૮.

૨ મુંબઈનાં ચાબુક, તા૦ ૧૯ મી મારચ ૧૮૫૮.

૩ સુરતવાલા શેઠ બેહમનજી પેશતનજી વીરજીના બાવા

૪ જામે જમશેદ, તા૦ ૧૨ મી મારચ ૧૮૫૮.

૫ એવણની સાથે એ પત્રનું અધીપતીપણું કેટલીક મુદત સુધી દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ ચલાવ્યું હતું. તે બાદ એ પત્રના અધીપતીઓ તરીકે શેઠો નવ-રોજજી ફરદુનજી, ડોશાભાઇ ફરાંમજી કરાકા, શોરાબજી મનચેરજી બાલ, પેશતનજી દાજીભાઇ ઊનવાલા, બેહરાંમજી ખરશેદજી ગાંધી, પેશતનજી ધનજીભાઇ માસતર, દાદાભાઈ રૂસતમજી લાલી, શોરાબજી મનચેરજી બાલ (બીજીવાર), ઇબરાહ્‌ નવરોજજી કાબરાજી, ફરાંમજી બહમનજી માસતર, એદલજી ફરાંમજી ઢાંડી, અરદેશર બેહરાંમજી પટેલ અને કાવશજી મેરવાંનજી સરાફે એક પછી એક કામ ચલાવ્યું હતું. એ પત્ર તથા જામે જમશેદ છાપાખાનું ઈ૦ સ૦ ૧૮૮૭ ના મેએ માસથી શેઠ કાવશજી મેહરવાનજી સરાફે લઇ તેના દર રૂ૨૦૦) ના ૨૫૦ શેરો કાઢી ભાગીદારોની એક લીમીટેડ કંપની હસ્તક ચાલુ કીધું હતું.

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૯ મી મારચ ૧૮૫૮.

શેઠ માણેકજી નશરવાંનજી પીટીટ, અરદેશર ડોશાભાઇ મુનશી, બહમનજી જીજીભાઈ, અરદેશર ખરશેદજી વાડીઆ, એદલજી રૂસતમજી સુનાંવાલા, શોરાબજી જાંહાંગીરજી દાદીશેઠ.

તા૦ ૧૮ મી મારચ.

રોજ ૨૬ માહ ૬ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં ગામ અમરોલી ઉતરાંણ મધે અંજુમનનાં દોખમાંની પાસે શેઠ કાવસજી માણેકશાહજી દરબારીએ પોતાના બાપના મરહુમ શેઠ માણેકશાહજી ડોશાભાઈ દરબારીની નામએતે એક શગડી બંધાવી પરઠાવી હતી.[1]

તા૦ ૨૦ મી મારચ.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટે, અમ્બ તરફ સ્થાપેલી "અમ્બ લાઈનસ સ્કુલ" નાં ફંડમાં રૂ૧૦૦૦) ની રકમ ભેટ મોકલી હતી.[2]

તા૦ ૨૩ મી મારચ.

સ્ટુડંટસ લીટરરી એન્ડ સાએનટીફીક શોશાએટીને લગતી પારસી છોકરીઓની નિશાલો આપણા જરથોસ્તીઓના હસ્તકમાં જાઈ તેનો વહીવટ જરથોસ્તીઓની એક મંડલી ઉભી કરી તેની મારફતે ચલાવવાને તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૫૭ ને દીને શેઠ ફરામજી નશરવાંનજી પટેલ (સરનશીન), ખુરશેદજી નોશરવાંનજી કામાજી, બહમનજી જીજીભાઈ, મેહરાંમજી જીજીભાઈ, બહમનજી ફરાંમજી કામાજી, અને નવરોજજી ફરદુનજી તથા શોરાબજી શાપુરજી બંગાલી (હાનરરી શેક્રેટરીઓ) ની એક પરોવીજનલ કમીટી થાએ હતી. તે કમીટીએ શોશાએટી હસ્તકની કોટ, ચંદનવાડી, બાહેરકોટ, અને મજગાંમ ખાતેની પારસી છોકરીઓની ૪) નિશાલો કે જેમાં ૩૯૯) છોકરીઓ કેળવણી લેતી હતી તે તા૦ ૨૧ મી જુલાઈ ૧૮૫૭ ને દીને પોતાના સ્વાધીનમાં લીધી, તથા તે નિશાલોને લગતી શોશાએટીના હસ્તકમાં જે રૂ૮૯૬૪—૧—૯ પાઈની પુંજી હતી તે પણ તા૦ ૨૦ મી અકટોબર ૧૮૫૭ ને દીને પોતાને સ્વાધીન લીધી, અને હવે પછી એ નિશાલોના ખરચ ચલાવવાને અંદરના જરથોસ્તીઓમાં એક ટીપ ઉભી કરી રૂ૧૪૭૬૩)[3] એકઠા કીધા હતા. એ ખાતું કાએદાસર ચાલુ કરવાને તેમાં નાણાં ભરનારાઓની એક સભા આજ દીને કોટમાં શેઠ ફરાંમજી

૧ આ શગડીપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે:—
"પાક ખોદાતાલાની મદદથી તથા પાક જરતોશત
"પેગંમબર સાહેબનાં ફરમાંનથી મોજે અમરોલી ઊતરાંણ
"મધે અંજુમંનનાં દુખમાંને લગતી શગરી બેહરાતી
"માંણેકશાજી ડોશાભાઇ દરબારીની નઇએતે તેવણના
"છોકરા કાવશજીએ પોતાના બાવાજીનાં શવાબને વાશતે
"પોતાનાં ખાશ રૂપીઆ ખરચીને અંજુમનને બંધાવી
"આપીછે. તે શગરીમાં આતશ રોશંન તથા ચેરાગ
"રોશંન રેહે તથા મેજ વીગરે ભણવાનું કામ બવચંદરોકાલ લગી રેહશે. તે શવાબનો હંમેશ બેહેરાતી માંણેકશાહજીને લાગશે. રોજ ૨૬ માહ ૬ સને ૧૨૨૭.
"શવંત ૧૯૧૪ નાં ચૈત્ર શુદ ૪ વાર શુકર તા૦ ૧૯ મી
"મારચ સને ૧૮૫૮."

૨ ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૨૪ મી મારચ ૧૮૫૮.

૩ એ રૂ૧૪૭૬૩) નીચે મુજબ ભરાયા હતા:—

(રૂ૨૦૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ. (રૂ૧૦૦૦) માણેકજી નશરવાંનજી પીટીટ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મેહરાંમજી જીજીભાઇ, બહમનજી ફરાંમજી કામાજી, ધનજીભાઇ નશરવાંનજી કામાજી, નવરોજજી માણેકજી તથા નશરવાંનજી જાંગીરજી વાડીઆ, શુનાંબાઇ તે મરહુમ શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીધવા. (રૂ૫૦૦) પેશતનજી ફરાંમજી કામાજી, ડોશાભાઇ ફરાંમજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી, શોરાબજી પેશતનજી ફરાંમજી. (રૂ૨૫૧) નશરવાંનજી મનચેરજી વાડીઆ, હીરજીભાઇ હોરમજજી શેઠના. (રૂ૨૨૫) ધનજીભાઇ ફરાંમજી બાટલીવાલા. (રૂ૨૦૧) રતનજી એદલજી બાટલીવાલા. (રૂ૧૨૫) હોરમજજી પેશતનજી બાટલીવાલા. (રૂ૧૦૧) ડોશાભાઇ મેહરવાંનજી વાડીઆની કુંપની, માણેકજી નાનાભાઇ દાવર (રૂ૧૦૦) બહમનજી જીજીભાઇ, શોરાબજી જીજીભાઇ, નશરવાંનજી બહમનજી મોદી, જાંગીરજી ફરાંમજી તથા જમશેદજી કુવરજી જશાંવાલા, લીમજી માણેકજી બનાજી, ધનજીભાઇ ખરશેદજી સરાફ, એદલજી ફરાંમજી તથા કાવશજી બેજનજી આલબલેસ, મનચેરજી ધનજીભાઇ દુબાશ. (રૂ૭૫) જમશેદજી રૂસતમજી ઇરાંની. (રૂ૫૧) ફરાંમજી શાપુરજી કોપર, કાવશજી પાલણજી શેઠના. (રૂ૫૦) નવરોજજી ફરદુનજી, પેશતનજી નવરોજજી પોંચા, એદલજી બહમનજી મારીસ, દારાશાહ તથા રૂસતમજી ધનજીશાહ કપતાંન, હીરજી જાંગીરજી રેડીમની, મનચેરજી ફરાંમજી શેઠના. (રૂ૭૩૧) રૂ૫૦) ની અંદરની રકમ.

એજ મુજબ ઈ૦ સ૦ ૧૮૬૨ માં બીજી ટીપ કર્યાથી તેમાં રૂ૪૭૨૬) નીચે મુજબ ભરાયા હતા:—

(રૂ૫૦૦) પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઇ હોરમજજી કામાજી, પેશતનજી ફરાંમજી કામાજી, ડોશાભાઇ ફરાંમજી કામાજી, શોરાબજી પેશતનજી ફરાંમજી. (રૂ૩૨૫) ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૩૦૦) નવરોજજી નાનાભાઇ ફરાંમજી, દાદાભાઈ મેહરાંમજી બનાજી. (રૂ૨૦૦) હીરજીભાઇ હોરમજજી શેઠના, નશરવાંનજી બહમનજી મોદી, ધનજીભાઇ ફરાંમજી પટેલ. (રૂ૧૭૫) અરદેસર ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૧૨૫) જમશેદજી રૂસતમજી ઇરાંની. (રૂ૧૦૧) બહમનજી તથા ખરશેદજી પેશતનજી ઇરાંની. (રૂ૧૦૦) ધનજીભાઇ બેહરાંમજી રાંણા, નાનાભાઇ બેહરાંમજી જીજીભાઇ, શાપુરજી નવરોજજી પોંચા.

નશરવાંનજી પેટેલનાં ઘરમાં મળી હતી. મુરતશીનની ખુરસી શેઠ ફરામજી નશરવાનજીને આપવા બાદ શેઠ નવરોજજી ફરદુનજીએ સ્ત્રી કેળવણીની જરૂરીઆત તથા આપણે નિશાલો સ્ટુડંટસ લીટરરીના હસ્તકમાંથી લીધી તે બાબતની વીગતો કહી સંભળાવી. જે પછી એવું ઠેરવ્યું કે જરતોશતી ફેરકાની છોકરીઓને જરૂરીઆત એલમ તથા ગનેઆનની કેળવણી આપવા સારૂં આતરે એક ધરમખાતું ઉભું કરવાની અગતછે, માટે એ કારણસર "જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી" ઉભી કરવી; તથા તેનો વહીવટ ચલાવવાને શેઠો ફરામજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મેહેરવાંનજી જીજીભાઈ, બહમનજી ફરામજી કામાજી, હીરજીભાઈ હોરમજજી શેઠના, ડોસાભાઈ ફરામજી કામાજી, નવરોજજી માણેકજી વાડીઆ, શોરાબજી શાપુરજી બંગાલી, ધનજીભાઈ ફરામજી પટેલ, પેશતનજી હોરમજજી કામાજી, કાવશજી શાપુરજી મેહતા, અને નવરોજજી ફરદુનજીની એક કારોબાર મંડલી તથા પેહલા ત્રણ ગ્રહસ્થોને તેની પુંજીના તરસ્ટીઓ ઠેરવવા, અને તેની સંભાલ માટે એક તરસ્ટડીડ કરાવવું.૧

તા૦ ૨૩ મી માર્ચ.

રોજ ૩૦ માહ ૬ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

આજ દીને સુરતની પાસેના ગામ અમરોલી ફીતરાણ મધે મુંબઈવાલા શેઠ માણેકજી નશરવાંનજી પીટીટની

---

૧ એ ખાતાંની કારોબાર મંડલીમાં ઉપલા પેહલે દીને ઠેરવેલા ગ્રહસ્થો ઉપરાંત શેઠો દીનશાહજી માણેકજી પીટીટ, કુવરજી રૂસતમજી મોદી, ડોસાભાઈ ફરામજી કરાકા, ખરશેદજી રૂસતમજી કામાજી, મેહરવાંનજી ફરામજી પાંડે, જાંગીરજી હોરમજજી પંથકી થાણેવાલા, મેહરવાંનજી માણેકજી શેઠના, ખરશેદજી માણેકજી શેઠના, અને ફરામજી એદલજી દાવર અવારનવાર શામેલ થયા કીધાછે. સરનશીન તરીકે પ્રથમથી તે આજસુધી શેઠ ફરામજી નશરવાંનજી પટેલ ખજાનચી તરીકે પણ પ્રથમથી તે આજસુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી. શેક્રેટરી તરીકે પ્રથમથી તે ૧૮૬૪ ના મેએ માસ સુધી શેઠ નવરોજજી ફરદુનજી, ૧૮૬૪ થીતે ૧૮૬૭ ના જુનસુધી એ૦ કાવશજી નશરવાંનજી કાંગા (પગારદાર), ૧૮૬૭ થીતે ૧૮૬૮ ના જુનસુધી શેઠ ડોસાભાઈ ફરામજી કરાકા, ૧૮૬૮ થીતે ૧૮૭૦ ના મેઅસુધી પાછા શેઠ નવરોજજી ફરદુનજી, ૧૮૭૦ થીતે ૧૮૭૧ ના માર્ચ સુધી શેઠ કુવરજી રૂસતમજી મોદી, અને ૧૮૭૧ ના માર્ચથી તે આજસુધી શેઠ જાંગીરજી હોરમજજી પંથકી થાણેવાલા

એ મંડલીની પુંજી સાચવવા માટે કાએદાસરનું એક તરસ્ટડીડ તા૦ ૧ લી માર્ચ ૧૮૬૨ ને દીને સુપરીમ કોરટના વકીલ મી૦ આકલંડની મારફતે કરાવ્યું હતું, અને તેના પેહલા તરસ્ટીઓ તરીકે શેઠો ફરામજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાનજી કામાજી અને મેહેરવાંનજી જીજીભાઈને મુકરર કીધા હતા. એ પછી શેઠ મેહેરવાંનજી જીજીભાઈએ ૧૮૬૭ માં એોહદો છોડવાથી તેમની જગોએ શેઠ હીરજીભાઈ હોરમજજી શેઠનાને ઠેરવ્યા હતા, પણ તેવણે અસુખાકારીને લીધે તે કામ ન રાખવાથી ૧૮૭૦ માં શેઠ શોરાબજી શાપુરજી બંગાલીને તે જગો પર નેમ્યા હતા.

કારોબાર મંડલીએ એ નિશાલો પોતાને હસ્તક લીધા પછી તેમાં પેહલે વર્ષેજ વધારો થઈ છોકરીઓની સંખીઆ ૩૪૯) પરથી ૫૮૬) ની થાઇ હતી. એ ચારે નિશાલોનાં કામ ઉપર દેખરેખ રાખવાને કારોબાર મંડલીએ નીચલા ગ્રહસ્થોને હાનરરી ઉપરી નેમ્યા હતાઃ—

કોટ—શેઠ શોરાબજી શાપુરજી બંગાલી.
ચંદનવાડી—શેઠ કાવશજી શાપુરજી મેહતા.
બાહેરકોટ—શેઠ હોરમજજી એદલજી દાવર.
મજગાંમ—શેઠ મનચેરજી શાપુરજી લંગડાના.

એઓમાંથી શેઠ મનચેરજીએ થોડાજ મહીનામાં એટલે ૧૮૫૮ ના નવેમબરમાં એોહદો છોડવાથી તે જગો પર શેઠ મેહરવાનજી માણેકજી શેઠનાને; તથા શેઠ હોરમજજી એદલજી દાવર ૧૮૬૦ માં ચીન જવાથી તે જગોપર શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીને નેમ્યા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૦ ના સપટેમબર માસથી એ ચારે નિશાલોપર એ૦ કાવશજી નશરવાંનજી કાંગાને પગારદાર ઉપરી તથા આસીસ્ટંટ શેક્રેટરી ઠેરવ્યા હતા. એ૦ કાવશજીએ ૧૮૬૭ ના જુલાઈમાં એોહદો છોડવાથી મેહતા રતનશંકર મનીશંકરને ચંદનવાડી અને મજગાંમની નિશાલોના પગારદાર તથા શેઠ કુવરજી રૂસતમજી મોદીને કોટની નિશાલના હાનરરી ઉપરી ઠેરવ્યા હતા, અને શેઠ કુવરજીએ ૧૮૬૯ ના જુલાઈમાં એોહદો છોડવાથી શેઠ જાંગીરજી હોરમજજી પંથકીને કોટની નિશાલના હાનરરી ઉપરી નેમ્યા હતા. એ બાદ તા૦ ૧ લી જુલાઈ ૧૮૭૩ થી શેઠ એદલજી દારાશાહ શેઠનાને કોટ તથા મજગાંમની નિશાલોના ઉપરી અને આસીસ્ટંટ શેક્રેટરી, તથા બાઈ પીરોજબાઈ નાનાભાઈ નશરવાંનજી માસતરને ચંદનવાડીની નિશાલનાં ઉપરી (હાનરરી) ઠેરવ્યાં હતાં. ઈ૦ સ૦ ૧૮૭૮ માં શેઠ એદલજીનાં મરણથી એ મંડળી હસ્તકની ત્રણે નિશાલોનાં ઉપરી તરીકે બાઈ ભીખાઈજી અરદેસર જવેરીને નેમ્યાંછે.

એ મંડલી હસ્તકની નિશાલો ખાતે પ્રથમમાં મુફત કેળવણી આપવામાં આવતી હતી, જે પછી તા૦ ૧ લી જુલાઈ ૧૮૬૨ ને દીનથી દરએક છોકરી દીઠ રૂ૧) ની માસીક ફીઈ લેતી કીધી હતી, અને જેઓમાં તે આપવાની શકિત નહિ હોય તેમને મુફત કેળવણી આપવાને ઠેરવ્યું હતું. એ બાદ તા૦ ૧ લી જુન ૧૮૭૩ થી મુફત કેળવણી આપવાનું સદાબારૂં બંધ કરી ઓછી શકિતવાળી છોકરીઓ પાસેથી પણ રૂ૦ાા ની માસીક ફીઈ લેતી કીધી હતી.

એ મંડલી હસ્તક જે ચાર નિશાલો હતી તે પયકી તા૦ ૧ લી જાનેવારી ૧૮૫૪ ને દીનથી બાહેરકોટની

આગેવાંની હેઠળ અંજુમનના ઉધરાતથી એક દેખમું બંધાવી પરઠાવ્યું હતું. આ વેળાએ જશનની મીજલસમાં સુરત તથા તેની આસપાસનાં ગામોના પુષ્કળ જરથોસ્તીઓ શામેલ થયા હતા. જશનની ક્રિઆ ગોદાવરાં પંથકના દસ્તુર શોરાબજી પેશુજીએ શરૂ કીધી હતી, જે પુરી થવા બાદ તેમને, તથા સુરતવાળા દસ્તુર કેખશરૂ દાદાભાઈ, તથા એ દેખમાંનાં કામના ઉપરી શેઠ શોરાબજી માણેકજી બાટ્લીવાળા, તથા અમરોલી ગામના પટેલ શેઠ

---

નિશાળ કાઢી નાખી કોટ, ચંદનવાડી, અને મજગાંમની નિશાલોજ ચાલુ રાખી હતી.

એ મંડલી હસ્તકની નિશાલો ખાતે શિખાડવાને કારોબાર મંડલીએ ઈ૦ સ૦ ૧૮૬૦ માં પાઠમાલા આંક ૧ લો તથા ૧૮૬૧ માં પાઠમાલા આંક ૨ જો શેક્રેટરી શેઠ નવરોજજી ફરદુનજી પાસે નવા પાએઆ ઉપર રચાવી, તથા પાઠમાલા આંક ૩ જો ઈ૦ સ૦ ૧૮૬૬ માં શેક્રેટરી એ૦ કાવશજી નશરવાંનજી કાંગા પાસે રચાવી પ્રગટ કીધા હતા.

એ મંડલી હસ્તકની નિશાલો ખાતે શિખનારી છોકરીઓને તા૦ ૧૦ મી આપરેલ ૧૮૬૬ ને દીને મુંબઈના નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરની બાનું લેડી ફ્રીઅરે તારદેવ શેઠ મેહરાંમજી જીજીભાઈના બંગલામાં ઈનામો વેંહચી આપ્યાં હતાં, તથા નામદાર ગવરનર સભાપતોની ખુરસીએ બીરાજયો હતો. તેજ મુજબ તા૦ ૨૩ મી મારચ ૧૮૬૮ ને દીને નામદાર ગવરનર સર સેમોર ફીટઝજેરલડની વહુએ વાલકેશર શેઠ દીનશાહજી માણેકજી પીટીટના બંગલામાં ઈનામો વેંહચી આપ્યાં, તથા કૌનસીલનો મેમબર હાનરેબલ બી. એચ. એલીસ સભાની ખુરશીએ બીરાજયો હતો. વળી એજ મકાંન ઉપર તા૦ ૨૬ મી આપરેલ ૧૮૭૮ ને દીને નામદાર ગવરનર સર રીચરડ ટેમપલની બેટી મીસ ટેમપલે ઈનામો વેંહચી આપ્યાં, તથા ગવરનર પોતે સભાપતીની ખુરશીએ બીરાજયો હતો. છેલ્લું હિંદુસ્થાંનમાં અપાતી કેળવણી સંબધી રાજનીતિ તથા તેને લગતી બીજી બાબદોની તપાસ કરવાને વડી સરકારે ઠેડવેલાં કમીશનના અધિકારીઓએ તા૦ ૩૧ મી અકટોબર ૧૮૮૨ ને દીને ફરાંમજી કાવશજી ઈનસ્ટીટીઊટનાં દીવાંનખાનાંમાં એ મંડલી હસ્તકની નિશાલોની ભેટ લીધી હતી.

શેક્રેટરી શેઠ નવરોજજી ફરદુનજીએ એ મંડલીને લગતી નિશાલોનાં કામ પાછલ પેહલાં પાંચ વર્ષ ઘણી દીલસોજીથી મેહનત લીધી તે માટે કારોબાર મંડલીના અધિકારીઓએ પોતપોતામાં એક લીસ્ટ ફરતું કરી રૂ.૩૪૫૦) ભેગા કીધા હતા, અને તેમાંથી એમની યાદગારી રાખવા સારૂં રૂ.૧૫૦૦) ની રકમ એજ મંડલીનાં દફતરમાં જુદું ખાતું પડાવી અનામત રાખી તેનાં વ્યાજમાંથી દર માસે રૂ.૫) ની એક સ્કાલરશીપ એવણનાં નામથી આપવાને ઠેડવ્યું, તથા બાકીની રકમનો એક રૂપાંનો "ટીઈ શટ" તથા કલમદાંન તે ઉપર ઘટતો લેખ કોતરાવી તા૦ ૯ મી સપટેમબર ૧૮૬૩ ને દીને એમને ભેટ આપ્યો હતો.

વળી એ મંડલી હસ્તકની કોટ ખાતાંની નિશાળના વડા શિક્ષક શેઠ એદલજી દારાશાહ શેઠનાએ એ મંડલી સ્થાપી ત્યારથી તેમાં ઘણી દીલસોજીથી નોકરી કીધાથી કારોબાર મંડલીના અધિકારીઓએ પોતપોતામાં એક લીસ્ટ ફરતું કરી રૂ.૪૭૫) ની કીમતનું એક સોનાંનું ઘડીઆલ તથા સાંકલી ઘટતા લેખ સાથે તેમને ઈ૦ સ૦ ૧૮૬૫ ના સપટેમબર માસમાં ભેટ આપ્યું હતું.

એ મંડલી હસ્તકની નિશાલો મધેની સર્વેથી હુશીયાર છોકરીને દર શાલ એકકા સોનાંના ચાંદનું ઈનામ પોતાની તરફથી ભેટ આપવાને શેઠ ખરશેદજી રતનજી કાહલાએ પેહલીબારીમાં માથે લીધું હતું, પણ ચાંદનું ડીઝું ઈંગલાંદથી નહિ આવી પોંહતાથી એવણે ૧૮૫૮ થી તે ૧૮૬૭ સુધી નવ વર્ષ લગણ તેને બદલે ઈનામમાં આપવાને દર શાલ રૂ.૧૨૫) રોકડા આપ્યા કીધા હતા.

વળી ઈ૦ સ૦ ૧૮૬૮ માં ઈનામો આપવા તથા તે શાલનાં એકજીબીશનના ખરચને માટે શેઠ મેહરાંમજી નશરવાંનજી સીરવાઈએ રૂ.૧૦૦૦) ની રકમ ભેટ આપી હતી.

એ મંડલી હસ્તકની સઘળી નિશાલો ઈ૦ સ૦ ૧૮૭૫ થી સ્ત્રી શિક્ષકોના હાથ હેઠલ ચલાવવામાં આવેછે; તે સઘળી સ્ત્રી શિક્ષકોને દરરોજ એકકો કલાક ચહતે દરજજેની કેળવણી આપવાના ખરચને માટે શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઈ. ઈ. એ રૂ.૯૬૦) આપ્યા હતા, તે મધેથી તા૦ ૧ લી મારચ ૧૮૮૧ થી તે ૨૮ મી ફેબરવારી ૧૮૮૩ સુધી બે વર્ષ શેઠ નશરવાંનજી હીરજીભાઈ પટેલને એ કામ પાછલ રાખ્યા હતા.

એ મંડલીના ચાલુ ખરચને માટે કેટલાક પારસી ગ્રહસ્થો શરૂઆતથી દર શાલ ચોકસ લવાજમ આપતા આવેછે—જે મધે શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલ ઈ૦ સ૦ ૧૮૫૮ થી તે ૧૮૬૫ સુધી દર શાલ રૂ.૨૦૦), ૧૮૬૬ થી ૧૮૬૯ સુધી રૂ.૧૦૦), ૧૮૭૦ થી ૧૮૭૨ સુધી રૂ.૧૨૫), ૧૮૭૩ થી ૧૮૭૪ સુધી રૂ.૭૫), ૧૮૭૫ થી ૧૮૭૮ સુધી રૂ.૫૦) અને ૧૮૭૯ થી આજ સુધી રૂ.૨૫) આપેછે. શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી ૧૮૫૮ થીતે ૧૮૬૨ સુધી દર શાલ રૂ.૧૦૦) અને ૧૮૬૩ થી ૧૮૬૬ સુધી રૂ.૩૦૦). શેઠ પેશતનજી હોરમજજી કામાજી ૧૮૫૮ થી તે આજ સુધી દર શાલ રૂ.૧૦૦), શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજી ૧૮૫૮ થીતે ૧૮૭૪ સુધી દર શાલ રૂ.૧૦૦). શેઠો બહમનજી, પેશતનજી અને ડોશાભાઈ ફરાંમજી કામાજી એ દરેક ૧૮૫૮ થીતે ૧૮૬૬ સુધી દર શાલ રૂ.૧૦૦). શેઠ મનચેરજી હોરમજજી કામાજીએ ૧૮૫૮ થીતે ૧૮૬૩ સુધી દર શાલ રૂ.૧૦૦). શેઠ દીનશાહજી માણેકજી પીટીટ ૧૮૬૦ થીતે ૧૮૬૮ સુધી રૂ.૫૦) અને ૧૮૬૯ થીતે આજ સુધી દર શાલ રૂ.૧૨૫). શેઠ નશરવાંનજી માણેકજી પીટીટ ૧૮૬૦ થીતે આજ સુધી દર શાલ રૂ.૫૦). શેઠ દીનશાહજી દાદાભાઈ ગાંધી ૧૮૫૮ થીતે ૧૮૭૩ સુધી દર શાલ રૂ.૫૦) શેઠ મેહરાંમજી હોરમજજી કામાજી ૧૮૫૮ થીતે ૧૮૬૫ સુધી દર શાલ રૂ.૫૧). શેઠ જમશેદજી ખરશેદજી બાટલીબોઈ ૧૮૫૮ થીતે ૧૮૬૯ સુધી રૂ.૨૫) અને ૧૮૭૦ થીતે ૧૮૭૯ સુધી દર શાલ રૂ.૫૦). શેઠ શોરાબજી શાપુરજી

દોરાબજી મેહેરાંમજી અને આ૦ મેહેરાંમજી કુવરજી વરીઆવાને એકકી એઆલ હોરાડવામાં આવી હતી.

એ પછી એ કામના આગેવાન શેઠ માણેકજી નશરવાંનજી પીટીટ અકસ્માતના સબબથી તીઆં આવી ન શકવાથી

---

બંગાલી, સી. આઇ. ઇ. ૧૮૫૮ થીતે ૧૮૬૮ સુધી રૂ૧૨) અને ૧૮૬૯ થીતે આજ સુધી દર શાલ રૂ૫૦).

શેઠ શોરાબજી શાપુરજી બંગાલી, સી આઇ. ઇ. એ પોતાનાં માતાજી બાઇ બીખાઇજીનાં નામથી આએ મંડલી હસ્તકની કોટ ખાતેની નિશાલને માટે રૂ૫૦૦૦૦) સુધીનો ખરચ કરી ચારશોથી પાંનશો છોકરીઓનો સમાસ થાય એવી એક મજબુત અને શોભાઇતી ઇમારત "જરથોસ્તી છોકરીઓની નિશાલ મંડલીની બાઇ બીખાઇજી શાપુરજી બંગાલી વાળી નિશાલ" એવાં નામથી બંધાવી આપવાને ઇ૦ સ૦ ૧૮૮૧ ના જાનેવારી માસમાં કારોબાર મંડલીને પોતાની મરજી જણાવી હતી, અને કારોબાર મંડલીએ તે મોટા ઊપકાર સાથે બાહલ રાખવાથી શેઠ શોરાબજીએ તે ઇમારત બાંધવા માટે નામદાર સરકાર પાસે પારસી બજાર સ્ટ્રીટમાં આવેલી કમીસરીએટ ખાતાંને લગતી સરકારી જગામાંથી એક ભાગ માગયો, જે સરકારે ઇ૦ સ૦ ૧૮૮૨ ના જુલાઇ માસમાં એવણને ૮૧૯ ચોરસવાર અરધી કીમતે એટલે રૂ૧૮૮૮૦) બદલે વેચાતો આપ્યો હતો, અને તે ઊપર હાલ એ નિશાલનું મકાન બાંધવાનુ કામ શરૂ થઇ ચુકું છે. વળી એ નિશાલનાં મકાનને માટે સરકારી કેળવણી ખાતાં તરફથી જેમ બીજાં ખાતાંઓને મલેછે તેમ રૂ૧૬૬૬૫) ની રકમ શેઠ શોરાબજીને "ગ્રાંટ ઇન એડ" તરીકે આપવામાં આવીછે.

એ મંડલીની પુંજીમાં નીચલા ગ્રહસ્થોએ અમુક રકમો આપી જુદી જુદી સરતોથી નીચે મુજબ ખાતાં પડાવ્યાછે :—

(૧) તા૦ ૨૮ મી જુન ૧૮૫૮ ને દીને શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે રૂ૨૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી, તથા તા૦ ૪ થી નવેમબર ૧૮૬૧ ને દીને રૂ૨૧૦૦) ની નોટ તેનું બ્યાજ એ મંડલી હસ્તકની નિશાલોની જે છોકરી પરીક્ષામાં જરથોસ્તી ધર્મ તથા નીતિની મુખ્ય વાતો તથા ઘરસંસારની માહીતગારીમાં સરસ નીકલે તેને દર માસે રૂ૭) ની સ્કાલરશીપ આપવાની સરતથી, તથા તા૦ ૧૯ મી ડીજેમબર ૧૮૬૨ ને દીને બીજી રૂ૧૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી, અને છેલી તા૦ ૧૩ મી ડીજેમબર ૧૮૬૯ ને દીને પોતાનાં ધણીઆંની મરહુમ બાઇ દીનબાઇનાં પુનને માટે રૂ૫૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમાંજ વાપડવાની સરતથી મલી રૂ૫૬૦૦) ની રકમનું પડાવેલું ખાતું. (૨) તા૦ ૨૮ મી જુન ૧૮૫૮ ને દીને શેઠ માણેકજી નશરવાંનજી પીટીટે રૂ૧૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૩) તા૦ ૨૮ મી જુન ૧૮૫૮ ને દીને શેઠ બેહરાંમજી જીજીભાઇએ રૂ૧૦૦૦) ની તથા તા૦ ૨૨ મી આગસટ ૧૮૬૦ ને દીને પોતાનાં માતાજી મરહુમ બાઇ વીરબાઇજી તે શેઠ જીજીભાઇ દાદાભાઇનાં વીધવાનાં પુનને માટે રૂ૫૦૦) ની; અને તા૦ ૨૫ મી અકટોબર ૧૮૬૦ ને દીને પોતાનાં શાસુ મરહુમ બાઇ જીવણબાઇ તે શેઠ શોરાબશાહ દાદાભાઇ લાંમના વીધવાનાં પુનને માટે બીજી રૂ૫૦૦) ની અને છેલી તા૦ ૬ ઠી ડીજેમબર ૧૮૬૨ ને દીને રૂ૧૦૦૦) ની મલી રૂ૩૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલુ ખાતું. (૪) તા૦ ૨૮ મી જુન ૧૮૫૮ ને દીને શેઠ બહમનજી ફરાંમજી કામાજીએ રૂ૧૦૦૦) ની તથા તા૦ ૯ મી ડીજેમબર ૧૮૬૨ ને દીને બીજી રૂ૧૦૦૦) ની મલી રૂ૨૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલુ ખાતું. (૫) તા૦ ૧૪ મી જુલાઇ ૧૮૫૮ ને દીને શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ રૂ૧૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમા વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૬) તા૦ ૧૬ મી મારચ ૧૮૫૯ ને દીને બાઇ બીખાઇજી તે શેઠ ડોશાભાઇ ફરાંમજી કામાજીનાં ધણીઆનીએ "માહારી નાહાની બેહેનોનું ભલું ઇછનારી" એવુ રૂપુ નામ રાખી શેઠ શોરાબજી શાપુરજી બંગાલીની મારફતે રૂ૨૨૪૦) ની રકમ તેનુ બ્યાજ એ મંડલી હસ્તકની નિશાલો મધે શીખનારી સરવેથી ચંચલ બે છોકરીઓને દર મહીને રૂ૪) લેખેની સ્કાલરશીપ તથા એક છોકરીને દર શાલ રૂ૧૬) નું ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતુ. (૭) તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૫૯ ને દીને શેઠો દાદાભાઇ, ધનજીભાઇ, ખુરશેદજી અને દોરાબજી નશરવાંનજી કામાજીએ પોતાનાં માતાજી મરહુમ બાઇ સુનાંબાઇ તે શેઠ નશરવાંનજી મનચેરજી કાંમાજીનાં વીધવાના પુનને માટે રૂ૨૦૦૦) ની નોટ તેનું બ્યાજ ચાલુ ખરચમા વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૮) તા૦ ૧૭ મી અકટોબર ૧૮૫૯ ને દીને બાઇ ધનબાઇજી તે મરહુમ શેઠ ધનજીભાઇ નશરવાંનજી કામાજીનાં વીધવા તથા વકીલાતણે પોતાના ખાવંદનો પુંજીમાંથી તેમનાં પુનને માટે રૂ૧૦૦૦૦) ની નોટ તેનું બ્યાજ એ મંડલી હસ્તકની નિશાલો મધે શિખનારી છોકરીઓ મધેથી જે છોકરી શિક્ષકને લાયકની પરીક્ષા આપે તેણીને દર શાલ રૂ૧૦૦) નુ ઇનામ આપી બાકી રકમ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતુ. (૯) તા૦ ૨ જી મારચ ૧૮૬૦ ને દીને શેઠ ખરશેદજી કાવસજી આશબરનરે પોતાની દીકરી મરહુમ બાઇ મોટીબાઇનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનુ બ્યાજ ચાલુ ખરચમા વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતુ. (૧૦) તા૦ ૬ ઠી નવેમબર ૧૮૬૧ ને દીને માઊન્ટ સ્ટુઅરટ એલફીનસટન ટેસટીમોનીઅલ કમીટીના શેક્રેટરી શેઠ ડોશાભાઇ ફરાંમજી કરાકાએ રૂ૧૨૦૦) તથા તા૦ ૧૭ મી આપરેલ ૧૮૬૯ ને દીને બીજા રૂ૫૬૦।।૭ મોકલ્યા તે મધેથી રૂ૨૧૦૦) ની નોટ લઇ તેનું બ્યાજ એ મંડલી હસ્તકની નિશાલો ખાતે શીખનારી જે છોકરી કારોબાર મંડલી દર શાલ ઠુંટી કાઢે તે બાબદની માહીતગારીમાં સર્વેમાં સરસ નીકલે તેને દર માસે રૂ૭) સુધીની સ્કાલરશીપ આપવાની સરતથી પાડેલું ખાતું. (૧૧) તા૦ ૨૨ મી અકટોબર ૧૮૬૨ ને દીને શેઠ દીનશાહજી માણેકજી પીટીટે રૂ૨૦૦૦) ની નોટ તેનું બ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૨)

તેમના તરફથી છપાઈ આવેલો અંજુમન પત્ર શેઠ ધનજીભાઈ નવરોજજી કુમભાઈએ વાંચી સંભળાવ્યો; જેમાં

તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૬૨ ને દીને શેઠ નશરવાંનજી માણેકજી પીટીટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૩) તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૬૩ ને દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીનાં પેહલાં ધણીઆંની તથા શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજીનાં દીકરીનાં પુનને માટે તેમનાં બેશીઓએ રૂ૧૨૦૦૦) ની નોટ તેનું વ્યાજ તુરતવેલા ચાલુ ખરચમાં વાપડવાની, પણ જેવારે એ મંડલીના સંબંધમાં સ્ત્રી શિક્ષકોનો વર્ગ ઊભો થાય તે વેળાએ તે વર્ગની ચાર હુશીયાર છોકરીઓને દર માસે રૂ૧૦) લેખેનો પગાર આપવાની, અને તે પછી જ્યારે દરેક નિશાલમાં સ્ત્રી શીક્ષકો રાખવામાં આવે ત્યારે તેમના પગારના ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૪) તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૬૩ ને દીને જરથોશતી છોકરીઓની નિશાલ મંડલીની કારોબાર મંડલીના અધિકારીઓએ એ મંડલીના શેક્રેટરી શેઠ નવરોજજી ફરદુનજીનાં નામની દર માસે રૂ૫) ની એક સ્કાલરશીપ આપવાને રૂ૧૫૦૦) ની નોટ આપી પડાવેલું ખાતું. (૧૫) તા૦ ૨૬ મી આપરેલ ૧૮૬૪ ને દીને શેઠ શોરાબજી પેશતનજી ફરાંમજીએ પોતાનાં ફુઈ મરહુમ બાઈ પીરોજબાઈ તે મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાં બેટીનાં પુનને માટે રૂ૨૦૦૦) ની નોટ તેનું વ્યાજ તુરત વેલા ચાલુ ખરચમાં, પણ જેવારે સ્ત્રી શિક્ષકો રાખવામાં આવે ત્યારે તેમને પગાર આપવાના ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૬) તા૦ ૨૮ મી આપરેલ ૧૮૬૪ ને દીને શેઠ નવરોજજી નાનાભાઈ ફરાંમજીએ પોતાનાં ફુઈ મરહુમ બાઈ પીરોજબાઈ તે મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાં બેટીનાં પુનને માટે રૂ૧૫૦૦) ની નોટ તેનું વ્યાજ તુરત વેળા ચાલુ ખરચમાં, પણ જેવારે સ્ત્રી શિક્ષકો રાખવામાં આવે ત્યારે તેમને પગાર આપવાના ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું (૧૭) તા૦ ૩ જી આગશટ ૧૮૬૪ ને દીને બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાંનજી કામાજીનાં વીધવાએ પોતાના ખાવંદની પુંજીમાંથી પોતાની દીકરી મરહુમ બાઈ બનુબાઈ તે શેઠ બહમનજી ખરશેદજી કામાજીનાં પેહલાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૨૫૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું (૧૮) તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૬૭ ને દીને શેઠ ડોશાભાઈ હોરમજજી કામાજીએ પોતાનાં ધણીઆંની મરહુમ બાઈ સુનાંબાઈનાં પુનને માટે રૂ૨૦૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૧૯) તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને નવરોજજી ફરદુનજી ટેસટીમોનીઅલ ફંડની કમીટીના શેક્રેટરી શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ રૂ૨૫૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૦) તા૦ ૨૯ મી મેએ ૧૮૭૪ ને દીને લેડી ફ્રીઅર ટેસ્ટીમોનીઅલ ફંડની દેશી સ્ત્રીઓની કમીટીની શેક્રેટરી બાઈ શીરીનબાઈ માણેકજી ખરશેદજીએ શેઠો શોરાબજી શાપુરજી

જણાવ્યું હતું કે એ દાખમું બંધાવવા બાબેનું ઉધરાણું તથા તેને માટે મુંબઈમાં પથરો વગેરેનું સરવે કામ

બંગાલી અને ખરશેદજી રૂસતમજી કામાજીની મારફતે રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ એ મંડલી હસ્તકની નિશાલો મધેની જે છોકરીનો અભીઆસ સઊથી સરસ નીકલે તેણીને લેડી ફ્રીઅરનાં નામનું એક ઇનામ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૧) તા૦ ૨૮ મી જુન ૧૮૭૫ ને દીને શેઠ દાદાભાઈ નવરોજજી પ્રોફેસરે પોતાનાં માતાજી મરહુમ બાઈ માણેકબાઈ તે આ૦ નવરોજજી પાલણજી દોરડીનાં વીધવાની પુંજીમાંથી તેમનાં પુનને માટે રૂ૧૫૦૦) ની નોટ તેનું વ્યાજ એ મંડલી હસ્તકની નિશાલો મધેની પેહલા વર્ગોની જે છોકરી માજદીઅશની દીન સબંધી યજદાંપરસતી, નીતિ, તવારીખ, તથા અવસ્તાના અર્થો વગેરેના અભીઆસમાં સરશ નીકલે તેને દર માસે રૂ૫) ની સ્કાલરશીપ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૨) તા૦ ૧ લી નવેમબર ૧૮૭૮ ને દીને મરહુમ શેઠ એદલજી ફરાંમજી આલબલેસના છોકરાઓએ પોતાના ભાઈ શેઠ દાદાભાઈ એદલજી આલબલેસનાં દીકરી મરહુમ બાઈ ડોશીબાઈ તે શેઠ કેખશરૂ ફરદુનજી આલબલેસનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૩) તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૭૯ ને દીને મરહુમ સર કાવશજી જાગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઈ. ની વતી તેમના એકજીક્યુટરો શેઠો હોમજી ખરશેદજી દાદીશેઠ અને કાવશજી માણેકજી લીમજીએ રૂ૧૦૦૦) ની રકમ તેનું વ્યાજ એ મંડલી હસ્તકની નિશાલો મધેની જે છોકરી દર શાલ પરીક્ષામાં સર્વેથી સરશ નીકલે તેને નામદાર ગવરનર સર રીચરડ ટેમપલનાં નામનું એક ઇનામ દર શાલ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૪) તા૦ ૨૨ મી મારચ ૧૮૭૯ ને દીને મરહુમ શેઠ એદલજી દારાશાહ શેઠનાના બેશીઓ અને દોસ્તોની તરફથી શેઠો જાંગીરજી રૂસતમજી મોદી, ફરાંમજી હોરમજજી શેઠના, નવરોજજી માણેકજી શેઠના, અને દાદાભાઈ માણેકજી શેઠનાએ રૂ૧૫૦૦) ની નોટ તેનું વ્યાજ એ મંડલી હસ્તકની ત્રણુંડે નિશાલોની એકકી હુશીયાર છોકરીને દર રૂ૨૦) લેખેનું એકકું ઇનામ મરહુમ શેઠ એદલજીનાં નામથી આપવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૫) તા૦ ૨૧ મી અકટોબર ૧૮૮૧ ને દીને શેઠો ખરશેદજી અને દોરાબજી પાલણજી તથા શોરાબજી કાવશજી પાંઊવાલાએ પોતાનાં કાકી મરહુમ બાઈ મેહરબાઈ તે શેઠ કાવશજી ધનજીભાઈ પાંઊવાલાનાં વીધવાનાં પુનને માટે રૂ૧૦૦૦) ની નોટ તેનું વ્યાજ એ મંડલી હસ્તકની નિશાલોમાં જરથોશ્તી ધર્મનું ગ્નાન વધારવામાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૬) તા૦ ૧૮ મી નવેમબર ૧૮૮૨ ને દીને શેઠ જમશેદજી નશરવાંનજી ટાટાએ પોતાનાં માતાજી મરહુમ બાઈ જીવણબાઈ તે શેઠ નશરવાંનજી રતનજી ટાટાનાં ધણીઆંનીનાં પુનને માટે રૂ૨૦૦૦) ની નોટ તેનું વ્યાજ ચાલુ ખરચમાં વાપડવાની સરતથી આપી પડાવેલું ખાતું. (૨૭) તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૮૯ ને દીને શેઠો પેશતનજી અરદેસર વાડીઆ,

અમરેલીવાલા શેઠ કુવરજી શોરાબજી પટેલે ઘણી મેહનત લઈ કીધું, તથા એ દોખમું બાંધવા માટેની જગા નામદાર અંગ્રેજ સરકાર પાસેથી સુરતવાલા શેઠ એદલજી માણેકજી વખારીઆએ મેહનત કરી મુફત અપાવી, તથા એ દોખમાંનાં કામનું ઉપરીપણું સુરતવાલા શેઠ શોરાબજી માણેકજી લાહેવાલા અને દસ્તુર કેખશરૂ દાદાભાઈએ ઘણી મેહનત લઈ ચલાવ્યું, તેમજ એ દોખમાની સાંમે એક કુવો બાઈ જીવાબાઈ તે મરહુમ શેઠ બહેમનજી મનચેરજી ભાવનગરીનાં વીધવાએ, તથા સગડી શેઠ કાવસજી માણેકજી દરબારીએ પોતાને ખરચે બંધાવી આપી તે માટે તેઓ સર્વેને સાબાશ તથા અંજુમન ઉપર તેમનો ઉપકાર થયોછે. ઉપલો અંજુમન પત્ર વંચાયાબાદ સર્વ લોકો આશની કરી વદાય થયા હતા.[2]

---

તા૦ ૨૮ મી મારચ.

રોજ ૧ માહ ૭ (શે૦) ૧૨૨૭ યજદેજરદી.

**મરણ**—જામાસપજી નશરવાંનજી નાદરશાહ—ઉમર વર્ષ ૭૧) શેઠ નશરવાંનજી રૂસતમજી નાદરશાહના વડા

---

રૂસતમજી ભીખાજી નરીમાંન, અને હોરમસજી રૂસતમજી ઉમરીગરે પોતાના મરહુમ મુરબીજી શેઠ અરદેસર હોરમજી વાડીઆનાં પુનને માટે રૂ૧૫૦૦) ની નોટ તેનું આજ એ મંડલી હસતકની નિશાલો મધેની જે છોકરી જરથોસ્તી ધર્મ તથા નીતિને લગતું સારૂં ગ્નાન ધરાવે તેને દર માસે રૂ૫) ની સ્કાલરશીપ આપવાની સરતથી આપી પડાવેલું ખાતું.

એ મંડલી સ્થાપી ત્યારથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૮૨ સુધીનાં ૨૫) વર્ષમાં તેની પાછલ રૂ૨૦૫૫૪૩ાા—૧ નો ખરચ થયોછે, અને હાલ તેની પુંજી ઉપલાં ખાતાં વાલાઓની અનામત સુધાં રૂ૭૩૨૧૭)૮)૨ નીછે.

૧ જામે જમશેદ, તા૦ ૨૫ મી મારચ ૧૮૫૮.

આ દોખમાં પર નીચે મુજબની તક્તી મારેલીછે:—

" શ્રી અમરેલી ઊતરાંનની અનજુમંને શ્રી મુંબાઇ
" તા૦ શ્રી સુરત તા૦ શ્રી બંગાલા તા૦ શ્રી ચીનનાં
" જરથોશતીઓને એલતેમાસ કરી કે હમારાં ગાંમમાં
" દખમા વગર ગની હરકતછે. તેથી તેનું ઊગરાંણું કરીઊં
" ને બોલંદ હ્મતનાં જરથોશતીઓએ મોટી રકમનાં
" નાણાં ભરીને શેઠ માનેકજી નશરવાંનજી પીતીત શ્રી
" મુંબાઇના રેવાશીએ પોતાને માથે લઇને શ્રી સુરતનાં
" દશતુરજી કેખશરૂજી દશતુર દાદાભાઇ તા૦ શ્રી અમ-
" રેલીનાં પારશી કુવરજી તા૦ બમનજી તે શોરાબજી
" પતેલનાં તા૦ શ્રી સુરતનાં પારશી શોરાબજી માંનેકજી
" લાહેવાલાને એ કાંમ શોંપીઊં તે બારે હકતાલાની
" બખશેશથી એ દખમું તઇઆર થાઇને રોજ ૩૦ માહ
" ૯ શને ૧૨૨૭ ઇઅજદજરદી શાલમાં ઇજાવી શ્રી
" અમરેલી તથા તેને લગતાં ગાંમોના જરથોશતી ધરમના
" પાલનારાઓને વાપરવાને ધરમ ખાતે આપીઊંછે.
" તા૦ ૨૩ મી મારચ શને ૧૮૫૮ ઇશવી શ્રમંત ૧૯૧૪
" નાં અશતર સુદ ૯ ને વાર સોમે."

દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૧૭ માં શેઠ હોરમજજી બહેમનજી વાડીઆની તરફથી ચીન ગયા હતા. તે પછી પોતાને હીસાબે તે તરફનો વ્યાપાર ચલાવવા લાગા, અને તે માટે ત્યાંની સાત સફરો કીધી હતી.

---

તા૦ ૨૮ મી મારચ.

વર્તમાન પત્રો ઉપર જાપતો રાખનારા "ગેગીંગ આક્ટ" ની રૂએ મુંબઇની સરકારે આજ દીનથી અતરે પ્રગટ થતાં "મુંબઇ આખ્બર" નાં વર્તમાન પત્રનું સરકારની સાંમે કાંઇ બાબદ લખવા માટે લાઇસંસ છીનવી લીધાથી તે આજ દીનથી નીકલવું બંધ થયું હતું.[2]

---

તા૦ ૩૦ મી મારચ.

પ્રોફેસર પીટર ઝવીકી નામના એક રૂશીઆંન વિદ્વાંને ઝંદ અવસ્તા નવે કાએદે સમજાવવા બાબેનું એક પુસ્તક રચી બરલીન શેહેરમાં પ્રગટ કીધું હતું.[3]

---

તા૦ ૮ મી આપરેલ.

અતરેની પોલીસ કોરટમાં આજ દીને ભરાયલી "પેટીશેશન" માં દેશી અધિકારી તરીકે શેઠ અરદેસર ખરશેદજી વાડીઆ બીરાજ્યા હતા.[4]

---

તા૦ ૯ મી આપરેલ.

બાંમ્બે ટાઇમ્સના માનેજર શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકા આજ દીને અતરેથી ઉપડેલી મેલ સ્ટીમર "મધરાજ" માં સવાર થાઈ વિલાંઇતની મુસાફરીએ ગયા હતા.[5]

---

૨ એ બાબદમાં આખ્બરના અધીપતીએ સરકારમાં ઘટતો ખોલાસો કરવાથી તેને પાછું લાઇસંસ આપ્યું, અને તા૦ ૨૦ મી આપરેલ ૧૮૫૮ ને દીનેથી તે પાછું નીકલવા માંડયું. એજ મુજબ તા૦ ૩૧ મી મેએ ૧૮૫૮ ને દીને જામે જમશેદ પત્રનું લાઇસંસ પણ એ પત્રનાં ગઇ તા૦ ૧૫ મી મેએના આંકમાં એક દાહડો આગમજના ટેલીગ્રાફ એન્ડ કુરીઅર ઊપરથી તેની સત્તા કબુલ કર્યા વગર સાવંતવાડીની હાલત વિષેની એક બીનાનો ભુલ ભરેલો તથા અશુદ્ધ તરજુમો કરી ઊતારી લીધાથી તે સરકારની સાંમે લખાયલી સમજી છીનવી લીધું હતું; પણ તે બાબે ઘટતો ખોલાસો કરવાથી તુરત તે પાછું આપ્યું, અને તા૦ ૨ જી જુન ૧૮૫૮ ને દીનથી એ પત્ર પણ પાછું નીકલવા માંડયું હતું.

3 "Zend Avesta ou plutot Zen-Daschta explique. D'apres un principe tout à fait Nouveau, Par Ignace Pietraszewski. Berlin 1858."

૪ ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૯ મી આપરેલ ૧૮૫૮

૫ બાંમ્બે ગેઝેટ, તા૦ ૯ મી આપરેલ ૧૮૫૮.

### તા૦ ૧૫ મી આપરેલ.

આતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં પસાર થયલા આડપ્યુએટોને સનદો, તથા ત્યાં શિખનારા વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઇનામો આપવાની માટી સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર લારડ એલફીનસટને લીધા બાદ એ ખાતાંના આકટીંગ પ્રીનસીપાલ ડાકટર જીરાઁએ ગયાં શાલના રીપોરટ વાંચી સંભલાવો. આ શાલ તબીબપણાંની છેલી પરીક્ષામાં કોઇ વિદ્યાર્થી પસાર થયલો નહિં હોવાથી સનદો આપવામાં આવી ન હતી; પણ નામદાર સરનશીને ચપલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા સાત પારસીઓ હતા:—

(૧) બરજોરજી કરાંમજી પાર્તિને રૂ૨૫) ની કરનાક સ્કાલરશીપ, (૨) એદલજી નશરવાનજીને રૂ૨૫) ની એનડરસન સ્કાલરશીપ, (૩) મનચેરજી મેહરાંમજી કોલાને રૂ૨૦) ની ફેરીશ સ્કાલરશીપ, (૪) નશરવાનજી ધનજી બાહાને રૂ૧૫) ની ફ્રેરીશ સ્કાલરશીપ, (૫) દોરાબજી હોરમસજી (ભુજવાલા) ને રૂ૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૬) ફરદુનજી મેહરાંમજી મીરજાને રૂ૧૫) ની કરનાક સ્કાલરશીપ, (૭) કાવશજી રૂસતમજી ખીકાજીને રૂ૧૦) ની ફેરીશ સ્કાલરશીપ.

સેવટે નામદાર ગવરનરે એક સુભાશીત ભાષણ કરી સભા બરખાસત કીધી હતી.[1]

### તા૦ ૨૦ મી આપરેલ.

પુણાંવાલા આ૦ શેઠ પેશતનજી સોરાબજીએ તે તરફ ભવાંનીપેંટ મધેના મરહુમ શેઠ વીકાજી મેહરજીવાલો બંગલો રૂ૧૦૦૦) ની કીમતે વેચાતો લઇ તેમાં ઘટતો ફેરફાર કરી જરથોસ્તી મુસાફરોના ઉતારાને કીજે ધર્મ-શાલા દાખલ ખોલ્લો મુકયો હતો.[2]

### તા૦ ૨૮ મી આપરેલ.

રોજ ૪ માહ ૮ (શ૦) ૧૨૨૭ યજદેજરદી.

**મરણ**—દાદાભાઇ નવરોજજી બંગાલી[3]—(ઉમર વર્ષ ૫૬) કલકતાવાલા શેઠ નવરોજજી સોરાબજી ઉમરી-ગરના વડા દીકરા. એવણ બાળપણથીજ પોતાના બાપની સાથે કલકતામાં તેમના બાપારનાં કામોમાં પડેલા હતા, અને ઈ૦ સ૦ ૧૮૨૫ માં તેમનાં મરણ પછી થોડેક વર્ષે આતરે આવી વસ્યા હતા. એવણે પોતાના ભાઇ મરહુમ શેઠ શાપુરજીની સાથ મલી કલકતા મધે પોતાના બાપે બંધાવેલાં દોખમાંની સામે એક સગડી તેમની નામએતે બંધાવી હતી.

### તા૦ ૩ જી મેએ.

આજ દીને આતરેથી ઉપડી ગયલી મેલ સ્ટીમર "હીંમાલાયા" માં સવાર થઇ ડાકટર બરજોરજી દારા-બજી કોલાહ તથા તેમનાં ધણીઆંની બાઇ આવાંબાઇ અને બેઠી બાઇ પીરોજબાઇ તથા સર્વે કુટુંબ ઇંગલાંડ ગયું હતું. ઇંગલાંડ ખાતે પેહલવેહલું પારસી કુટુંબ એ ગયું હતું.

### તા૦ ૩ જી મેએ.

રોજ ૧૧ માહ ૮ (શ૦) ૧૨૨૭ યજદેજરદી.

**મરણ**—ખરશેદજી જમશેદજી અલિઆવાલા[4]—(ઉમર વર્ષ ૫૮) સુરતવાલા શેઠ જમશેદજી કરાંમજી અલિઆવાલાના દીકરા. એવણ કરાચી મધે પોતાના ફુવા મરહુમ શેઠ પેશતનજી હોરમસજી રાજકોટવાલાનાં ઈ૦ સ૦ ૧૮૫૪ માં મરણ પછી તેમની દુકાનનો વહીવટ ચલાવતા હતા, તથા સરકારી કંત્રાકો લેતા હતા. ઈ૦ સ૦ ૧૮૫૬ માં અફગાનસ્તાનની લડાઇ વખતે એવણ ત્યાં એક જુદી દુકાન લઇ ગયા હતા. તે પછી મુંબઇ કાંઇ કામસર આવ્યા અને આતરે એકાએક મરણ પામ્યા હતા.

### તા૦ ૫ મી મેએ.

આજ દીને કરાંચીવાલા મરહુમ શેઠ ખરશેદજી જમશેદજી અલિઆવાલાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦), વીધવા બાઇ પીરોજબાઇએ રૂ૧૦૦), તથા તેમના મુંબઇ ખાતેના આડતીઆ શેઠ હોરમસજી પેશતનજી બાટલીવાલાએ રૂ૫૦૦) મલી રૂ૧૧૦૦) ની રકમ ધર્મ ખાતાઓમાં આપી હતી.[6]

### તા૦ ૭ મી મેએ.

બરીગેડીઅર જનરલ સર હેનરી હેવલોક કે જેણે બળવાના દીગાંમમાં અલાહબાદ તથા કાનપોર તરફ ઘણી બાહાદુરી બતાવી હતી તે શુરા સરદારનાં મરણ પામવાથી

---

૧ ધી બાંમ્બે ગેઝેટ, તા૦ ૧૬ મી આપરેલ ૧૮૫૮.

૨ મુંબઇના શમાચાર, તા૦ ૨૩ મી આપરેલ ૧૮૫૮. એ ઊપરાંત આએજ શાલમાં આ૦ શેઠ પેશતનજી સોરાબજીએ પુણાં મધે એક નશાખાંનું તેમજ ત્યાંનાં અંજુમનનાં દોખમાંની આશપાશ ફરતી દેવાલ પોતાને ખરચે બંધાવી હતી.

૩ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. ના કાકા.

૪ ધી બાંમ્બે ગેઝેટ, તા૦ ૩ જી મેએ ૧૮૫૮.

૫ કરાંચીવાલા શેઠ જાંગીરજી જમશેદજી રાજકોટવાલાના ભાઇ તથા શેઠ અરદેસર ખરશેદજી રાજકોટવાલાના બાવા.

૬ જામે જમશેદ, તા૦ ૭ મી મેએ ૧૮૫૮.

તેના તરફ આ દેશના લોકોની સારી લાગણી બતાવવા, તથા લંડન મધે તે નામદારની યાદગારી રાખવા બાબે થયેલાં ફંડમાં આ દેશ ખાતેથી મદદ મોકલવાનો વિચાર કરવાને અતરેના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૩૦ મી આપરેલે મુંબઈના શેરીફ મી૦ એડવરડ હેકાક જોગ ૬૬ ઈંગ્રેજ, ૧૪ હિંદુ, ૨ મુસલમાંન, ૨ યાહુદી, અને ૨૦ પારસી (સર જમશેદજી જીજીભાઈ બારોનેટ. શેઠો ખરશેદજી, રૂસતમજી અને શોરાબજી જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમસજી વાડીઆ, અરદેસર હોરમસજી વાડીઆ, કાવસજી જાંગીરજી રેડીમની, અરદેસર ખરશેદજી દાદીશેઠ, મનચેરજી ફરાંમજી કામાજી, માણેકજી ખરશેદજી સરાફ, શોરાબજી જાંગીરજી દાદીશેઠ, માણેકજી નશરવાંનજી પીટીટ, દોસાભાઈ શોરાબજી મુનશી, ખરશેદજી ફરદુનજી પારખ, ભીમજી માણેકજી બનાજી, શોરાબજી જીજીભાઈ, મેહરાંમજી જીજીભાઈ, શોરાબજી પેશતનજી ફરાંમજી, ફરદુનજી હોરમસજી લશકરી, નવરોજજી માણેકજી વાડીઆ) ગ્રહસ્થોએ એક રીકવીજીશન મોકલ્યું હતું, તે મુજબ આજ દીને અતરેના ટાઉનહાલમાં એક જાહેર સભા મલી હતી. સરનશીનની ખુરસી મુંબઈના ગવરનર લારડ એલફીનસટને લીધા બાદ તે નામદારે એક સુબાખીત ભાખાણ કરી સંભલાવ્યું; જે પછી મરનાર સર હેવેલોક તરફ આ દેશના વતનીઓ જે માન ધરાવેછે તેના તથા લંડન મધે તેની યાદગારી રાખવા માટે તે નામદારનું બાવલું બનાવવા, અને હાલની લડાઈઓમાં જે સિપાહિ મારો ગયાછે તેમની વીધવા અને નાવારેસ બાળકોને તેનાં નામથી મદદ આપવા, તથા તે નામદારની પોતાની વીધવા અને કુટુંબને કાંઈ લાયક બેટ આપવા માટે જે ફંડ થયુંછે તેમાં અતરેના રેહવાસીઓ તરફથી મદદ મોકલવાના ઠેરાવો થયા હતા. એ બાબેની ગોઠવણ તથા ફંડ એકઠું કરવાને કમોડોર વેલેસલીની દરખાસ્ત ઉપરથી અને તેને શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈએ ટેકો આપવાથી ૨૨ ઈંગ્રેજ, ૧ હિંદુ, ૧ મુસલમાંન, અને ૨ પારસી (શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઈ અને બહમનજી હોરમસજી વાડીઆ) ગ્રહસ્થોની એક કમીટી ઠેરવી સભા બરખાસ્ત થાઈ હતી.[1]

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૧ મી મેએ ૧૮૫૮.

આ ફંડમાં બધા મલી રૂ૮૯૪૦) ભરાયા હતા, જે મધે રૂ૬૩૩૦) ઈંગ્રેજોના, રૂ૫૫૫) હિંદુઓના, રૂ૫૩૦) મુસલમાંનોના, અને રૂ૧૫૭૫) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ૭૫૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, (રૂ૨૫૦) ખરશેદજી જમશેદજી જીજીભાઈ, (રૂ૧૨૫) રૂસતમજી જમશેદજી જીજીભાઈ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, (રૂ૧૦૦) બહમનજી હોરમસજી વાડીઆ, આ૦ પેશતનજી શોરાબજી પુણાવાલા. (રૂ૫૦) પદમજી પેશતનજી પુણાવાલા, કાવસજી જાંગીરજી રેડીમની, (રૂ૨૫) માણેકજી ખરશેદજી સરાફ.

તા૦ ૮ મી મેએ.

રોજ ૧૬ માહ ૯ (કો) ૧૨૨૭ યજદેજરદી.

**મરણ**—જાંગીરજી શોરાબજી પાટક—ઉમર વર્ષ ૪૦) શેઠ શોરાબજી પેશતનજી પાટકના નાહના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૩૪ માં પોતાના કાકા શેઠ ફરાંમજી પેશતનજી પાટક સાથે ચીન ગયા હતા, અને ત્યાંથી ઈ૦ સ૦ ૧૮૩૭ માં અતરે પાછા આવી સર જમશેદજી જીજીભાઈની સહાયતા હેઠલ પોતાના ભાઈ શેઠ દીનશાહજીની સાથે ચીન ખાતેનો થોડોક વ્યાપાર ચલાવતા હતા.

તા૦ ૯ મી મેએ.

આજ દીને અતરેથી ઉપડેલી મેલ સ્ટીમર "ગેનજીસ" માં સવાર થાઈ ચાર પારસી ગ્રહસ્થો ઈંગલાંડની સફરે ગયા હતા. જેમાં શેઠ મનચેરજી હોરમસજી કામાજી પોતાની કામા કુંપનીના પેહડીના ભાગયા તરીકે તથા શેઠો કાવશજી એદલજી ખંબાતા, અરદેસર કાવશજી મોદી અને પીરોજશાહ પેશતનજી મેહરહોમજીના એજ પેહડીમાં આસીસ્ટંટો તરીકે ગયા હતા.[2]

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૮ મી મેએ ૧૮૫૮.

એઓમાંના શેઠ કાવશજી એદલજી ખંબાતા વિષે "બોમ્બે ગેઝેટ" લખેછે કે:—

....... Among them we find a young man of considerable promise, Mr. Cowasjee Eduljee, the English editor of the *Rast Goftar*, whose intelligence and mercantile experience, as well as high character for probity, have induced the Cama firm to avail themselves of his services. Mr. Cowasjee is an excellent English scholar, and has exhibited to Young Bombay an edifying example of studious habits and perseverance. While in China, in the employ of a mercantile house, he had the first opportunity of testing his literary progress, and became the author of several able contributions to the *Friend of China* on the subject of the renewal of the last India Charter, which was then being discussed; for a time, also, he wielded the editorial pen of that journal. On his return to Bombay he clung to his habit of literary pursuits with persevering affection, and applied his leisure time in contributions to the local English newspapers, consisting principally of weekly summaries of readings from the vernacular papers, which met with general approbation. Latterly a new opportunity of distinguishing himself was offered to this young man by his appointment as English editor of the *Rast Goftar*, a weekly vernacular journal of wide circulation, which he conducted with great spirit and prudence.

[Bombay Gazette, 7th May 1858.]

એ ઉપરાંત એવણનાં ઈંગ્રેજી લખાંણ વિષે તા૦ ૮ મી મેએ ૧૮૫૮ નાં જામે જમશેદમાં લખેછે કે:—"એક વેલાએ તે (શેઠ કાવશજી એદલજી ખંબાતા) ટેલીગરાફમાં અંગરેજી બાબદો લખી મોકલતા હતા તે ઉપરથી સુધ એબારત અને ઢબથી લખતા હતા કે ડાકટર બીલીશટ સરખો પુરૂશ પણ છેતરાએલો હતો."

તા૦ ૧૦ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ જાંગીરજી શોરાબજી પાટકનાં ઊઠમણાંમાં તેમનાં વેશીઓએ રૂ૭૨૫) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૨ મી મેએ.

રોજ ૨૦ માહ ૯ (ક૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—મેહરવાંનજી જીવાજી ઢાંડી[2] —ઉમર વર્ષ ૬૮) શેઠ જીવાજી ધનજી ઢાંડીના બીજા દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૨ થી પોતાના ભાઈઓ શેઠ ફરાંમજી તથા ધનજીભાઈની સાથે ભાગમાં "ફરાંમજી જીવાજીની કુંપની" નાં નામથી વીલાયતી અસબાબ તથા દારૂકામનો મોટો વ્યાપાર ચલાવતા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૩ માં તેમનાથી છુટા પડી પોતાના દીકરા શેઠ જાંગીરજી સાથે "જાંગીર મેહરવાંનજીની કુંપની" નાં નામથી વહીવટ ચલાવતા હતા, અને ઈ૦ સ૦ ૧૮૪૯ થી તે બંધ કરી એકાંત જીંદગી ગુજારી હતી.

તા૦ ૧૩ મી મેએ.

પુણાંના ફોજદાર શેઠ ફરાંમજી નશરવાંનજી શેઠનાને બળવાના હીંગામમાં પોતાના ઓહદા ઉપર મોટી ચાલાકી બતાવવા માટે નામદાર સરકારે "ખાંનસાહેબ" નો એતાબ આપ્યો હતો.[3]

તા૦ ૧૮ મી મેએ.

રોજ ૨૬ માહ ૮ (શે૦) ૧૨૨૭ યઝદજરદી.

આજ દીને મરહુમ બાઈ ધનાબાઈજી તે શેઠ રતનજી દાદાભાઈ કોહલાનાં નીધવાના ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૫૦૦), તથા દીકરાઓ શેઠો પેશતનજી, ડોશાભાઈ, અને ખરશેદજી રતનજી કોહલા તથા દીકરી બાઈ મેહરબાઈ તે શેઠ દાદાભાઈ જાંગીરજી દાદીશેઠનાં ધણીઆંનીએ રૂ૧૫૦૦), મળી રૂ૩૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૨૧ મી મેએ.

આજ દીને "ઓરીએનટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની" નામનાં શેઠ માણેકજી નશરવાંનજી પીટીટની આગેવાની હેઠળ ઉભાં થયલાં સુતર તથા કાપડ વણવાનાં કારખાનાંમાંથી પરથમ સુતર કાહાડવાની ક્રિઆ સવારનાં ૧૦ વાગે કરવામાં આવી હતી. આ વેળાએ ઘણાક ગ્રહસ્થો હાજર થયા હતા.[5]

તા૦ ૨૮ મી મેએ.

એલફીનસટન કાલેજના વિદ્યાર્થીઓની ગયા આપરેલા માસમાં લેવાયલી પરીક્ષામાં સ્કાલરશીપ મેળવનાર વિદ્યાર્થીઓમાં આ સાલ ફક્ત નીચલા બેજ પારસીઓ હતા.[6]

શેઠ ફરાંમજી મેહરવાંનજી મેજરના.

શેઠ કાવશજી એદલજી પટેલ.

---

૧ મુંબઈનાં ચાબુક, તા૦ ૧૧ મી મેએ ૧૮૫૮.

૨ મરહુમ શેઠ જાંગીરજી તથા શેઠો જીવાજી અને હોરમજજી મેહરવાંનજી ઢાંડીના બાવા.

૩ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૭ મી મેએ ૧૮૫૮

૪ જામે જમશેદ, તા૦ ૧૯ મી મેએ ૧૮૫૮.

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૮ મી મેએ ૧૮૫૮.

મુંબઈ મધે સુતર વણવાનું પેહલવેહલું કારખાંનું શેઠ કાવશજી નાનાભાઈ દાવરે ઈ૦ સ૦ ૧૮૫૪ માં "બોમ્બે સ્પીનીંગ એનડ વીવીંગ કુંપની" નાં નામથી તારદેવ ખાતે ઊઘાંડયું હતું, તેમાં ઘણો નફો જણાયાથી (ઈ૦ સ૦ ૧૮૫૮ ની તા૦ ૩૧ મી ડીસેમબરે આખર થતાં અરધાં વર્ષની દર રૂ૫૦૦૦) ના શેર દીઠ રૂ૬૦૦) ની તથા તા૦ ૩૦ મી જુન ૧૮૫૯ ને દીને આખર થતાં અરધાં વર્ષની દર શેર દીઠ રૂ૪૦૦) ની વેંહેંચણી આપવાથી) સુતર તથા કાપડ એ બધે વણવાનું એક બીજું કારખાંનું અતરે ઊઘાડવાને શેઠ માણેકજી નશરવાંનજી પીટીટે આગેવાંની લઈ રૂ૧૨૫૦૦૦૦) ની થાપણ તેના દર રૂ૨૫૦૦) ના ૫૦૦ શેરો કરી ઊભી કીધી હતી, અને તેના ભાગીદારોની એક સભા તા૦ ૧૦ મી આગસટ ૧૮૫૪ ને દીને મેશરસ ડાબેરસ હંટરની આફીસમાં બોલાવી હતી, જે વેળાએ એ કારખાંનું ઊઘાડવાને લગતી ગોઠવણ કરવા તથા તે માટે સાંચાકામ વગેરે મંગાવવાને મેશરસ એચ. સકીવલ, આર. હંટર, માણેકજી નશરવાંનજી પીટીટ, અરદેસર ખરશેદજી દાદીશેઠ, બેહરાંમજી જીજીભાઈ, ઇ. સાસુન, અને વરજીવનદાસ માધવદાસની એક કમીટી ઠેરવી હતી, તથા તા૦ ૨૭ મી જુન ૧૮૫૫ ને દીનથી "ઓરીએનટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ કુંપની" નાં નામથી એ કારખાંનાની ઇમારતનું કામ ચાલુ કીધું હતું. એ કારખાંનું ચાલુ થયા પછી તે મધેથી ઇ૦ સ૦ ૧૮૫૯ ના જુલાઇ માસનાં છેલ્લાં પખવાડીઆંમાં નીચે મુજબનો માલ બનાવી નીચલી કીમતે વેચ્યો હતો:—

"૧૨૫૦૦૦) રતલ દોરા વણવામાં આવ્યો, અને તે દર રતલે રૂ૦॥ ને હીસાબે વેચાયો. લાંગકલાથના ૩૬ વાર લાંબા ૭૨૦૦), અને ટી કલાથના ૨૪ વાર લાંબા ૧૦૦૦) તાકા વણવામાં આવ્યા, અને તેમાંથી લાંગકલાથનો દરેક તાકો (પનેહ પ્રમાણે) રૂ૫।- થી તે રૂ૬)- સુધી અને ટી કલાથનો દરેક તાકો રૂ૩॥। સુધી વેચાયો હતો."

(જામે જમશેદ, તા૦ ૬ ઠી આગસટ ૧૮૫૯).

૬ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૮ મી મેએ ૧૮૫૮.

એની આગમજનાં વરસને ઈ૦ સ૦ ૧૮૫૭ નાં સાલમાં નીચલા પારસીઓએ સ્કાલરશીપની સનદો મેળવી હતી :—

વેસ્ટ સ્કાલરની પદવી—અરદેસર પેશતનજી શેઠના, પેશતનજી શોરાબજી ખરેઘાટ, પેશતનજી કાવશજી (સોજીત્રી-

તા૦ ૧૦ મી જુન.

ખંડાલાથી પુણાં સુધીનો રેલવેનો રસ્તો તૈયાર થવાથી તેની તપાસ લેવાને આજ દીને જી. આઈ. પી.

acknowledge their independence. Now, if you excite the feelings of the 200,000,000 of people in India upon their religion and caste, and they should immediately revolt (which is as sure as the day, if you interfere with their religion and caste), and that empire is 15,000 miles distant from this country, what resources have you against them? The present disturbance is only the mutiny of a few Native troops, joined by the budmashes of the country, and it requires 120,000 European troops, with the assistance of a large Native army, to put them down, and even now you have not accomplished your object; but assuredly if any interference takes place with their religion, the whole country will rise against the Government, by which act you will not only lose your Indian empire, but it will end in anarchy, murder, and plunder."

In another part of the letter he said:—

"Is this country free from those prejudices to which the Natives of India are subject? Why do you make a distinction between Jews and Christians and between Protestants and Roman Catholics? Perfect your own country and your own people first, and show example to those whom you wish to force to abandon their religion and caste, which they have enjoyed thousands of years before you. Now, a few questions about the change of Government. Have the Natives of India petitioned for such a change? Have the Government ascertained whether the Natives would like such a change? No!"

He (Colonel Sykes) echoed that answer, and said emphatically a thousand times—No. The next communication was from a Native the manager of an English newspaper at Bombay, (Mr. Dossabhoy Framjee Karaka) and in that communication occurred this passage:—

"Are not the people themselves for whom you are about to legislate at all to be consulted in the matter? Is it not fair and just to ascertain their wishes on the subject? Is it not advisable to invite the opinions of respectable and enlightened Natives of all parts of India as to the advisability or otherwise of the proposed change? Such an inquiry is not only in itself indispensably necessary, but it will tend to conciliate the Natives of India to the British rule, and make it clear to them as noonday that the authorities are not regardless of their wishes in the conduct of their Government. In India itself, before any Act is passed by the Legislative Council, a draught of the same is published in the Government Gazette, and at least three months' time is given before it is passed into a law, that the people to whose interest it relates may in that period have the opportunity of representing their own views upon it."

He (Colonel Sykes) would call the particular attention of the House to the fact stated in this Native's letter, that no law affecting the Native of India is passed until it has been three months before the public, that the Government may be made aware of every serious objection to its being carried into effect.

The third letter was from a judicial officer to the same effect.

(Hansard's Parliamentary Debates, vol. CL. p. p. 1662-63.)

રેલવેના ડાએરેકટરો, ઇંજિનેરો, તથા બીજા કેટલાક ગ્રહસ્થો ખંડાલેથી બપોરનાં બાર કલાકે આગ ગાડીમાં સવાર થઈ નીકલ્યા હતા. તેઓ સઘળો રસ્તો જોતા જોતા બરાબર રા। કલાકે પુણે આવી પુગા, જયાં તેઓમાંના એક શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈએ સર્વેને પોતાના મુરબીના બંગલામાં લઈ જઈ આ બનાવની ખુશાલીમાં એક નાહલી જેવી જીયાફત આપી હતી. આ વેળાએ એ કામની ફતેહની સલામતી લેવાયા બાદ ચીફ-ઇંજિનેર મી૦ બરકલીએ ઉઠી શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈની સલામતી લેવાડી, અને તેમ કરતાં તેણે એક નાહલું ભાષણ કરી જણાવ્યું કે મુંબઈ મધે રેલવેનાં કામના સર્વથી મોટા મદદગાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટછે, કે જેવણે એ કંપનીના શેરોની મોટી સંખીઆ લઈ આ માહાભારત કામને ટેકો આપેલછે. એ પછી સઘળાઓ પાછા પાંચ વાગાને અમલે આગગાડીમાં સવાર થઈ દ॥ વાગે ખંડાલે આવી પુગા હતા.[૧]

તા૦ ૧૪ મી જુન.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસટીટીઉશન" ના શેક્રેટરી મરહુમ શેઠ પેશતનજી માણેકજીની જગોપર નવા શેક્રેટરી ઠેરાવવાને આજ દીને એ ખાતાંની એક સભા મલી હતી. તે વેળાએ સર્વેનાં એક મતથી એ ખાતાંની કોટની મોટી સ્કુલના હેડ આસીસ્ટંટ માસ્ટર શેઠ નશરવાંનજી બેહરામજીને કામચલાઉ શેક્રેટરી નેમવામાં આવ્યા હતા.[૨]

તા૦ ૨૩ મી જુન.

રોજ ૨ માહ ૧૧ (કદ૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—મેહરવાંનજી એદલજી એદલકાકાના—ઉમર વર્ષ ૭૦) શેઠ એદલજી બહમનજી (એદલકાકા) ના વડા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૨૩ થી ફોર્બસ બજારમાં પોતાના ભાઈ શેઠ મનચેરજીની સાથે મલી "મનચેરજી તથા મેહરવાંનજી" ને નામે સર્વે જાતના વીલાયતી અસબાબ તથા દારૂકાંમની એક મોટી દુકાંન ઉંઘાડી હતી; તે પછી ઇ૦ સ૦ ૧૮૨૮ માં શેઠ મનચેરજીનાં મરણથી પોતે એકલાએ તેનો વહીવટ ચલાવ્યો હતો. આગલા વખતમાં એઓ બંને ભાઈઓ ઘણા આબરૂદાર વેપારીઓ ગણાતા હતા.

૧ જામે જમશેદ, તા૦ ૧૨ મી જુન ૧૮૫૮
ખંડાલાથી પુણાં સુધીનો આ રેલવે તા૦ ૧૪ મી જુન ૧૮૫૮ ને દીનથી જાહેર લોકોને માટે ખોલ્લો મુકયો હતો.

૨ જામે જમશેદ, તા૦ ૧૫ મી જુન ૧૮૫૮.
એની પછી બીજે વર્ષે હોયાને ઇ૦ સ૦ ૧૮૫૯ માં શેઠ નશરવાંનજીને એ જગો પર કાએમ કીધા હતા.

તા૦ ૧ લી જુલાઈ.

ક્રેસી મરિનની લડાઈમાં શેઠ કુવરજી માણેકજી મોદી નામના પારસી ગ્રહસ્થે ખુશઆબ અને મામોરાની લડાઈ વખતે મોગલાઈ પોશાગમાં હથીઆર બાંધી ભારે બાહદુરી બતાવી હતી, તે ઉપરથી મેજર બારે તેને લડાઈનો ચાંદ (વાર મેડલ) ભેટ આપવાને કમાનડર-ઈન ચીફને ભલામણ કીધી હતી.[1]

તા૦ ૧ લી જુલાઈ.

મોનશીયો જે. મેના નામના ફ્રાંસના એક જડજે જરથોસ્ત પેગમબર તથા તેના ધર્મની ફીલસુફી ઉપર એક ગ્રંથ રચી પ્રગટ કીધો હતો.[2]

તા૦ ૪ થી જુલાઈ.

રોજ ૧૩ માહ ૧૧ (ક૦) ૧૨૨૭ યજદેજરદી.

આજ દીને મરહુમ બાઈ હીરાંબાઈ તે શેઠ મેહરવાનજી નશરવાનજી પટેલનાં ધણીઆંની તથા મરહુમ શેઠ મેહરાંમજી કાવશજી બનાજીનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમના એશીઓએ રૂ૧૫૨૦) જુદાં જુદાં ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[3]

તા૦ ૫ મી જુલાઈ.

આએ વર્ષની અપરાધીઓના છાંડણ કરનારી બીજીવારની શેશન આજ દીને સુપરીમ કોરટમાં ખુની જડજ સર માથીઉ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[4] :—

શેઠો કાવશજી જેહાંગીરજી રેડીમની, ખુરશેદજી નશરવાનજી કામાજી, ફરાંમજી નશરવાનજી પટેલ, રુસ્તમજી જમશેદજી જીજીભાઈ, હોરમજજી જેહાંગીરજી દાદીશેઠ.

તા૦ ૧૦ મી જુલાઈ.

શેઠ રૂસ્તમજી રતનજી ભરૂચાએ વેહવારીક કાગળો, હુંડી, ચીઠી, ખાતાવર લખવાની રીત ઈત્યાદી બાબદોનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[5]

તા૦ ૧૫ મી જુલાઈ.

અતરે પ્રગટ થતાં "બાગે નશીએત" નામનાં વર્તમાન પત્રના અધીપતી શેઠ નવરોજજી હોરમજજી કાબરાજી ઉપર બાઈ મીઠાંબહુ તે ડા૦ ગોવરધન ભાઉજીની વીધવાએ ગીબતના વાંકસર રૂ૫૦૦૦) ની દામીજીની ફરીઆદી શુપરીમ કોરટમાં માંડી હતી, જેને લગતો મુકદમો આજ દીને ખુની જડજ સર માથયુ સાસની હજુરમાં નીકળ્યો હતો. જે વેળાએ પરતીવાદીએ પોતાનાં પત્રમાં વાદી પાસે માફ માગવાનું કબુલ કરવાથી નામદાર જડજે તેને માથે બંને બાજુનો ખરચ નાખી મુકદમો કાઢી નાખ્યો હતો.[6]

તા૦ ૧૮ મી જુલાઈ.

મુંબઈ મધે દેશી ઓરતોને બાળકનો જન્મ આપતી વેળાએ અણઘડ દાઈઓને લીધે કોઈવાર ઘણું દુખ ખમવા સાથે જીંદગી બરબાદ કરવી પડેછે, તે માટે સર જમશેદજી હાસ્પીટલના સુલાનડના ડાક્ટર મીડની ભલામણ ઉપરથી અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજના ઉપલા વર્ગના છ પારસી વિદ્યાર્થીઓ શેઠો રૂસ્તમજી કાવશજી બાધુરજી, એદલજી નશરવાનજી, માણેકજી આદરજી, બરજોરજી ફરાંમજી લાલી, પેશતનજી બહમનજી ધનજીમેહતાના, અને પેશતનજી મનચેરજી નીકલીસનનાએ અતરેનાં ગુજરાતી વર્તમાન પત્રોમાં જાહેર ખબર છપાવી એવું જાહેર કીધું હતું કે હરકોઈબી ઓરતને જણવાનું દુખનું શરૂ થાય તેવામાંજ તેઓમાંના હરકોઈનેબી તેડું મોકલશેતો તરત વગર ફીએ હાજર થશે, અને જરૂર જેવું હશેતો તેમનીજ મારફતે ડાક્ટર મીડ પણ વગર ફીએ આવી સારીપેરે ઘટતી માવજત કરશે, તથા ઓરત છુટેઆ પછી પણ જેટલા દાહડા જરૂર પડશે તેટલા દીવસ તેમને મુફત હાજરી આપશે; પણ પેહલાં દાઈને બોલાવી તેમને હાથે બીગાડ થયા પછી તેઓને બોલાવવા નહિ. સર્વે કોમના લોકોને આએ નેક અને ફાએદેમંદ માર્ગ પકડવાને અરજ કરવામાં આવી હતી.[7]

તા૦ ૧ લી આગશટ.

શેઠ અરદેશર ફરાંમજી મુસે ગ્નાન પ્રસારક મંડળીની જાહેર સભાઓમાં નીતિની બાબદ ઉપર વાંચેલા કેટલાક નિબંધોનું "નીતિબોધક નિબંધ" નામે એક પુસ્તક પ્રસિદ્ધ

[1] મુંબઈના શમાચાર, તા૦ ૧ લી જુલાઈ ૧૮૫૮. આ ચાંદ એમને ભેટ મળ્યો ન હતો.

[2] "Zoroastre. Essai sur La Philosophie Religieuse. De La Perse, par M. Joachim Ménant. Paris 1858."

[3] જામે જમશેદ, તા૦ ૫ મી જુલાઈ ૧૮૫૮.

[4] બોમ્બે ટાઈમસ, તા૦ ૬ ઠી જુલાઈ ૧૮૫૮.

[5] એની આગમજ એજ ગ્રહસ્થે "બોધ વાકીઅ" નામનું બાળકોને ખરનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.

[6] જામે જમશેદ, તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૫૮. પરતીવાદીએ પોતાનાં તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૫૮ નાં પત્રમાં એ માફીપત્ર લખી આપ્યું હતું.

[7] રાસ્ત ગોફતાર, ૧૮ અને ૨૫ મી જુલાઈ ૧૮૫૮

વર્ધક સભાએ છપાવી પ્રગટ કીધું હતું.[૧] આ પુસ્તક એલફીનસ્ટન કાલેજના પ્રીનસીપાલ ડાક્ટર હારકનેસને અર્પણ કર્યું હતું.

તા૦ ૭ મી આગસ્ટ.

મુંબઈની સરકારી ગોદીના ચીફ ઈન્જિનેર શેઠ અરદેસર ખરશેદજી વાડીઆએ તા૦ ૧ લી આગસ્ટ ૧૮૫૭ ને દિનથી પોતાનો ઓહદો છોડવાને લીધે નામદાર સરકારે ઈંગલાંડથી "કોરટ ઑફ ડાએરેકટરસ" ના હોકમ મુજબ તેમને મળતા દરમાયાની અરધી રકમના પેનશન ઉપરાંત બીજા દર માસે ખાસ પેનશન તરીકે રૂ૧૦૦) વધારી રૂ૪૦૦) નું પેનશન આપવાનું ઠેરવ્યું હતું.[૨]

[૧] "નીતિબોધક નિબંધ. અરદેસર ફરામજી, એલફિનસ્ટન નિશાળના શિક્ષકે બનાવ્યા, તે બુદ્ધિ વર્ધક સભાએ છપાવી પ્રગટ કરયા. મુંબઈ, દફતર આશકારા છાપાખાનામાં છાપ્યું છે ૧૮૫૮."

[૨] આ માટેનો સરકારી ઠેરાવ નીચે મુજબ છે:—

*Bombay Castle, 7th August 1858.*

No 144 of 1858.

The Right Honourable the Governor in Council has much satisfaction in publishing the annexed extracts, paras 1, 2, and 3, of a despatch from the Honorable the Court of Directors, dated 29th June last, No 36, relating to the retirement of Mr Ardaseer Cursetjee, Chief Engineer and Inspector of Machinery in the Dockyard, which was announced in G. G. O. of the 4th July 1857, No. 131 —

"1. The circumstances of Mr Ardaseer Cursetjee's case, as brought under notice in the papers forwarded to us with your Despatch, are altogether peculiar and unprecedented. They entitle him to the special attention and liberal consideration of those under whom he has been serving for so many years, and with so much acknowledged efficiency and merit.

2. We have examined, with great interest, the memorial of Mr Ardaseer Cursetjee, in which are set forth his services for a period exceeding thirty five years in the Bombay Dockyard, as well as the circumstances, so creditable to himself, under which he obtained his qualification as an Engineer, and in 1840, while in this Country, he competed for, and obtained the appointment of Chief Engineer and Inspector of Machinery in your Steam Factory, which appointment he has ever since held, with the full confidence and approbation of three successive Commanders in Chief of the Indian Navy, his immediate superiors, and we have perused with a feeling of much regret the medical certificates showing the absolute necessity for his discontinuance from active duty, and retirement from the Public Service.

3. We therefore confirm the course of proceeding you adopted with respect to Mr Ardaseer Cursetjee's leave of absence from his duties, and his eventual retirement from the Service, as reported in your letter, and we have resolved, as a special case, that he be allowed a Pension of Rs 400 a month from the date at which you permitted him to retire."

[Bombay Government Gazette, 12th August 1858.]

તા૦ ૧૦ મી આગસ્ટ.

"સર જમશેદજી જીજીભાઈ ટ્રાંનસલેશન ફંડ" ના તરસ્ટીઓએ ઈ૦ સ૦ ૧૮૫૬ ના આગસ્ટ માસમાં મુંબઈનાં ગુજરાતી વર્તમાન પત્રો મધે જાહેર ખબર છપાવી "જરથોસ્તી લોકોનાં ધર્મ પુસ્તકો તથા એ પુસ્તકોની ભાષા અને પુરાતનપણું" વિષે જે કોઈ જરથોસ્તી સહુથી સરસ એક રીસાલો લખે તેને એ ફંડ મધેથી રૂ૫૦૦) નું ઈનામ આપવાને જાહેર કીધું હતું. તે મુજબ તરસ્ટીઓ પર ત્રણ રીસાલા આવ્યા હતા, તે તપાસ્યાથી તે મધેના "હમાજોર હમા અશોએહુ" ની નીશાનવાલો શેઠ શોરાબજી શાપુરજી બંગાલીનો લખેલો રીસાલો સર્વેથી સરસ નીકલવાથી તેમને ઉપલું ઈનામ આપ્યું હતું, અને એ રેસાલાની ૧૦૦૦ નકલો ફંડને હીસાબે છપાવી પ્રગટ કીધી હતી.[૩]

તા૦ ૧૫ મી આગસ્ટ.

શેઠ મેહરવાંનજી માણેકજી શેઠનાએ વ્યાજ ગણવાના કોઠાઓનું અંગ્રેજીમાં એક પુસ્તક રચી બાહેર પાડ્યું હતું.[૪] એ પુસ્તક માર્કીઆસ ઓફ ડેલહાઉસીની કંપનીને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૧૭ મી આગસ્ટ.

આગાગા જરથોસ્તીઓનાં બાળકોની તંદુરસ્તીના વધારે સંભાળ કરવાને તેમને બદનની કસરત કરાવવાને એક કસરતશાળા સ્થાપવા માટે ચંદનવાડીના લતા ઉપર રેહનારા કેટલાક જરથોસ્તી ગ્રહસ્થો આજ દીને શેઠ પેસતનજી શાપુરજી મામતવાલી ચંદનવાડીની નિશાળમાં ભેગા મલ્યા હતા. પરનસીનની ખુરસી શેઠ મેહરવાનજી નશરવાનજી ભાવનગરીને આપવા બાદ કેટલીક વાતચીત

[૩] "જરતોસતી લોકોના ધરમ પુસતકો, તથા એ પુસતકોની બાશા અને પુરાતનપણું વીશે નીબંધ બનાવનાર—શોરાબજી શાપુરજી. સર જમશેદજી જીજીભાઈ ટરાનસલેશન ફંડના ટરસટી સાહેબોએ સગળા જરતોસતીઓની વાકેફગારીને સારૂં છપાવી પરગટ કરીઓછે મુંબઈ મધે જમશેદ છાપાખાનાં મધે હોરમજજી દાદાભાઈ પરીનટરે છાપીઓ સને ૧૨૨૭ ઈઅજદજરદી. સને ૧૮૫૮ ઈસવી."

એ રીસાલાની પેહલી આવૃતિની સઘળી નકલો ખપી જવાથી એજ શાલના નવેમબર માસમાં સર જમશેદજી જીજીભાઈ બારોનેટે પોતાને ખરચે તેની બીજી આવૃતિની ૧૫૦૦ નકલો છપાવી પ્રસિદ્ધ કીધી હતી,

[૪] "Tables of Interest, in two parts. By, Merwanjee Manockjee Settna. Bombay: printed and published at the Bombay Gazette Press. 1858."

થવા પછી એવું ઠેરવ્યું કે હાલ તુરત ચંદનવાડીના લટા ઉપર રેહનારા જરથોસ્તીઓનાં બાળકોને માટે શેઠ પેશતનજી શાપુરજી માસતરની નિશાલને લગતી એક કસરતશાળા સ્થાપવી, અને તેનો કારોબાર ચલાવવાને શેઠો મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, માણેકજી બહમનજી ગોરા, મનચેરજી પેશતનજી ચીનાગર, અરદેશર એદલજી ચીનાઈ, પેશતનજી દાજીભાઈ ઉનવાલા, ખરશેદજી શોરાબજી ચાંનદારૂ, અને પેશતનજી શાપુરજી માસતરની એક કારોબાર મંડળી નેમવી.[૧]

તા૦ ૧૭ મી આગસ્ટ.

મુંબઈની પારસી પંચાયતનાં ફંડના તા૦ ૨૯ મી અક્ટોબર ૧૮૫૬ થીતે તા૦ ૧૭ મી અક્ટોબર ૧૮૫૭

---

૧ એ કારોબાર મંડલીમાં ઉપલા પેહલે દીને ઠેરવેલા ગ્રહસ્થો ઉપરાંત ડાકટર ખરશેદજી ફરાંમજી બોરી, શેઠો એદલજી નશરવાંનજી માસતર, ફરાંમજી કાવશજી મેહતા, પાલણજી હોરમજજી કાપડીઆ, દાદાભાઈ નશરવાંનજી ભાવનગરી, નાનાભાઈ રૂસતમજી રાંણીના, ડોશાભાઈ ફરાંમજી કરાકા, ડોશાભાઈ ફરાંમજી કામાજી, નવરોજજી દાજીભાઈ ઊનવાલા, શોરાબજી બહમનજી ગોરા, ફરાંમજી શોરાબજી વાડીઆ (ભાવનગરી), ખરશેદજી રૂસતમજી કામાજી, ફરાંમજી બહમનજી માસતર, ડાકટર માણેકજી આદરજી, કાવશજી હોરમજજી ગાંધીભાઈ, કુવરજી રૂસતમજી મોદી, જમશેદજી દાદાભાઈ વાડીઆ, ખરશેદજી રતનજી કોહલા, મનચેરજી કાવશજી લગડાના, અરદેશર ફરાંમજી મુસ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ડોશાભાઈ રતનજી કોહલા, કેખશરૂ નવરોજજી કાબરાજી, જાંગીરજી ફરાંમજી માસતર, લખમીદાસ ખીમજી, નાનાભાઈ હરીદાસ, જાંગીરજી રૂસતમજી મોદી, ફરાંમજી તેહમુલજી મીરજા, અરદેસર ડોશાભાઈ મુનશી, જીજીભાઈ જાગીરજી લાંમ, એદલજી દોરાબજી તલાટી, બી. એ; કાહનદાસ મંછારાંમ, ડોશાભાઈ એદલજી ગનજબર, મનચેરજી મેહરવાંનજી ભાવનગરી, ફરાંમજી ડોશાભાઈ વાડીઆ, પેશતનજી કાવશજી સંજાણા, પીરોજશાહ એદલજી સર્બીદાસ, દારાશાહ રતનજી ચીનગર અને બહમનજી બેહરાંમજી પટેલ અવારનવાર શામેલ થયા કીધાછે. સરનશીન તરીકે પ્રથમથી તે ઈ૦ સ૦ ૧૮૭૨ માં પોતાનાં મરણ સુધી શેઠ મેહરવાંનજી નશરવાનજી ભાવનગરી, અને ૧૮૭૨ ના નવેમબર માસથી તે આજ સુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી. ખાજનચી તરીકે પ્રથમથી તે ઈ૦ સ૦ ૧૮૬૫ સુધી શેઠ મનચેરજી પેશતનજી ચીનગર, ૧૮૬૫ થી તે ૧૮૭૦ સુધી શેઠ ડોશાભાઈ ફરાંમજી કામાજી, ૧૮૭૦ થી તે ૧૮૭૨ સુધી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અને ૧૮૭૨ થી તે આજ સુધી શેઠ ફરાંમજી તેહમુલજી મીરજાં. શેક્રેટરી તરીકે પ્રથમમાં ત્રણ માસ શેઠ પેશતનજી શાપુરજી માસતર, તે પછી બીજા ત્રણ માસ શેઠ નાનાભાઈ રૂસતમજી રાંણીના, ૧૮૫૯ ના મારચથી ૧૮૬૪ ના સપટેમબર સુધી શેઠ પેશતનજી દાજીભાઈ ઊનવાલા, ૧૮૬૪ થી તે ૧૮૬૫ ના ડીસેમબર સુધી શેઠ મનચેરજી પેશતનજી ચીનગર, ૧૮૬૫ થી તે ૧૮૭૨ ના મેએ સુધી પાછા શેઠ પેશતનજી દાજીભાઈ ઊનવાલા, ૧૮૭૨ થી તે ૧૮૭૩ ના આપરેલ સુધી ડાકટર ખરશેદજી ફરાંમજી બોરી, ૧૮૭૩ થી તે ૧૮૭૪ ના ફેબરવારી સુધી શેઠ એદલજી દોરાબજી તલાટી, બી. એ; ૧૮૭૪ થી તે ૧૮૭૫ ના ફેબરવારી સુધી પાછા ડાકટર ખરશેદજી ફરાંમજી બોરી, ૧૮૭૫ થી તે ૧૮૭૬ ના જુલાઈ સુધી પાછા શેઠ એદલજી દોરાબજી તલાટી, ૧૮૭૬ થી તે ૧૮૮૩ ના આગસટ સુધી શેઠ દારાશાહ રતનજી ચીનગર, અને ૧૮૮૩ ના આગસટથી બહમનજી બેહરાંમજી પટેલ. ઊપરી તરીકે ઈ૦ સ૦ ૧૮૬૨ થી તે ૧૮૬૫ સુધી શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી, ૧૮૬૫ થી તે ૧૮૬૭ સુધી ડાકટર ખરશેદજી ફરાંમજી બોરી, ૧૮૬૭ થી તે ૧૮૭૫ સુધી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજી, અને ૧૮૭૫ થી તે આજસુધી શેઠ ડોશાભાઈ એદલજી ગનજબર. વડા શીક્ષક તરીકે એ કસરતશાલા સ્થાપી ત્યારથી તે આજ સુધી શેઠ નશરવાંનજી કાવશજી કેરાંવાલા.

કારોબાર મંડલીએ પેહલવેહલી એ કસરતશાળા મજકુર શેઠ પેશતનજી શાપુરજી માસતરવાલી નિશાલમાં ઉઘાડી હતી, પણ તે પછી તા૦ ૧૯ મી ડીસેમબર ૧૮૫૮ થી સઘળાં કેળવણી લેતાં બાળકોને માટે તે ખોલ્લી મુકી "કસરતશાળા સ્થાપક મંડલી" નાં નામથી તેનો વહીવટ ચલાવવા માંડયો હતો. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૦ ના અક્ટોબર માસમાં શેઠ પેશતનજી શાપુરજી માસતર ચીન જવાથી તેમની ઊપલી નિશાળ શેઠ ફરાંમજી બહમનજી માસતરે પોતાના સ્વાધીનમાં લઈને "ધી પારસી હાઈ સ્કુલ" નાં નામથી ચાલુ રાખી, અને કસરતશાળા પણ તેનીજ સાથે રાખવામાં આવી હતી. એ બાદ કસરતશાળાને માટે સરકારે ડાએરેકટર ઑફ પબલીક ઈનસ્ટ્રકશન સર અલેકઝાંનડર ગ્રાંટ બારોનેટની ભલાંમણ ઊપરથી તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૬૨ ને દીને એલફીનસટન ઈનસ્ટીટીઊશન તથા સમાલકાઝ કોરટની સાંમે ૭૫) વાર લાંબી અને ૩૫) વાર પોહલી ખાલી જગાનો કટકો વગર ભાડે એવી સરતથી આપ્યો હતો કે જ્યારે સરકારને ખપ પડે ત્યારે ૨૪) કલાકમાં તે પાછી સ્વાધીન કરી દેવી. એ મુજબની સરતે કારોબાર મંડલીએ તે જગો પોતાને હસ્તક લઈ રૂ૨૬૦૭॥ ને ખરચે તેની આસપાસ ફરતી ફુર ભરી લઈ છાપરૂં નખાવ્યું હતું. એ બાદ એ જગાનો સરકારને ખપ પડવાથી તા૦ ૭ મી મારચ ૧૮૬૪ ને દીને છાપરૂં ત્યાંથી કઢાવી ૧૫૦) ફીટ આગલ હટાવ્યું હતું, જે ઊપર રૂ૧૧૩૪) નો ખરચ થયો હતો. એ જગો ૨૪) કલાકમાં સરકારને સ્વાધીન કરવાની બોલી હતી તેમાં ઈ૦ સ૦ ૧૮૬૬ માં વધારો કરી ત્રણ મહિનાની મુદત કીધી હતી. એ પછી વળી એ જગા પણ સરકારે સેંટ ઝેવીઅર કાલેજને માટે આપવાથી કસરતશાળાને ત્યાંથી ખસેડી તેને માટે સરકારે તા૦ ૨૩ મી અક્ટોબર ૧૮૬૭ ને દીને પીકીટ રોડપરનાં સ્કાચ દેવલની દક્ષિણે એક જગા આપી હતી, જેપર પાછું રૂ૧૮૮૧॥ ને ખરચે છાપરૂં બંધાવી ફુર ભરી લીધી હતી.

એ કસરતશાલાનાં ફંડમાં પ્રથમમાં શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૫૦૦) ની રકમ, તથા કસરતને

સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્તીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૮૯૭૫૮॥૧૬ ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે

---

ભગતનાં ઓજારો લેવાને રૂ૧૨૦) રોકડા, તથા છોકરાઓને કસરત કરતી વેળાએ એકજ જાતનો પોશાગ પેહડાવવાને અગત જોગ કાપડ ભેટ આપ્યું હતું. એ ઉપરાંત શેઠ રતનજી એદલજી બાટલીવાલાએ રૂ૧૨૫), શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ રૂ૧૦૦), તથા બીજા પારસી ગ્રહસ્થોએ બખશેશો તથા દર વર્ષે લવાજમો આપતાં કીધાં હતાં. વળી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ ઈ૦ સ૦ ૧૮૬૧ માં એ ખાતાંનાં ફંડમાં રૂ૭૦૦) ની રકમ તથા ક્રીકેટ રમવાનાં ઓજારો લેવા સારૂં રૂ૬૦) ભેટ આપ્યા હતા.

એ કસરતશાળામાં શિખનારા ચંચલ વિદ્યાર્થીઓને ઈ૦ સ૦ ૧૮૬૦ માં શેઠ અરદેસર એદલજી ચીનાઈએ, ૧૮૬૧ માં શેઠ મનચેરજી પેશતનજી ચીનગરે, ૧૮૬૨ માં શેઠ ધનજીભાઈ એદલજી સુખીઆએ, અને ૧૮૬૩ માં શેઠો પીરોજશાહ પેશતનજી મેહરજી, દીનશાહ દોરાબજી મેહતા, અને જીજીભાઈ જાંગીરજી પોંછાએ પોતાને ખરચે ચાંદોનાં ઇનામ તેપર લેનારનાં નામ કોતરાવી આપ્યાં હતાં; તેમજ શેઠ મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીએ પુસ્તકોનાં ઇનામો કેટલાંક વર્ષ સુધી પોતાને ખરચે આપ્યા કીધાં હતાં.

વળી એ કસરતશાળાનાં ફંડમાં ઈ૦ સ૦ ૧૮૬૨ માં એક ટીપ ફરતી કીધાથી રૂ૪૭૧૪) નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૭૦૦) કાવશજી જાંગીરજી રેડીમની, પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, બહમનજી ફરાંમજી કામાજી. (રૂ૧૫૦) ખરશેદજી રૂસતમજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ. (રૂ૧૨૫) શોરાબજી પેશતનજી ફરાંમજી, દાદાભાઈ બેહરાંમજી બનાજી. (રૂ૧૦૧) દાદાભાઈ બેજનજી કાતરક, પેશતનજી ફરામજી કામાજી. (રૂ૧૦૦) લીમજી માણેકજી બનાજી, દાદાભાઈ હોરમજજી કામાજી, ધનજીભાઈ ફરાંમજી પટેલ, નશરવાંનજી માણેકજી પીટીટ, બેહરાંમજી જીજીભાઈ, નવરોજજી નાનાભાઈ ફરાંમજી, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી. (રૂ૫૦) અરદેસર એદલજી ચીનાઈ, કાવશજી માણેકજી લીમજી, ખરશેદજી જાંગીરજી તારાચંદ, બેહરાંમજી હોરમજજી કામાજી, નશરવાંનજી બહમનજી મોદી, શોરાબજી ફરાંમજી પટેલ, રૂસતમજી ફરાંમજી હીરામેહતાના, શોરાબજી શાપુરજી બંગાલી, પેશતનજી નવરોજજી પોંછા. (રૂ૬૧૨) રૂ૫૦) ની અંદરની રકમ.

એજ મુજબ ઈ૦ સ૦ ૧૮૬૪ માં નીચે મુજબ રૂ૧૪૭૬) ભરાયા હતા :—

(રૂ૭૫૧) શોરાબજી જમશેદજી જીજીભાઈ. (રૂ૧૦૦) બેહરાંમજી હોરમજજી કામાજી, પેશતનજી ફરાંમજી કામાજી, બહમનજી ફરાંમજી કામાજી, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, પેશતનજી તથા ડોશાભાઈ હોરમજજી કામાજી, ધરમશી પુંજાભાઈ. (રૂ૫૦) નશરવાંનજી બહમનજી મોદી, ડોશાભાઈ ફરાંમજી કામાજી,

બહમનજી તથા માણેકજી તથા અરદેસર ખુરશેદજી કામાજી. (રૂ૨૭૫) રૂ૫૦) ની અંદરની રકમ.

ઈ૦ સ૦ ૧૮૬૫ માં શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ રૂ૫૦૦) ની રકમ એ ખાતાંને ભેટ આપી હતી

ઈ૦ સ૦ ૧૮૬૭ માં એ કસરતશાળાનાં ફંડમાં ઘટાડો થવાથી નવું લીસ્ટ ફરતું કીધું હતું તેમાં રૂ૪૬૪૭) નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૧૦૦૦) બેહરાંમજી નશરવાંનજી સીરવાઈ. (રૂ૫૦૧) કાવશજી જાંગીરજી રેડીમની, દીનશાહજી માણેકજી પીટીટ. (રૂ૭૦૦) ડાકટર માણેકજી આદરજી. (રૂ૨૦૦) પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, હાનરેબલ ફરાંમજી નશરવાંનજી પટેલ, હાનરેબલ મંગલદાસ નથુભાઈ. (રૂ૧૨૫) જમશેદજી મેહરવાંનજી આરીઆં. (રૂ૧૦૧) નશરવાંનજી માણેકજી પીટીટ, રતનજી એદલજી બાટલીવાલા. (રૂ૧૦૦) મનચેરજી હોરમજજી કામાજી. (રૂ૭૫) ખાંનબાહદુર પદમજી પેશતનજી. (રૂ૫૧) શોરાબજી શાપુરજી બંગાલી, નશરવાંનજી બહમનજી મોદીના છોકરાઓ, પેશતનજી કાવશજી શેઠના, લખમીદાસ ખીમજી, કાવશજી મેહરવાંનજી હાથીદારૂ, કાસમભાઈ ધરમશી, મોરારજી ગોકલદાસ, વરજીવનદાસ તથા નરોતમદાસ માધવદાસ, જમશેદજી દોરાબજી નાએગાંમવાલાની કુંપની, બંદે બોદા. (રૂ૫૨૯) રૂ૫૦) ની અંદરની રકમ.

વળી ઈ૦ સ૦ ૧૮૮૧ માં છેલ્લા એ ખાતાંનાં ફંડમાં રૂ૧૦૮૧) નીચે મુજબ ભરાયા હતા :—

(રૂ૧૨૫) શોરાબજી શાપુરજી બંગાલી, સી. આઈ. ઈ. (રૂ૧૦૦) બેહરાંમજી જીજીભાઈ, સી. એસ. આઈ; જાંગીરજી કાવશજી જાંગીરજી રેડીમની, શોરાબજી ફરાંમજી પટેલ. (રૂ૫૦) નાનાભાઈ બેહરાંમજી જીજીભાઈ, જાલભાઈ અરદેસર શેઠના, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ, મનચેરજી બહમનજી પથકી, સર મંગલદાસ નથુભાઈ, જેરાજ પીરભાઈ. (રૂ૩૧૬) રૂ૫૦) ની અંદરની રકમ.

શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ આએ ખાતાંને ઘણી કીમતી મદદો કર્યાથી ઈ૦ સ૦ ૧૮૬૨ માં તેવણને "પેટરન" કીધા હતા, અને ઈ૦ સ૦ ૧૮૬૯ માં તેવણને સી. એસ. આઈ. નો ખેતાબ મલ્યો તેની ખુશાલીમાં કારોબાર મંડલીએ તા૦ ૨૮ મી જુને તેમને એક માનપત્ર આપ્યું હતું. તથા ઈ૦ સ૦ ૧૮૭૨ માં તેમને "નાઇટ હુડ" નો ખેતાબ મલ્યો તેની ખુશાલીમાં પણ એક મુબારકબાદીનો પત્ર મોકલ્યો હતો.

એ કસરતશાળામાં ઈ૦ સ૦ ૧૮૬૩ થી ગ્રહસ્થોને માટે એક એલાહેદો ઓરડો રાખી જુદો વર્ગ સ્થાપ્યો હતો, તથા એજ શાલની તા૦ ૧ લી સપટેમબરથી સીપાહિગીરીની કસરત શિખાડવાનો પણ એક વર્ગ ઉઘાડવામાં આવ્યો હતો. એ વર્ગ ઈ૦ સ૦ ૧૮૬૬ સુધી ચાલુ રહયો, અને તેટલો વખત તેનો સઘળો ખરચ શેઠ ડોશાભાઈ ફરાંમજી કામાજીએ છુપે નામે શેઠ ખરશેદજી રૂસતમજી કામા-

રૂ૩૦૧૭૦॥૨૧ ની આવક થઈ હતી, અને ખરચ રૂ૧૪૮૬૮॥૨૯॥ થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના હીસાબને લગતા રૂ૧૦૫૭૬૦॥૧૭ તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[1] રૂ૧૪૮૭૭૬।૩ મળી કુલે રૂ૨૫૪૦૩૬॥૨૦॥ બાકી હતા.

તા૦ ૧૭ મી આગસ્ટ.

"બંડન યુનીવરસીટી કાલેજ" ના વિદ્યાર્થીઓને ઈનાંમો આપવાની જાહેર સભા ગયા માસમાં તે તરફ મળી હતી, જે વેળાએ મુંબઈથી ગયલા એક વિદ્યાર્થી શેઠ રૂસતમજી હીરજીભાઈ વાડીઆને ઇંગ્રેજી ભાષાની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરવા માટે સરનશીન સર કારનવાલ લુઇસે પોતાને હાથે ઈનામ આપ્યું હતું.[2]

તા૦ ૨૦ મી આગસ્ટ.

એ૦ કાવશજી મનચેરજી મોદીએ "સેતાએશ હોરમજદ" નામનું અવસતાના કલાંમો જુદી જુદી બાબદો

---

જીની મારફતે આપ્યો હતો, તથા તેમાં કવાયદ લેનાર છોકરાઓને સારૂં એકસરખા પોશાગની ૨૫) જોડી પણ તેવશેજ પોતાને ખરચે બનાવી આપી હતી. એ વર્ગનું ઊપરીપણું તે કાએમ રહ્યો ત્યાંસુધી શેઠ ખરશેદજી રતનજી કોહલાએ મુફત ચલાવ્યું હતું. એ ઊપરાંત છોકરાઓને ક્રીકેટ રમાડવાનો એક વર્ગ પણ ઇ૦ સ૦ ૧૮૬૧ થી ઊઘાડયો હતો, અને તેમાં પ્રથમ શેઠ એદલજી કાવશજી દારૂએ કેટલુંક સુધી મુફત તરબીઅત આપીઆથી ઇ૦ સ૦ ૧૮૬૪ માં કારોબાર મંડલીએ તેમને એક રૂપાનું ઘડીઆળ ભેટ આપ્યું હતું. એ વર્ગને ઇ૦ સ૦ ૧૮૬૭ સુધી શેઠ જીજીભાઇ જાંગીરજી પીંહચાએ અને તે પછી થોડુંક સુધી શેઠ ફરદુનજી અરદેસર પુણેગરે મુફત તાલીમ આપી હતી.

એ કસરતશાળા તરફથી ઇ૦ સ૦ ૧૮૬૮ માં શેહનશાહી જરથોસ્તીઓના પાંચમા ગાથા તથા ફરવરદેગાંનનાં જશનને દાહડે, તેમજ ૧૮૬૯ માં પાંચમાં ગાથા તથા ૧૮૭૦, ૧૮૭૧ અને ૧૮૭૩ માં શેહનશાહી આતશબેહરાંમની શાલગરેહને દીને કુસતી તથા બીજી કસરતોના જાહેર અખાડા કીધા હતા. તેજ મુજબ ઇ૦ સ૦ ૧૮૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૨ અને ૭૫ ના ક્રીસ્ટમાસના તેહવારો ઊપર શેઠ શોરાબજી શાપુરજી બંગાલીને ખરચે મેદાંન મધે ઇનામની ક્રીકેટની મેચો રમાડવામાં આવી હતી, જે દરેક વેળા જીતનારી ટોળીને રૂ૧૦૦) નું ઇનામ તથા એ મેચોનો સઘળો ખરચ એજ ગ્રહસ્થ તરફથી આપવામાં આવ્યો હતો.

શેઠ પેશતનજી હોરમજજી કામાજીએ પોતાના બંગલામાં એક ખાંનગી કસરતશાળા હતી તે કાઢી નાખવાથી તે માહેલાં ઓજારો ઇ૦ સ૦ ૧૮૬૯ માં આએ ખાતાંને ભેટ આપ્યાં હતાં; તેમજ શેઠ ડોશાભાઇ એદલજી ગજધરે ચંદનવાડીના રસ્તા પર નાના પાયા પર એક કસરતશાળા ઊઘાડી હતી તે બંધ કરવાથી તેનાં ઓજારો પણ ઇ૦ સ૦ ૧૮૭૫ માં આએ ખાતાંમાંજ ભેટ આપ્યાં હતાં.

શેઠ પેશતનજી દાજીભાઇ ઊનવાલાએ આએ કસરતશાળાના શેક્રેટરીનો ઓહદો પેહલાં પાંચ વર્ષ ઘણી દીલસોજી તથા મેહનત લઇ બજાવ્યો તે માટે ઇ૦ સ૦ ૧૮૬૪ માં તેવણ ચીન ગયા તેવારે એ ખાતાંના કારોબારીઓ તથા મીંબરસીઓ વચ્ચે એક ચીરટ ફરતું કરી તેમને રૂ૧૫૦૦) ની પરસ, તથા શિક્ષકો અને વિદ્યાર્થીઓએ એક ફંડ કરી રૂપાનું ઘડીઆલ ભેટ આપ્યું હતું.

ઇ૦ સ૦ ૧૮૬૭ માં એ ખાતાંના ઊપરી શેઠ કેખશરૂ નવરોજજી કાબરાજીએ કેટલીક મેહનત લઇ અતરેની જુદી જુદી પારસી નાટક ટોળીના આગેવાનોને ભેગા કરી તેઓ પાસે કસરતશાળાનાં ફંડના લાભને કીજે બે રમુજી નાટકો કરાવ્યા હતા, જેથી તેને લગતો ખરચ બાદ કરતાં કસરતશાળાનાં ફંડમાં રૂ૧૪૧૧)= જમે થયા હતા. આ નાટકનાં કામમાં શેઠો પેશતનજી ધનજીભાઇ માસતર, કાવશજી નશરવાંનજી કોહીદારૂ, દાદાભાઈ રતનજી ચીનાઈ, દાદાભાઇ રતનજી કુંઠી, ફરાંમજી ગુસતાદજી, હોરમજજી ધનજીભાઇ મોદી, પેશતનજી નશરવાંનજી વાડીઆ, ખરશેદજી મનચેરજી જોશી, રૂસતમજી મેહરવાંનજી માસતર, બરજોરજી શોરાબજી શેઠના, બરજોરજી ફરાંમજી મેજર, મેહરાંમજી નશરવાંનજી લશકરી, હોરમજજી મનચેરજી ચીનગર, ધનજીભાઇ ફરદુનજી ફુમસીઆ, ફરાંમરોજ રૂસતમજી જોશી, ડોશાભાઇ કાવશજી અને રૂસતમજી પાલણજીએ ભાગ લીધો હતો તેમનો તા૦ ૧૫ મી જાનેવારી ૧૮૬૮ ને દીને કસરતશાળાના મીંબરસીઓ તથા બીજા ગ્રહસ્થોની એક ખાસ સભા ભરી જાહેર રીતે ઊપકાર માન્યો હતો.

મરહુમ શેઠ મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીએ આએ ખાતું સ્થાપ્યું ત્યારથી તે ઇ૦ સ૦ ૧૮૭૨ માં પોતાનાં મરણની છેલી ઘડી સુધી તેના સરનશીનનો ઓહદો વગર ખાંચે બજાવ્યો હતો તેવણનું નામ એ ખાતાં સાથે જોડાએલું રાખવા માટે એ ખાતાંના મીંબરસીઓ તથા એ મરહુમ શેઠના મિત્રો વગેરેએ એક ઊઘરાણું કરી રૂ૧૨૫૩॥ ની રકમ એકઠી કરી કારોબાર મંડલીને સ્વાધીન કીધી હતી, અને તેનાં બ્યાજ મધેથી દર વર્ષે એ કસરતશાળાના ત્રણ હુશીયાર વિદ્યાર્થીઓને રૂ૨૫) નું એક અને રૂ૧૦) નાં બે એમ ત્રણ ઇનામો આપવાનો બંદોબસ્ત કીધો હતો.

એ કસરતશાળા સ્થાપી ત્યારથી તે તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૮૩ સુધીનાં ૨૬ વર્ષમાં તેની પાછળ રૂ૪૨૭૬૦॥ નો ખરચ થયોછે, અને હાલ તેની પુંજી રૂ૩૯૫૦) નીછે.

---

[1] પંચાતનાં દફતરમાં આએ વર્ષ મુજબ નવાં ખાતાં પાડેલાં નથી.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૭ મી આગસ્ટ ૧૮૫૮.

ઉપર તાલવી કાઢી તેની દોઆ ચાહવાનું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૧]

તા૦ ૨૩ મી આગશટ.

દસ્તુર દીનશાહજી પેશુતનજી કામદીનજીને ઓલ-પાડ તાલુકાના પેહલા વર્ગના મુનસફ; તથા શેઠ કાવશજી એદલજી મસાંનીને ભરૂચના ત્રિજા વર્ગના અને શેઠ કેખશરૂ હોરમજજી આજપાઈવાલાને સુરતના ત્રિજા વર્ગના મુનસફી ઠેડવ્યા હતા.[૨]

તા૦ ૨૫ મી આગશટ.

શેઠ ડાશાભાઈ ફરામજી કરાકાએ ગયે શાલ હિંદુ-સ્થાંનમાં બ્રીતિષ રાજ વિષે ગુજરાતી તથા મરાઠીમાં છપા-વેલાં ચોપાંનીઆનો ઈસ્ટ ઈંડીઆ કંપનીનાં ચેરમેન કરનલ સાઈકિસે શેઠ ડાશાભાઈ પાસેજ ઈંગ્રેજીમાં તરજુમો કરાવી તેનું એક જુદું ચોપાંનીઉં લંડન મધે છપાવી પ્રગટ કીધું હતું;[૩] તથા તેમાં દીબાચા તરીકે પોતે એક ટુક બીના લખી હતી.

તા૦ ૧૦ મી સપટેમબર.

રોજ ૨૧ માહ ૧૨ (શે૦) ૧૨૨૭ યજદજરદી.

**મરણ**—બેહરામજી દીનશાહજી ધનાપટેલના[૪]—(ઉમર વર્ષ ૪૨) શેઠ દીનશાહજી હોરમજજી ધનાપટેલના વડા દીકરા. એવણ ચીન મધે નામદાર રાંણીનાં દરીયા-વર્ધી ખાતાંના વડા કુબાશના આસીસ્ટંટ હતા, અને હાંગકાંગ ખાતે મરણ પાંમ્યા હતા.

તા૦ ૧૨ મી સપટેમબર.

"ગનેઆંન ગરબી" નામની "મનસુખ" તે શેઠ મનચેરજી શાપુરજી લંગડાનાની જોડેલી ગરબીઓ અને નસીહતોની વાતોની એક ચોપડી શેઠ મનચેરજી કાવશજી સરાફે છપાવી પ્રગટ કીધી હતી.[૫]

તા૦ ૧૮ મી સપટેમબર.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટે અતરેનાં સર-કારી મીઉજીઅમમાં રાખવા સારૂં શાખાઓની બનાવટો ખરીદવાને રૂ૧૦૦૦) ની રકમ એ મીઉજીઅમના ક્યુરેટર ડાકટર બરડઉડ ઉપર ભેટ મોકલી હતી.[૬]

તા૦ ૨૦ મી સપટેમબર.

શેઠ ડાશાભાઈ ફરાંમજી કરાકાએ પારસીઓની તવારીખ, રીતભાત, અને ધર્મ વિષે ઈંગ્રેજીમાં એક પુસ્તક રચી લંડન મધે છપાવી પ્રગટ કીધું હતું.[૭] આ પુસ્તક પશ્ચિમ હિંદુસ્થાંનના પારસીઓને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૧ મી સપટેમબર.

મુંબઈની સરકારી ગોદીના વડા માસટર-બીલડર શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆએ તા૦ ૧ લી નવેમબર ૧૮૫૭ ને દીનથી જઈફીને લીધે પોતાનો ઓહદો છોડ-વાથી નામદાર સરકારે ઈંગલાંડથી "કોરટ ઑફ ડાએ-રેકટરસ" ના હોકમ મુજબ તેમને મલતા દરમાયાની અરધા રકમનાં પેનશન ઉપરાંત બીજા દર માસે ખાસ પેનશન તરીકે રૂ૨૦૦) વધારી રૂ૬૫૦) નું પેનશન આપવાને ઠેડવ્યું હતું.[૮]

---

૧ "સેતાએશે હોરમજદ, એટલે જે ખોદાની વખાંણ અથવા બંદગી કીધા ઉપરાંત તે શાહેબથીજ કુદરતેહની મુશકેલ આશાંન આહવાની બાબતમાં પાક અવશતાના કલાંમમાં જોડેલી બાઓની શાથની જુદી જુદી દોઆ અથવા મોનાજાતો. કું૦ કાવશજી મનોચેરજી મોદીએ બનાવી સમાચાર દરપણ છાપાખાંણાંમાં છપાવીછે. શને ૧૨૨૭ એજદેજરદી. શને ૧૮૫૮ ઈશવી."

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૩ મી આગશટ ૧૮૫૮.

૩ "The British Raj, contrasted with its predecessors; and an inquiry into the disastrous results of the rebellion in the North-west provinces upon the hopes of the people of India. By, Dosabhoy Framjee, Manager of the "Bombay Times." London: Smith, Elder and Co, 65 Cornhill. 1858"

૪. શેઠ ડાશાભાઈ દીનશાહજી ધનાપટેલના ભાઈ; તથા શેઠ દારાશાહ, ખરશેદજી, અને હોરમજજી બેહરાંમજી ધનાપટેલનાં બાપ.

૫ "ગનેઆંન ગરબી. "મનસુખ" શાએર, તે શેઠ મનચેરજી શાપુરજી લંગડાના એવણે જોડેલી ગરબીઓ અને નસીએતની વાતો. અસતરીઓ તથા બાલક છોકરીઓ અને છોકરાઓને માટે. મનચેરજી કાવસજી સરાફ તે મજગાંમની છોકરીઓની ઈસકુલના માસતરે છપાવી પરગટ કીધીછે. મુંબઈ: યુનીઅન પરેસમાં છાપીછે. સને ૧૮૫૮ ઈસવી."

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૮ મી સપટેમબર ૧૮૫૮.

૭ "The Parsees, their history, manners, customs, and religion By, Dosabhoy Framjee. London: Smith, Elder and Co, 65, Cornhill. Bombay. Smith, Taylor and Co. 1858."

૮ આ બાબેનો સરકારી ઠેડાવ નીચે મુજબછે:—

*Bombay Castle,* 21st *September* 1858.
No. 182 of 1858.

The Right Honorable the Governor in Council has much satisfaction in publishing the annexed Extract, paras 2nd and 5th, of a Despatch from the Honorable

### તા૦ ૨૫ મી સપટેમબર.

આગલે વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી ત્રિજીવારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ચીફ્‌-જસટીસ સર હેનરી ડેવીસનની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[૧]:—

શેઠો મનચેરજી ફરામજી કામાજી, રુસતમજી રતનજી વાડીઆ, શોરાબજી ફરામજી પટેલ, શોરાબજી પેશતનજી ફરામજી, પેશતનજી નવરોજજી પોહચા.

### તા૦ ૨૬ મી સપટેમબર.

રોજ ૨ માહ ૨ (કદમી) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—શોરાબજી પેશતનજી પોહચા[૨]—ઉમર વર્ષ ૬૪) શેઠ પેશતનજી પોહચાજીના નાહાના દીકરા. એવણ પોતાના સસરા શેઠ પેશતનજી ભીખાજી પાંડેની પેહડી પર તેમજ તેમની સાહેતા હેઠળ પરચુરણ વ્યાપાર કરતા હતા.

### તા૦ ૨૮ મી સપટેમબર.

આજ દીને મરહુમ શેઠ શોરાબજી પેશતનજી પોહચાનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ ૩૬૧૦) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

### તા૦ ૧૨ મી અકટોબર.

ફ્રાંનકફોરટ શેહરની ૧૩૪ મી વારની પાદશાહી લોટરીમાં આગલે વેળાએ અનરેબલ મેશરસ ઈ. બેટસની કંપનીના દલાલ શેઠ જમશેદજી ખરશેદજી ખાટલીઓહને ૨૫૦૦૦) ફલારનસ (રૂ૧૮૦૦૦ ને આસરે) ની લોટરી લાગી હતી.[૪]

### તા૦ ૨૭ મી અકટોબર.

રોજ ૩ માહ ૩ (કદમી) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મરહુમ શેઠ બેજનજી નશરવાનજી દાંતરાનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ ૩૫૦૬) ની રકમ ધર્મખાતાંઓમાં આપી હતી.[૫]

### તા૦ ૨૭ મી અકટોબર.

શેઠ જીવાજી માણેકજી વાછાએ ચોપાટી રોડમાં-ખોવાલા ડુંગરની પાસેની જમીનનો ૯૭૮૩ વારનો એક કકડો વેચાતો લઈ પંચાતનાં તરફથી સાહેબોને અંજુમનનાં કામસર બેટ આપ્યો હતો.[૬]

### તા૦ ૧ લી નવેમબર.

જે દિવસથી હિંદુસ્થાનનો મુલક ઈંગ્રેજોના હાથમાં આવ્યો ત્યારથી તે અતીઆર સુધી તે આનરેબલ ઈસ્ટ ઈંડીઆ કંપનીના હસતકમાં રહયો હતો, પણ ત્યારપછી તા૦ ૧ લી સપટેમબર ૧૮૫૮ થી પાર્લામેંટના ઠરાવ મુજબ તેની હકુમત ગ્રેટ બ્રીટનની નામદાર માહારાંણીનાં સ્વાધીનમાં ગઈ હતી. તે બાબે હિંદુસ્થાનના રાજા, રજવાડા, સરદાર, તથા રૈયતને જાંણ કરવાનો પાદશાહી ઢંઢેરો આજ દીને આખા હિંદુસ્થાંન મધે ધામધુમ સાથે પ્રગટ કીધો હતો. મુંબાઈ મધે પણ એ દિવસે ઘણી રચના, જાહોજલાલી તથા ખુશાલી કરવામાં આવી હતી; અને તેમાં મુખ્ય ભાગ પારસીઓનો હતો. સાંજનાં ચાર વાગતે ઢંઢેરો સાંભળવાને લશકરના યુરોપ્યન સોલજરો તથા સિપાહી ટાઉનહાલની સામે હારબંદ ઘેરાવો કરીને ઉભા, તથા રૈયતના લોકોનો મોટો જમાવ થવા માંડયો. ઢંઢેરો વાંચી સંભળાવવાને ટાઉનહાલની શીહડી ઉપર પલાટફારમ કીધો હતો, તે પર બરાબર પોણાપાંચ વાગે

---

the Court of Directors, dated 11th August last, No. 45 relating to the retirement of Mr Cursetjee Rustomjee, Master Builder in the Dockyard, which was announced in G. G. O. of the 22nd October 1857, No. 201

"2. Mr Cursetjee Rustomjee, who is now 72 years old, has served your Government in the Builder's Department of the Dockyard at Bombay for upwards of 59 years with great credit and efficiency, the last 13 years of that time having been passed in the important, arduous, and responsible situation of Master Builder, to which office he succeeded in 1844.

5. Having given the whole case our careful consideration, we confirm the Pension of Rs 450 a month (being half his salary) upon which you have conditionally permitted Mr Cursetjee Rustomjee to retire from the situation of Master Builder; and with the view of marking the high sense we entertain of his merits and lengthened period of servitude with the continued approval of your Government, we have resolved that Mr Cursetjee Rustomjee be granted in addition a special monthly allowance of Rs. 200, thus making his total Pension Rs 650 a month, to commence from the date of his retirement from the Public Service."

[Bombay Government Gazette, 23rd September 1858.]

૧ બોમ્બે ટાઈમસ, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૫૮.

૨ શેઠ પેહચાજી શોરાબજી પોહચાના બાવા.

૩ મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૪ તથા કદમી ધાહંબારનાં ફંડની સવંત ૧૯૧૫ તથા નાવારેસ ઈરાંની, બજર સાથના મોબેદો, અને મુલ્લાં ફીરોજ મદરેસાના યજદજરદી ૧૨૨૮ ના હીસાબની ચોપડીઓ.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૨ મી અકટોબર ૧૮૫૮.

૫ જામે જમશેદ, તા૦ ૫ મી નવેમબર ૧૮૫૮.

૬ જામે જમશેદ, તા૦ ૨૭ મી અકટોબર ૧૮૫૮. એ જગાનું ઈ૦ સ૦ ૧૮૭૦ માં અંજુમનનાં ફંડના ટરસ્ટીઓને મરહુમ શેઠ જીવાજીના વારેસોએ ખત કરી આપ્યું હતું.

નામદાર ગવરનર લાડ એલફીનસટન તથા તેના ઉમરાવો, લશકરી, મુલકી અને દરીઆવરદી ઓહદેદારો તથા સઘળા સુપ્રિમના અમલદારો આવી ઉભા રહયા. તે બાદ જોરથી બુગલ વગાડી સર્વેને મુગા રાખ્યાબાદ સરકારના ચીફ શેક્રેટરી મી૦ યંગે મોટે અવાજે ઢંઢેરો ઈંગ્રેજીમાં તથા ઓરીએનટલ ટ્રાનસલેટર શેઠ વીનાયકરાવ વાશુદેવે તેનો તરજુમો વાંચી સંભળાવ્યો. જે પછી કીલ્લામાંથી ૧૦૧ ટોપ ફુટી, અને નામદાર રાંણીનો વાવટો "ખોદા રાંણીને સલામત રાખો" ના વજંતરોના સરોદો અને ખુશાલીના પોકારો વચ્ચે ટાઉનહાલની પાએરીની વચોવચ ઉરાડવામાં આવ્યો. એ પછી રાતનાં આખાં શેહરમાં ખુબ રોશની કરવામાં આવી હતી. કોટ મધે સર્વેથી સરસ રોશની સર જમશેદજી જીજીભાઈ બારોનેટ તથા શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલનાં ઘરની હતી. તેમજ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટ, બહમનજી હોરમજજી વાડીઆ અને વાડીઆ ખાનદાનના બીજા કુટુંબીઓનાં ઘરો, સર જમશેદજી ઇનસટીટીઉટની કોટની સ્કુલનું દેવલવાલા મોહલામાંનું ઘર, તથા શેઠ કાવશજી જાંગીરજી રેડીમની અને ફરદુનજી હોરમજજી લશકરીનાં ઘરોની રોશની પણ ઘણી તારીફલાયક હતી. કાવશજી પટેલનો આખો મોહલો શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠ અને દાદાભાઈ રૂસતમજી પટેલે ઉમરાવું કરી ખુબ સણગારયો હતો, તથા પારસીઓનું યુનીયન બંડનું વાજું એ મોહલામાં આખીરાત વાગ્યું હતું. શેઠ જીજીભાઈ દાદાભાઈના સાહેબજાદાઓની તથા શેઠ પેશતનજી અને ડોશાભાઈ ફરાંમજી કામાજીની આફીસો તથા ઈંગ્રેજ બજારમાંની શેઠ એદલજી નશરવાંનજી કોલાબેવાલા, ખાપુરજી જમશેદજી પદરખાંનાંવાલા, રૂસતમજી પેશતનજી બાકસટર, અને બીજા સર્વે પારસીઓની દુકાનો પર ઘણી શોભતી રોશની કીધી હતી. ચંદનવાડીનો પારસીઓનો આખો લતો રોશનીથી દીપી નીકલયો હતો, તથા નામદાર ગવરનરની ગાડી એ રસ્તેથી જતાં પારસીઓએ ફુલોથી વધાવી લીધી હતી. મરહુમ શેઠ હોરમજજી વાડીઆ, દાદીશેઠ, તથા કાવશજી બેહરાંમજીવાલાં આતશબેહરાંમો, કોટની માણેકજી શેઠની દરેમેહર, તથા પારસીઓની બીજી સર્વે દરેમેહરો ઉપર રોશની કરવામાં આવી હતી. તારદેવ આગલ શેઠ રતનજી એદલજી બાટલીવાલા તથા કાવશજી નાનાભાઈ દાવર અને અરદેશર ધનજીભાઈ વાડીઆના બંગલાઓ, ગોવાલીઆ તલાવ આગલ શેઠ ધનજીભાઈ તથા ખુરશેદજી નશરવાંનજી કામાજી, બહમનજી અને પેશતનજી ફરાંમજી કામાજી, તથા શેઠ ધનજીભાઈ ખરશેદજી સરાફના બંગલાઓ, માહલક્ષ્મી મધે શેઠ મંચેરજી જમશેદજી વાડીઆ, એદલજી ફરાંમજી આલબલેસ, તથા ધનજીશાહ દાદાભાઈ ગાંધી, મજગાંમ શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેનો બંગલો તથા સર જમશેદજીનો મજગાંમ કાસલ તેમજ ભાએખલે શેઠ માણેકજી ખરશેદજી સરાફના બંગલાપર ઘણીજ સરસ રોશનીઓ હતી. ટુંકામાં મુંબઇના દરેક પારસી રેહવાસીએ સઘળી રઈએત ભેગા આ દીવસની ખુશાલીમાં પોતાનાં રેહવાનાં મકાનો, દુકાનો, તથા ધંધાની જગાઓપર થોડી કે ઘણી રોશની તથા સણગાર કર્યો હતો. રાતનાં કોટકોટ સર જમશેદજીનાં ઘરની સામેનાં મેદાનમાં જોવા લાએક આતશબાજી થાઈ હતી. ૧

---

તા૦ ૨ જી નવેમબર.

રોજ ૯ માહ ૩ (૬૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—બચુબાઈ તે ફરાંમજી કાવશજી બનાજીનાં વીધવા—ઉમર વર્ષ ૯૨) એરણુ પોતાના સાહસીક

---

૧ એ દિવસની ખુશાલીમાં પુણાં મધે પણ સર્વે પારસીઓએ રોશની કીધી હતી, તથા આ૦ શેઠ પેશતનજી શોરાબજીએ પોતાનાં મકાનમાં સર્વે પારસીઓને એ બનાવની ખુશાલીમાં નાચ તથા જીયાફત આપી હતી; તેમજ દસ્તુર નશરવાંનજી જામાસપજી જામાસ્પ આશાનાએ પણ મરહુમ શેઠ શોરાબજી રતનજી પટેલવાલી દરેમેહરમાં સર્વે જરથોસ્તીઓને ભેગા કરી એક જશન કીધું હતું, તથા તેની સેવરે તેમના ભાઇ દસ્તુર હોશંગજી જામાસપજી જામાસ્પઆશાનાએ ઈંગ્રેજી રાજની ખુબી તથા ઇનસાફ વિષે એક અસરકારક વાએજ કરી એ અવસરને માટે દસ્તુરજીએ જોડેલાં ફારસી બેતોમાં દોઆ વાંચી સંભળાવી હતી. સુરત મધે પણ એ દિવસે પારસીઓએ પોતાનાં રેહવાનાં તેમજ ધર્મનાં મકાનોપર રોશની કીધી હતી; તથા શેઠ જામાસપજી બહમનજી ભાવનગરી, પીરોજશાહ શાપુરજી કમીસરીવાલા, નશરવાંનજી પેશતનજી વકીલ, બેહરાંમજી માણેકજી વાડીઆ, ડાકટર માણેકજી ખસુખાંજી, અને ડાકટર ફરદુનજી જમશેદજીએ આગેવાંની લઇ પોતાનાં ઘરો તથા મોહલાઓમાં રોશની કરાવી હતી. ભરૂચ મધે પણ એ દિવસે સર્વ પારસીઓએ રોશની કરી પોતાની વફાદારી બતાવી હતી, તથા ત્યાં હાઇડર સાહેબનાં મકાનમાં ઇંગ્રેજોને આપેલી જીયાફતમાં "ગુજરાત એલીએનેશન ડીપારટમેંટ" ના એક લખનાર શેઠ શોરાબશાહ દાદાભાઇ મુનસફનાએ ઈંગ્રેજી રાજની ખુબીમાં એક ભાષાણ કરી સંભળાવ્યું હતું. અહમદનગરમાં પણ એ બનાવની ખુશાલીમાં ત્યાંના દેશીઓએ તા૦ ૨૭ મી નવેમબરે ઈંગ્રેજોને એક જીયાફત આપી હતી, જેમાં ત્યાંવાલા શેઠ કાવશજી ખરશેદજી નગરવાલાએ ઘણી આગેવાંની લીધી હતી. નાશક મધે પણ એ બનાવની ખુશાલીમાં ત્યાંના પારસી વ્યાપારી શેઠ દાદાભાઇ મનચેરજીએ તા૦ ૧૩ મી નવેમબરે ઈંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોને એક જીયાફત આપી હતી. બતરેવાલા શેઠ બહમનજી ડોશાભાઇ મુનશીએ મારાંણી વિકટોરીયાનાં રાજની તારીફમાં ફારસી બેતો બનાવી તેની નકલો મુસલમાંનોમાં વેંહચી હતી.

બરથારના જેવાજ પારસી ટોળામાં વખણાઈ ગયાછે. બરથારનાં મરણ પછી તેમના વકીલાતનો ફેસલો કરવાનાં કામમાં એ બાઇએ ઘણી બાહોશી તથા ચોખ્ખી દયાનત વાપરી હતી, અને પોતાનાં મોતનાં બીછાંણાંપર પણ મરહુમ શેઠ ફરામજીના માગનારાઓથી તેમના હક દોકડે પાઇએ ચુકાવી લીધાછે એવી પોતે જાતે ખાતરી મેલવી હતી.

---

### તા૦ ૮ થી નવેમબર.

આજ દીને મરહુમ બાઈ બચુબાઇ તે શેઠ ફરાંમજી કાવસજી બનાજીનાં વીધવાનાં ઉઠમણાંમાં શેઠો ડોરાબજી પેશતનજી ફરાંમજી, નવરોજજી નાનાભાઈ ફરાંમજી, મેહરામજી નાનાભાઈ ફરાંમજી, અને હોરમજજી પેશતનજી ફરાંમજીએ મળી રૂ૪૧૦૦) ની રકમ કાહડી તે મધેથી મરહુમ શેઠ કાવસજી મેહરાંમજીનાં આતશબેહરાંમના દસતુરને રેહવા સારૂં પાકી બાંધનીનું એક ઘેર બંધાવી આપવાની,[1] તેમજ બીજા એંશીઓએ રૂ૧૯૫૦) પરચુરણ ધર્મ ખાતાઓમાં આપવાની તંદેરોસ્તી પહાવી હતી.[2]

---

### તા૦ ૮ મી નવેમબર.

નામદાર માહરાણી વિક્ટોરીયાએ હિંદુસ્થાંનનો રાજ કારોબાર પોતાને હસ્તક લીધો તેની ખુશાલીમાં શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે ગઈ પરમ દીને પોતાનાં કોટ મધેનાં બાગમાં અતરેના ૨૦૦) દેશી ગ્રહસ્થોને એક નાચ તથા ઝીયાફત આપી હતી. તેજ મુજબ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ આજ દીને પોતાના મજગાંમ કાસલમાં ૧૫૦૦) દેશી ગ્રહસ્થોનો એક મેલાવડો કરી નાચ તથા ઝીયાફતમાં શામેલ કીધા હતા.[3]

---

### તા૦ ૮ મી નવેમબર.

રોજ ૧૫ માહા ૨ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—ધનજીભાઈ ભીમજી ઉમરીગર—ઉમર વર્ષ ૫૫) શેઠ ભીમજી ધનજી ઉમરીગરના છઠા દીકરા. એવણે ઇ૦ સ૦ ૧૮૨૯ માં પોતાના બાપે જહાજોને લીધે વ્યાપાર છોડી દીધાથી ઇ૦ સ૦ ૧૮૩૦ થી પોતાના સઘળા ભાઇઓ સાથે મળી "દાદાભાઈ તથા દોરાબજીની કું૦" ને નામે મલબાર કોસ્તાનો વ્યાપાર ચાલુ રાખ્યો હતો, તેમજ ઇ૦ સ૦ ૧૮૩૨ માં "શાપુરજી ભીમજીની કું૦" ને નામે નીલગરી ખાતે એક વ્યાપારી પેહડી સ્થાપી ત્યાંનો ધંધો શરૂ કીધો હતો. ઇ૦ સ૦ ૧૮૪૦ માં પોતાના ભાઈ દાદાભાઇનાં મરણથી પેહડીનું નામ બદલી "ભીમજી ધનજીના છોકરાઓ" કરી રાખ્યું હતું, અને ઇ૦ સ૦ ૧૮૫૭ માં મલબાર કોસ્ત તથા મુંબાઈ વગેરેનો સઘળો વ્યાપાર બંધ કરી છુટા પડયા હતા. એવણ ગઈ તા૦ ૧ લી નવેમબરે રાતનાં રાણીના ઢંઢેરાની ખુશાલીની આતશબાજી લોકોની ગરદી વચ્ચે ઉભા રહી જોતા હતા તેવામા એક શીગરામના ઘોડા ઉપર બાંણ ફુટાથી તે ઘોડો ચાંકયો અને શીગરામનું પઈડું એવણના પગ ઉપર ફરી ગયું, જેથી ૭ દાહડા હેરાંન થઈ એવણ તે કજાથી મરણ પામ્યા હતા.

---

### તા૦ ૯ મી નવેમબર.

શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે અતરેનાં ટાઉન-હાલ મધેનાં સરકારી સંગ્રહસ્થાંનમાં રૂ૧૮૦૦) ની કીમતનો બંગાલાથી આવેલો માહગનીનો એક મોટો કેસ પરચુરણ જીનસો રાખવાને ભેટ આપ્યો હતો.[4]

---

### તા૦ ૯ મી નવેમબર.

માહરાંણી વિક્ટોરીયા પર હિંદુસ્થાનનો રાજકારોબાર પોતાને હસ્તક લેવા બાબે અતરેના દેશી રેહવાસીઓ તરફની મુબારકબાદીનું એક માનપત્ર સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઈ, બહમનજી હોરમજજી વાડીઆ, વગેરે ૩૦૦૦) શહી સાથે આજ દીને નામદાર ગવરનર લારડ એલફીનસ્ટનની મારફતે મોકલ્યું હતું.[5]

---

૧ એ ઘેર ઉપલી રકમ કરતાં ઘણો વધારે ખરચ કરી બંધાવી આતશબેહરાંમના માનેજરોના સ્વાધીનમાં આપ્યું છે, અને તેમાં રેહનારા દસતુર પાસેથી નામનું ભાડું લીધામાં આવેછે.

૨ જામેજમશેદ, તા૦ ૬ ઠી નવેમબર ૧૮૫૮.

૩ જામેજમશેદ, તા૦ ૧૦ મી નવેમબર ૧૮૫૮.

૪ જામેજમશેદ તા૦ ૯ મી નવેમબર ૧૮૫૮.

૫ બોમ્બે ટાઇમસ, તા૦ ૯ મી નવેમબર ૧૮૫૮.

એજ મુજબ પુણેથી પણ શેઠો પેશતનજી શોરાબજી, અરદેશર શેઠ ખરશેદજી મુનસફ, મેહરવાંનજી દાદાભાઈ પોરટવાલા, પદમજી પેશતનજી વગેરે ત્યાંનાં ૧૫૦૦) રેહવાસીઓની શહી સાથનું એક માનપત્ર નામદાર માહરાંણીજી પર તા૦ ૨૦ મી નવેમબર ૧૮૫૮ ને દીને મોકલવામાં આવ્યું હતું. આ બંધે માનપત્રોના જવાબમાં નામદાર માહરાંણીજી તરફથી હિંદુસ્થાનના સેક્રેટરી ઓફ સ્ટેટ લારડ સ્ટાનલીએ તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૫૯ ને દીને નામદાર ગવરનર લારડ એલફીનસ્ટન જોગ જુદા જુદા ખતો લખી મુંબઈ તથા પુણાંના દેશીઓનો મોટો ઉપકાર માન્યો હતો.

તા૦ ૧૦ મી નવેમબર.

જરમનીવાલા ડાકટર ફ્રેડરીક સ્પીગલે આરદેહ અવસ્તા અસલ હરફે તેના પેહલવી તરજુમા સાથે છપાવી તેનું એક દફતર બાહેર પાડયું હતું.૧

---

તા૦ ૧૫ મી નવેમબર.

શેઠ નશરવાનજી નવરોજજી મોદી જેવાનુ બાહેર મધે ગયા આગસ્ટ માસમાં લશ્કર ખાતામાં રીસાલદાર થયા હતા તેવણુને લખનોર મધે ઉભાં થયલાં નવાં લશ્કરમાં એક સારા ઓહદા ઉપર નેમ્યા હતા.૨

---

તા૦ ૨ જી ડીસેમબર.

અતરેની પોલીસ કોરટમાં આજ દીને ભરાયલી "પેટીશન" માં દેશી અધિકારી તરીકે શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇ બીરાજયા હતા.૩

---

તા૦ ૨ જી ડીસેમબર.

માહરાણી વિકટોરીયાએ હિંદુસ્થાંનનું રાજ પોતાને સ્વાધીન લીધું તેની ખુશાલીમા માઇસોરવાલા શેઠ કેખશરૂ દારાશાહએ આજ દીને કલીકતની દીવાંની તુરંગમાંના કેટલાક કરજદારોનું રૂ૧૦૦૦) સુધીનું કરજ આપી છોડવ્યા હતા. એજ મુજબ એમના બાપ શેઠ અરદેસર શોરાબશાહ તાલિયારખાંએ તાલચરીની દેવાંની તુરંગમાં પડેલા કરજદારોનું બધું મલી ૩૩૮૫) નું કરજ આપી છોડવ્યા હતા.

વલી આ અવસરની ખુશાલીમાં શેઠ કેખશરૂ દારાશાહએ તાલચરી મધે જરમન મીશનરીઓએ બંધાવવા પારેલી સ્કુલનાં ફંડમાં રૂ૧૫૦૦) આપયા હતા, જેથી એ સ્કુલનું નામ "પારસી સ્કુલ" કરી આપવામાં આવ્યું હતું.૪

તા૦ ૩ જી ડીસેમબર.

આએ વર્ષની આસરાલીઓની છાંડણી કરનારી છેલ્લીવારની શેશન આજદીને શુપરીમકોરટમાં સ્પુની જડજ સર માથીઉ સાસની હજુરમાં ભરાઇ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા૫ :—

શેઠો શોરાબજી જમશેદજી જીજીભાઇ, ખરશેદજી ફરદુનજી પારખ, ભીમજી માણેકજી બનાજી, હોમજી ખરશેદજી દાદીશેઠ.

---

તા૦ ૩ જી ડીસેમબર.

રોજ ૧૦ માહ ૩ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—કાવશજી એદલજી મોદી૬—ઉમર વર્ષ ૭૦) શેઠ એદલજી જીજીભાઇ મોદીના નાહલા દીકરા. એવણ પ્રથમ ઈ૦ સ૦ ૧૮૦૫ માં શેઠ હોરમજજી ભીખાજી ચીનાઇ સાથે અને તે પછી શેઠ ખરશેદજી ફરાંમજી વાડીઆ સાથે ચીન ગયા હતા. ઈ૦ સ૦ ૧૮૨૧ માં ત્યાંથી પાછા આવી શેઠો ફરાંમજી, હોરમજજી તથા નશરવાંનજી મનચેરજી કામાજી સાથે રાસમાં કેટલોક બ્યાપાર ચલાવતા હતા. એ બાદ ઈ૦ સ૦ ૧૮૨૯ થી પોતાનાં ભત્રિજા શેઠ રૂસતમજી બરજોરજી મોદી સાથે ચીનનો બ્યાપાર તેમજ આડતનું કામ ચલાવતા હતા.

---

તા૦ ૫ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શેઠ કાવશજી એદલજી મોદીનાં ઉઠમણાંમાં તેમનાં બેટીઓએ રૂ૬૫૦) પરચુરણ ધર્મ ખાતાઓમા આપ્યા હતા.૭

---

૧ "Avesta Die Keiligen Schriften Der Parsen. Im grundtexte Sammt De Huzvaresch-Übersetzung Herausgegeben, von Dr. Friedrik Spiegel, II Band. Vispered und Yaçna, Wien, 1858."

૨ મુંબઇના સમાચાર, તા૦ ૧૫ મી નવેમબર ૧૮૫૮.

૩ બોમ્બે ગેઝેટ, તા૦ ૩ જી ડીસેમબર ૧૮૫૮.

૪ ઉપલી રૂ૧૫૦૦) ની રકમમાં શેઠ કેખશરૂએ સિવાય વલી બીજા રૂ૨૫૦૦) ઉમેરયા હતા, જેથી એ રકમ રૂ૪૦૦૦) ની થઇ હતી. પછવાડેથી એ "પારસી સ્કુલ" નું નામે કાંઇક અરસાથી બીચારાઇ "મીશન સ્કુલ" કરી મેલવામાં આવ્યું, જે ઉપરથી ઈ૦ સ૦ ૧૮૮૧ માં કાનામોરવાલા શેઠ કાવશજી હીરજીભાઇ ખલેઆંમવાલા અને તાલચરીવાલા શેઠ અરદેસર પેસ્તનજી મલબારવાલાએ મીશનરીઓ સાથે કેટલાક સંધેશા ચલાવી ઘણી મેહનતે નીચે મુજબની તખ્તી એ સ્કુલનાં મકાંનમાં જડાવી હતી :—

BAS GERM MISSION
PARSEE HIGH SCHOOL
Founded by
K. DARASHAW OF MYSORE
A. D. 1858.

૫ બોમ્બે ટાઇમસ, તા૦ ૪ થી ડીસેમબર ૧૮૫૮.

૬ શેઠો એદલજી, અરદેસર અને જમશેદજી કાવશજી મોદીના બાવા. એવણનાં વડા ભાઇ શેઠ બરજોરજી એદલજી મોદી મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆની પેહડી પર હતા, અને ઈ૦ સ૦ ૧૮૧૯ માં મરણ પાંમ્યા હતા. એમના બાપ શેઠ એદલજી જીજીભાઇ કોયામોદી સુરતથી અતરે આવી પરચુરણ ધંધો કરતા હતા.

૭ મુંબઇની પારસી પંચાત તથા કદમી ધાઉંબારનાં ફંડની સવંત ૧૯૧૫ તથા જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી, ઢોરનું ધર્મનું દવાખાંનું, નવસારી મદરેસા અને ઇરાનીઓની હાલત સુધારનારી મંડલીનાં ઇસવી સને ૧૮૫૮ અને ૧૮૫૯ તથા નાવારેસ ઇરાંનીઓ અને ભગર સાયના મોબેદોનાં ફંડના યજદજરદી ૧૨૨૮ અને ૧૨૨૯ નાં હીસાબની ચોપડીઓ.

તા૦ ૧૫ મી ડીસેમ્બર.

નામદાર માહરાંણી વિક્ટોરીયા તરફ આ ટાપુના રેહવાસીઓની વફાદારીની હમેશ સુધીની નિશાંની કાએમ રહે માટે "વિક્ટોરીયા મીઉઝીઅમ એન્ડ ગારડનસ" નામે સંગ્રહસ્થાંન તથા એક મોટો બાગ સ્થાપવાનો વિચાર કરવાને અતરેના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઈ તા૦ ૧૦ મી ડીસેમ્બરે મુંબઈના શેરીફ મી૦ એડવરડ હેકાક જોગ ૧૯ ઈંગ્રેજ, ૩૫ હિંદુ, ૫ મુસલમાંન, ૩ પોરટુગીજ, ૧ યાહુદી, અને ૩૬ પારસી (સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઈ, કાવશજી જાંગીરજી રેડીમની, રુસતમજી જમશેદજી જીજીભાઈ, માણેકજી નશરવાંનજી પીટીટ, અરદેશર ખરશેદજી દાદીશેઠ, ધનજીભાઈ નશરવાંનજી કામાજી, પેશતનજી ફરાંમજી કામાજી, બેહમનજી ફરાંમજી કામાજી, મેહરાંમજી જીજીભાઈ, મનચેરજી જમશેદજી વાડીઆ, માણેકજી ખરશેદજી સરાફ, બેહમનજી શોરાબજી જમશેદજી, બેહમનજી હોરમજજી વાડીઆ, ફરાંમજી નશરવાંનજી પટેલ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, મનચેરજી ફરાંમજી કામાજી, ડોશાભાઈ ફરાંમજી કામાજી, ધનજીભાઈ ખરશેદજી સરાફ, નશરવાંનજી શોરાબજી જમશેદજી, દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, દીનશાહજી માણેકજી પીટીટ, કાવશજી માણેકજી લીમજી, શાપુરજી અરદેશર પાંડે, ફરદુનજી હોરમજજી લશકરી, અરદેશર ફરાંમજી મુસ, મેહરાંમજી ખરશેદજી ગાંધી, નવરોજજી ફરદુનજી, નવરોજજી માણેકજી વાડીઆ, ડોશાભાઈ મેહરવાંનજી વાડીઆ, હોરમજજી ખરશેદજી આશબરનર, પેશતનજી જાંગીરજી તાગઅંદ, અરદેશર જમશેદજી બાજીવાલા, જાંગીરજી બરજોરજી વાછા, શાપુરજી દોરાબજી સકલાતવાલા) ગ્રહસ્થોએ એક રીક્વીજીશન મોકલ્યું હતું, તે મુજબ આજ દીને અતરેના ટાઉનહાલમાં એક જાહેર સભા મળી હતી. મજકુરીનની ખુરસી શેઠ જગંનાથ શંકરશેઠે લીધા બાદ તેવણે એક ભાષણ કરી સંભળાવ્યું, જે પછી શેઠ બેહમનજી હોરમજજી વાડીઆની દરખાસ્ત ઉપરથી એવો ઠરાવ થયો કે "સેનટરલ મીઉઝીઅમને વાસ્તે એક ઇમારત બાંધવી અને તેની સાથે જાનવરો તથા ઝાડપાનોને માટે એક જગા તથા બાગ સ્થાપવો, અને તેને મુંબઈના લોકોની નામદાર માહરાંણી તરફ વફાદારી જાહેર કરવાને "વીક્ટોરીયા મીઉઝીઅમ એન્ડ ગારડનસ" એવું નામ આપવું." બીજી દરખાસ્તને પ્રોફેસર દાદાભાઈ નવરોજજીએ એક સુબાબીન ભાષણ કરી ટેકો આપ્યો કે "એ કારણસર એક ઇમારત બાંધવાને મેદાનમાં તથા બીજે સારે ઠેકાણે જગા મેળવવાને નામદાર સરકારને અરજ કરવી." એ પછી એ કારણસર ઉઘરાંણું તથા જાહેર જોગ ખરચ અને બીજી ગોઠવણો કરવાને ૧૬ ઈંગ્રેજ, ૧૦ હિંદુ, ૬ મુસલમાંન, ૧ પોરટુગીજ, ૧ યાહુદી, અને ૧૯ પારસી (શેઠો ખરશેદજી જમશેદજી જીજીભાઈ, બેહમનજી હોરમજજી વાડીઆ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ધનજીભાઈ નશરવાંનજી કામાજી, કાવશજી જાંગીરજી રેડીમની, માણેકજી નશરવાંનજી પીટીટ, રુસતમજી જમશેદજી જીજીભાઈ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, અરદેશર ખરશેદજી દાદીશેઠ, બેહમનજી ફરાંમજી કામાજી, પેશતનજી ફરાંમજી કામાજી, લીમજી માણેકજી બનાજી, નવરોજજી માણેકજી વાડીઆ, ધનજીભાઈ ખરશેદજી સરાફ, બેહમનજી જીજીભાઈ, મેહરાંમજી જીજીભાઈ, ડોશાભાઈ ફરાંમજી કામાજી, દાદાભાઈ હોરમજજી કામાજી, પેશતનજી હોરમજજી કામાજી) ગ્રહસ્થોની એક કમીટી તથા ડાકટરો ભાઉ દાજી અને જારજ બરડઉડને શેક્રેટરીઓ ઠેરવ્યા હતા. ડાકટર બીરડુને દરખાસ્ત કરવાથી અને તેને શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ ટેકો આપવાથી આ કામમાં દેશાવરના લોકોને પણ શામેલ કરવાને ઠરાવ્યું હતું. સેવટે શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈની દરખાસ્ત અને તેને શેઠ અરદેશર ખરશેદજી દાદીશેઠે ટેકો આપવાથી મજકુરીનનો ઉપકાર માની સભા બરખાસ્ત થઈ હતી.[૧]

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૭ મી ડીસેમ્બર ૧૮૫૮.

એ ફંડમાં બધા મળી રૂ૭૭૩૬૭) જાહેર ઊઘરાંણાંથી ભરાયા હતા, જે મધે રૂ૩૧૦૦) ઈંગ્રેજોના, રૂ૩૧૦) પોરટુગીજોના, રૂ૨૫૬૬૨) હિંદુઓના, રૂ૫૨૧૦) મુસલમાંનોના, અને પારસીઓના રૂ૪૩૦૮૧) નીચે મુજબ હતા:—

(રૂ૫૦૦૦) ફરાંમજી નશરવાંનજી પટેલ, ધનજીભાઈ નશરવાંનજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી. (રૂ૨૫૦૦) મનચેરજી ફરાંમજી કામાજી. (રૂ૨૦૦૦) બેહમનજી ફરાંમજી કામાજી, મેહરાંમજી જીજીભાઈ. (રૂ૧૫૦૦) ડોશાભાઈ ફરાંમજી કામાજી. (રૂ૧૧૦૦) પેશતનજી ફરાંમજી કામાજી. (રૂ૧૦૦૦) સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, કાવશજી જાંગીરજી રેડીમની, અરદેશર તથા નશરવાંનજી અને હોમજી ખરશેદજી દાદીશેઠ, માણેકજી નશરવાંનજી પીટીટ, બેહમનજી હોરમજજી વાડીઆ, લીમજી માણેકજી બનાજી, નવરોજજી માણેકજી વાડીઆ. (રૂ૫૦૦) પેશતનજી હોરમજજી કામાજી, ડોશાભાઈ હોરમજજી કામાજી, નવરોજજી જમશેદજી વાડીઆ, ખરશેદજી કાવશજી આશબરનર, ધનજીભાઈ ખરશેદજી સરાફ. (રૂ૪૦૦) કાવશજી માણેકજી લીમજી બનાજી. (રૂ૩૦૦) શોરાબજી પેશતનજી ફરાંમજી, મનચેરજી જમશેદજી વાડીઆ, રતનજી એદલજી બાટલીવાલા, કાવશજી નાનાભાઈ દાવર, મા૦ પેશતનજી શોરાબજી પુણાંવાલા. (રૂ૨૫૦) ખરશેદજી જમશેદજી જીજીભાઈ, દોરાબજી પેશતનજી પટેલ. (રૂ૨૦૦) એદલજી ફરાંમજી આલબલેસની કુંપની, દોરાબજી જમશેદજી સકલાતવાલાના છોકરાઓ, બેહમનજી જીજીભાઈ,

### તા૦ ૧૬ મી ડીસેમબર.

શેઠ બહમનજી હોરમજજી વાડીઆને નામદાર સરકારે આવતાં સાલનાં મુંબઇના શેરીફનો માંન ભરેલો ઓહદો આપ્યો હતો.[૧]

---

(રૂ૨૫૦) બેહરાંમજી હોરમજજી કામાજી, હોરમજજી પેશતનજી બાટલીવાલા, જાંગીરજી નશરવાંનજી જથાંવાલાની કુંપની. (રૂ૧૨૫) રૂસતમજી જમશેદજી જીજીભાઇ, શોરાબજી જમશેદજી જીજીભાઇ, દીનશાહજી માણેકજી પીટીટ, નશરવાંનજી માણેકજી પીટીટ. (રૂ૧૦૦) નશરવાંનજી રતનજી ટાટા, અરદેસર એદલજી ચીનાઇ, શોરાબજી વાછાગાંધીના છોકરાઓ, દાદાભાઇ હોરમજજી કામાજી, નવરોજજી નાનાભાઇ ફરાંમજી, જાંગીરજી નવરોજજી વાડીઆ, શોરાબજી ફરાંમજી પટેલ, દાદીભાઇ બેહરાંમજી બનાજી, શોરાબજી જીજીભાઇ, ધનજીભાઇ ફરાંમજી બાટલીવાલા, જમશેદજી દોરાબજી નાઓગાંમવાલા, એદલજી નશરવાંનજી કોલાબેવાલા, ડાકટર મેહરવાંનજી શોરાબજી ખરાસ, દીનશાહજી દાદાભાઇ ગાંધી, નવરોજજી અરદેસર દાવર, પદમજી પેશતનજી પુણાંવાલા, મોટાભાઇ હોરમજજી થાંણેવાલા. (રૂ૮૦) નવરોજજી રૂસતમજી મોટાભાઇ. (રૂ૭૫) દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, મેહરવાંનજી હીરજીભાઇ વાડીઆના છોકરાઓ, ખરશેદજી ફરદુનજી પારખ. (રૂ૫૧) જમશેદજી દોરાબજી બાંબોટવાલા. (રૂ૫૦) રૂસતમજી રતનજી વાડીઆ, નશરવાંનજી બહમનજી મોદી, કાવશજી ધનજીભાઇ પાંઊવાલા, પાલણજી ધનજીભાઇ પાંઊવાલાના છોકરાઓ, મેહરવાંનજી જમશેદજી આલીઆજી, નવરોજજી કાવશજી આશાબરનર, પેશતનજી મનચેરજી ચીનગર, માણેકજી મેહરવાંનજી શેઠના, રતનજી ભીખજી મીસતરી, પેશતનજી બેહરાંમજી કોહલા, પેશતનજી કાવશજી શેઠના, જમશેદજી ફરદુનજી પારખ, મેહરવાંનજી ફરાંમજી પાંડે, ડોશાભાઇ ખરશેદજી વાડીઆ, જમશેદજી ખરશેદજી બાટલીબોઇ, માણેકજી ખરશેદજી દાદીબરજોર, દોરાબજી પદમજી, નવરોજજી પદમજી, હોરમજજી પેશતનજી પુણાંવાલા, દાદાભાઇ કાવશજી જુતી, ખરશેદજી રૂસતમજી વાડીઆ, હીરજીભાઇ અને ફરાંમજી હોરમજજી શેઠના, પેશતનજી નવરોજજી પોંહચા. (રૂ૨૩૨૫) રૂ૫૦) ની અંદરની રકમ.

ઊપલી ઊઘરાંણાંની રકમ વ્યાજે વધી ઈ૦ સ૦ ૧૮૬૨ માં રૂ૧૦૦૦૦૦) ની થાઇ હતી, અને સરકારે તેમાં બીજી એટલીજ રકમની મદદ તથા મોઠ ઊપરની જગા ભેટ આપી હતી. તેવામાં ઈ૦ સ૦ ૧૮૬૧ ના ડીજેમબર માસમાં માહરાંણીના ભરથાર નામદાર પ્રીનસ આલબરટનું મરણ નીપજયાથી તેનું નામ પણ એ મીઊજીઅમ સાથે જોડી "વીકટોરીઆ એન્ડ આલબરટ મીઊજીઅમ" કરી રાખવાનો ઠેડાવ કીધો હતો, તથા તેનીજ સાથે હારટીકલચરલ શોશાઇટીનો બાગ પણ લાવવાને ઠેડવ્યું હતું. એ પછી એ મીઊજીઅમની ઇમારતનો પાયો નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે તા૦ ૧૯ મી નવેમબર ૧૮૬૨ ને દીને નાખ્યો હતો, તથા તા૦ ૨ જી મેએ ૧૮૭૨ ને દીને હિંદુસ્થાંનના નામદાર વાઇસરાય લારડ નારથબ્રુકે તે ખોલ્લું મુક્યું હતું, જેને લગતી કેફીઅત હવે પછી જણાવામાં આવશે.

### તા૦ ૧૮ મી ડીસેમબર.

શેઠ બેહરાંમજી દાદાભાઇ (રજીસટરાર) ને નામદાર સરકારે બંડાબાનાં ફોજદાર નેમ્યા હતા.[૨]

---

### તા૦ ૨૦ મી ડીસેમબર.

જરમનીવાલા ડાકટર મારટીન હાઉગે જરથોસ્ત પેગંમબરનાં પાંચે ગાથા ઇયાને કવીતા તથા નશિહતોનો સંગ્રહ, તેમજ તેનો જમાનો અને ચેલાઓ વિશે એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[૩]

---

૧ બોંમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૬ મી ડીસેમબર ૧૮૫૮. એ બાબેની નોંધ લેતાં તા૦ ૧૦ મી ડીસેમબર ૧૮૫૮ નાં "ટેલીગ્રાફ એન્ડ કુરીઅર" માં લખેછે કે :—

"Mr. Bomanjee Hormusjee Wadia has been appointed Sheriff of Bombay for the ensuing year. This is an appointment which will be extremely popular with all classes of the community. Mr. Bomanjee Hormusjee is a gentleman who by his many virtues has endeared himself to all - to the European as well as to the Native—and this recognition of his merits, in the highest quarter, is one of the most graceful compliments which could have been paid to the aristocracy of worth Mr. Bomanjee Hormusjee was for a long time one of the Judges of the extinct Court of Requests, and both as a Judge and a citizen he has ever been revered and respected."

[Telegraph and Courier, 10th December 1858.]

૨ જામે જમશેદ, તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૫૮.

૩ "Die fünf Gâthâs oder Sammlungen von Liedern und Sprüchen Zarathustra's, seiner Jünger und Nachfolger, von Dr. Martin Haug Leipzig 1858".

# ઈ૦ સ૦ ૧૮૫૯.

આએ વર્ષનાં "બોમ્બે ટાઇમ્સ" નાં કાલેનડરમાં[1] સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા શિવાય આગલાં કાલેનડરની માફકજછે.

**પારસી બ્યાપારીઓ અને દલાલોની** ટીપમાં વધારે—મેહેરવાંનજી નાનાભાઈ ફરામજી બનાજી, ફરામજી ધનજીભાઈ બાટલીવાલા, પેશતનજી (હોરમસજી પસતાકીઆ) અરદેશર (રુસતમજી મુનશી) ની કુંપની, પાલણજી હોરમસજી (કાપડીઆ) ની કુંપની, રુસતમજી ફરામરોજ સાટનના, શાપુરજી અરદેશર પાંડે.

**કોસ્તાઓ પર ફરનારી સ્ટીમરોના પારસી** માલેકો, આડતીઆ, અને માનેજરો—સ્ટીમર માઉન્ટ સ્ટુઅરટ એલફીનસટનના માલેક કાવસજી જાંગીરજી રેડીમની, સ્ટીમર વિકટોરિયાના આડતીઆ જાંગીરજી શાપુરજી લાલા, સ્ટીમર લવજી ફેમીલીના આડતીઆ ફરામજી રુસતમજી (વાડીઆ) ની કુંપની, સ્ટીમર સર જે. આર. કરનાકના માનેજર પેશતનજી જાંગીરજી તારાચંદ.

**બોમ્બે બેંકના** પારસી ડાએરેકટરો તરીકે ફરામજી નશરવાંનજી પટેલ અને રુસતમજી જમશેદજી જીજીભાઇ.

**કમરશીયલ બેંકના** પારસી ડાએરેકટરો તરીકે હીરજીભાઇ જાંગીરજી રેડીમની, બેહમનજી ફરામજી કામાજી, અને શોરાબજી ફરામજી પટેલ; તથા તરસ્ટી તરીકે બેહરામજી જીજીભાઇ.

**ચારટરડ મરકનાઈલ બેંક ઑફ ઈંડીઆ,** લંડન, એન્ડ ચાઇનાના તરસ્ટી તરીકે કાવસજી નાનાભાઈ દાવર.

**વેસ્ટરન ઈંડીઆ કનાલ એન્ડ ઈરીગેશન કુંપનીના** પારસી ડાએરેકટર તરીકે કાવસજી જાંગીરજી રેડીમની.

**બોમ્બે પેપર માન્યુફેકચરીંગ કુંપનીના** પારસી ડાએરેકટરો—ખુરશેદજી નાશરવાંનજી કામાજી, શોરાબજી પેશતનજી ફરામજી.

**બોમ્બે ઑઈલ પ્રેસ કુંપનીના** પારસી ડાએરેકટરો—કાવસજી જાંગીરજી જશાંવાલા, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

**ઈસ્ટ ઈંડીઆ સ્પીનીંગ** એન્ડ વીવીંગ કુંપનીના ડાએરેકટર તરીકે નવરોજજી અરદેશર દાવર, અને તરસ્ટી તરીકે ડાશાભાઈ મેહરવાંનજી વાડીઆ.

[1] The Bombay Calendar and Almanac for 1859. Bombay: printed, published, and sold at the Times Press.

**એલફીનસ્ટન ઈનસ્ટીટીઉશનની કમીટીના** પારસી મેમબરો—બેહમનજી ફરામજી કામાજી, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ધનજીભાઇ ફરામજી પટેલ, ડાશાભાઇ ફરામજી કામાજી, ડાશાભાઇ હોરમસજી કામાજી, મનચેરજી ફરામજી કામાજી, નવરોજજી ખરશેદજી બનાજી, ફરામજી નશરવાંનજી પટેલ, ભીમજી માણેકજી બનાજી, પેશતનજી ફરામજી કામાજી, પેશતનજી હોરમસજી કામાજી, પેશતનજી નવરોજજી પોંહચા, શોરાબજી પેશતનજી ફરામજી, શોરાબજી જમશેદજી દાવર.

---

તા૦ ૧ લી જાનેવારી.

રોજ ૯ માહ ૫ (ક૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—દસ્તુર જાંગીરજી શોરાબજી કુમાના—ઉમર વર્ષ ૬૦) સુરતવાલા દસ્તુર શોરાબજી રુસતમજી કુમાના બીજા દીકરા. એવણુને ઈ૦ સ૦ ૧૮૫૭ માં પોતાના વડા ભાઇ દસ્તુર મોબેદજીનાં મરણથી સુરતના કદમી જરથોશતીઓના વડા દસ્તુર ઠેરવ્યા હતા.

---

તા૦ ૫ મી જાનેવારી.

રોજ ૧૩ માહ ૪ (શે૦) ૧૨૨૮ યજદેજરદી.

પુણાંવાલા આ૦ શેઠ પેશતનજી શોરાબજીએ અહમદનગર મધે જરથોશતી મુસાફરોના ઉતારાને કાજે એક મકાન વેચાતું લઈ આજ દીને ત્યાંની અંજુમનને એક પત્ર લખી ધર્મ ખાતે આપ્યું હતું,[2] તથા તેની મરામતને માટે રૂ૧૫૦૦) ની સરકારી નોટ મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓના સ્વાધીનમાં આપી હતી.[3]

[2] આ પત્રનાં જવાબમાં અહમદનગરથી એજ તારીખે ત્યાંના જરથોસ્તી ગ્રહસ્થો શેઠો નશરવાંનજી ખરશેદજી ગોપીપોરીઆ, બરજોરજી ભીખાજી શઈઆર, ખરશેદજી નશરવાંનજી શેઠના, દોરાબજી કાવશજી વાપીદાર, રૂસતમજી હીરજીભાઇ કોપર, જમશેદજી પુંજીઆજી ભગત, ડોશાભાઇ હોરમજજી અધુગર, દીનશાહજી બહમનજી મીસતરી, રતનજી નશરવાંનજી ખડકીવાલા, પાલણજી પેશતનજી ગોરવાલા, ઊકરજી ફરામજી ગોપીપોરીઆ, નશરવાંનજી માણેકજી રાનજી, ડોશાભાઇ કાવશજી માકુના, જમશેદજી શોરાબજી મેસમેન, દોરાબજી રૂસતમજી ભરૂચા, અને આ૦ ખરશેદજી કેરશાસપજી નરીમાને મળી આ૦ શેઠ પેશતનજી શોરાબજી ઊપર એક પત્ર લખી તેમનો આ ધર્મનું કામ કરવા માટે મોટો આભાર માન્યો હતો.

[3] બામ્બે જમશેદ, તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૫૯.

તા૦ ૭ મી જાનેવારી.

રોજ ૧૫ માહ ૪ (શે૦) ૧૨૨૮ યજદેજરદી.

**મરણ**—હોરમજજી ડાશાભાઈ માલેગાંમવાલા—ઉમર વર્ષ ૬૮) એવણ પ્રથમમાં શેઠ પેશતનજી નશરવાંનજી માલેગાંમવાલા સાથે ગોર નદી તથા સીરૂરની કાંપ તરફ દુકાંન લઈ ગયા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૨૦ માં એઓ બંધેએ શેઠ નશરવાંનજી ફરાંમજી ડાઢી સાથે માલેગાંમ ખાતે અને ઈ૦ સ૦ ૧૮૩૭ ની તા૦ ૧ લી જુનથી મુંબઈ મધે શેઠ હીરજીભાઈ મનચેરજી માલેગાંમવાલા સાથે ભાગમાં "પેશતનજી હોરમજજીની કુંપની" નાં નામથી પેહડી સ્થાપી મુંબઈ, માલેગાંમ, તથા મલબાર કોસ્તાઓ ભણીનો વ્યાપાર ચાલુ રાખ્યો હતો.

---

તા૦ ૮ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી ડાશાભાઈ માલેગાંમવાલાનાં ઊઠમણાંમાં તેમનાં વીધવા બાઈ વીરબાઈજી તથા એશીઓએ મલી રૂ૫૧૫) પરસુટણ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

---

તા૦ ૯ મી જાનેવારી.

રોજ ૧૭ માહ ૪ (શે૦) ૧૨૨૮ યજદેજરદી.

**મરણ**—રૂસતમજી જીવણજી અપુ[2]—ઉમર વર્ષ ૭૧) શેઠ જીવણજી એદલજી અપુના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપની "જીવણજી અને પાલણજી" નાં નામથી ચાલતી દુકાંનમાં શામેલ હતા. તે બાદ "જીવણજી એદલજી એન્ડ સનસ" ને નામે લાંબી મુદત સુધી વરોડરા, મઉ, નીમચ, અને નસીરાબાદ ખાતેની દુકાંનોનો પોતાના ભાઈઓની સાથે વહીવટ ચલાવતા હતા. અતરેનાં વ્યાપારી મંડલમાં એવણ સારીપેઠે વખાણાયલા હતા.

---

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૧૮ માહ ૪ (શે૦) ૧૨૨૮ યજદેજરદી.

**મરણ**—દીનીઆરજી કઈઓજી મીરજાં[3]—ઉમર વર્ષ ૬૧) શેઠ કઈઓજી કાઊશજી મીરજાંના બીજા દીકરા. એવણ પ્રથમમાં પોતાના ફુઈના દીકરા મરહુમ શેઠ ફરદુનજી મરજબાનજીનાં હાથ હેઠલ મુંબઈ સમાચાર છાપાખાનાંમાં હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૭ માં પોતાના બાપનાં મરણ બાદ તેમની જગોએ ભાવનગરની દરબારના ઘડીઆલી તરીકે નેમાયા હતા. એવણ પણ પોતાના બાપની માફક ઘણા હુનરમંદ હતા, અને ભાવનગરના ઠાકોરો વજેસંઘજી તથા દાજીરાજનાં અમલમાં એવોએ ઘણી તરાંહના વેજ્ઞાવી કારીગરીને મલતા સંચા તથા

---

[1] મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૪ તથા જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી તથા કોઢનું ધર્મનું દવાખાનું અને ઈરાંનીઓની હાલત સુધારનારી મંડલીના ઈસવી ૧૮૫૯ તથા નાંવારસ ઈરાંનીઓ અને મગરસાથના મોબેદોનાં ફંડના યજદજરદી ૧૨૨૮ અને ૧૨૨૯ નાં વર્ષના હીસાબની ચોપડીઓ.

[2] મરહુમ શેઠો ખરશેદજી, દાદાભાઈ, અને એદલજી; તથા શેઠો જમશેદજી, ધનજીભાઈ, અને માણેકજી રૂસતમજી અપુના બાવા. એવણનાં અસલ વડીલ અસપુજી હીરજી નામે સુરતની પાસેનાં વેસુ ગામમાં રેહતા હતા. તેઓના એકજ દીકરા શેઠ એદલજીને પેટે ચાર દીકરા હતા, જેઓમાંના વડા શેઠ જીવણજીએ પોતાના બીજા ભાઈ પાલણજી સાથે "જીવણજી અને પાલણજી" નાં નામથી અતરે એક દુકાંન સ્થાપી હતી, અને પેહલવેહલી પુણાંની લડાઈ વખતે તે તરફ ઈંગ્રેજી છાવણીની સાથે દુકાંન લઈ ગયા હતા. તે બાદ ઈંગ્રેજી છાવણીની સાથે કાઠીઆવાડ, અને ત્યાંથી સર જાન માલકમની સુચના ઊપરથી વરોડરા મધે જુની રેસીડનસીની સામે (જે હાલ રાવપુરાને નામે ઓળખાએછે) ઈંગ્રેજી અસબાબ તથા દારૂકાંમની એક મોટી દુકાંન ઊંઘાડી હતી. એ બા છાવણી મધે એક મોટી દુકાંન ઊંઘાડી હતી, અને તેની રખેવાલીને માટે તે તરફનાં લશ્કર ખાતાંના વડાના હોકમથી ઈ૦ સ૦ ૧૮૫૬ નાં શાલ સુધી એ દુકાંન આગલ લશ્કરી પેહરો રાખવામાં આવતો હતો. એ પછી નીમચ તથા નશીરાબાદ મધે પણ ઈંગ્રેજી છાવણીની સાથે દુકાંનો લઈ ગયા હતા. એઓની દુકાંનોને માટે જે માલ આવે તે ઊપરની રાહદારી જગાતની માફીના પરવાનાં સર જાન માલકમની ખાએસ ઊપરથી ગાયકવાડ, હોલકર, સીંધીયા, વગેરે દેશી રાજવાળાઓએ આપ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૨૬ માં એઓ બંધે ભાઈઓ છુટા પડયા હતા, અને શેઠ પાલણજીએ મુંબઈમાં પોતાને એખલાને નામે દુકાન ચાલુ રાખી, તથા શેઠ જીવણજીએ "જીવણજી એદલજી એન્ડ સનસ" ને નામે અતરે જુદી દુકાંન ઊંઘાડી પોતાના દીકરાઓ શેઠો બેહરાંમજી (વરોડરાવાલા મરહુમ શેઠો મનચેરજી અને હોરમજજી બેહરાંમજી અપુ જેઓ ત્યાંજ મરણ પામ્યા હતા તેમના બાવા), રૂસતમજી, ફરાંમજી, શાપુરજી, અને પેશતનજી (શેઠ જીવણજી પેશતનજી અપુના બાવા) ની સાથે વરોડરા, મઊ, નીમચ, અને નસીરાબાદ ખાતેની દુકાંનોનો વહીવટ ચાલુ રાખ્યો હતો. શેઠો જીવણજી અને પાલણજીના ત્રિજા ભાઈ શેઠ મનચેરજી એદલજી અપુ તથા તેમના એક દીકરા શેઠ ભીખાજીભાઈ (મરહુમ શેઠ જમશેદજી ભીખાજીભાઈ અપુના બાવા) કલીકત ખાતે જઈ લાકડાંનો વ્યાપાર કરતા હતા, અને ચોથા ભાઈ શેઠ રાંનજી એદલજી અપુ મુંબઈ મધેજ પરસુટણ રોજગાર ચલાવતા હતા.

[3] [illegible]

હથિયારો પોતાને હાથે બનાવ્યાં હતાં. વળી ખેતીવાડીના ઉપયોગને માટે એવણે પવનથી ચાલતો એક પંપ તથા બીજું સાંચાકામ રેંતવાડી નામની જગાપર ગોઠવ્યું હતું. એવણ વૈદું તથા વાહડકાપનાં કામમાં પણ સારી રીતે માહીતગાર હતા.

---

તા૦ ૧૦ મી જાનેવારી.

શેઠો અરદેશર ફરામજી મુસ અને નાનાભાઈ રૂસતમજી રાણીનાએ "ચિત્રપોથી" નામે દેશી બાળકોને શિખાડવાનું એક પુસ્તક બનાવી પ્રગટ કીધું હતું.[૧]

---

તા૦ ૧૦ મી જાનેવારી.

આજ દીને બનરેથી ઉપડેલી મેલ સ્ટીમર "ગેનજીસ" માં સવાર થાઈ ૭ પારસી ગ્રહસ્થો શેઠો દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, જમશેદજી પાલણજી કાપડીઆ, પેશતનજી રતનજી કોહલા, જમશેદજી ખરશેદજી કામાજી, હોરમજજી દોરાબજી કામાજી, અને ફરામજી રૂસતમજી દેશાઈ ઈંગલાંડની સફરે—પેહલા ત્રણ ગ્રહસ્થો વ્યાપાર તથા છેલ્લા ચાર કેળવણી લેવાને, ગયા હતા.[૨]

---

તા૦ ૧૧ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ રૂસતમજી જીવણજી અપુનાં ઉઠમણાંમાં રૂ૧૬૭૫) પરચુરણ ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[૩]

---

તા૦ ૧૩ મી જાનેવારી.

મુંબઈ આલ્બકના અધીપતી શેઠ નવરોજજી દોરાબજી ચાંનદારૂ ઉપર શેઠ લખમીદાસ ખીમજીએ પોતાની ગીબત કરવાના બાબે મેલી રૂ૫૦૦૦૦) ની ડામીજની ફરીઆદી સુપરીમ કોરટમાં માંડી હતી, જેનો ચુકાદો આજ દીને ચીફ-જસટીસ સર હેનરી ડેવીસને વાદીના લાભમાં કરી પરતીવાદીને રૂ૧૦૦) ડામીજના તથા બેહુ બાજુનો ખરચ આપવાનો હોકમ કીધો હતો.[૪]

---

તા૦ ૨૦ મી જાનેવારી.

રોજ ૨૮ માહ ૬ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—ભીમજીભાઈ પેશતનજી ડાકટર[૫]—ઉમર વર્ષ ૫૭) સુરતવાળા શેઠ પેશતનજી ધનજીભાઈ લોહડાંવાળાના વડા દીકરા. એવણ પ્રથમમાં સુરતની મીશન સ્કુલમાં શીક્ષક હતા. તે બાદ પોતાના મામા શેઠ મેહરાંમજી ભીખાજી ડાકટરના હાથ હેઠલ વૈદું શિખી સરકારી વૈધકખાતાંની નોકરીમાં રહયા હતા, અને પછવાડેથી તબીબપણાનો ખાંનગી ધંધો ચલાવતા હતા. સુરત મધે એવણ તબીબપણાંમાં ઘણા પ્રખીઆત થયલા હતા.

---

તા૦ ૨૦ મી જાનેવારી.

પારસી સ્ત્રીઓને વાંચવા લાયક બાબદોના સંગ્રહનું "અસતરી ગનેઆંનમાલા" નામનું એક પુસ્તક શેઠ પેશતનજી રતનજી કોહલાએ છપાવી પ્રગટ કીધું હતું.[૬] એ પુસ્તકના પેહલા ભાગમાં શેઠો નવરોજજી ફરદુનજી, મેહરાંમજી ખરશેદજી ગાંધી, શોરાબજી શાપુરજી બંગાલી, દાદાભાઈ નવરોજજી પ્રોફેસર, શોરાબજી હોરમજજી મેહતા, એદલજી નશરવાંનજી માસ્તર, અરદેસર ફરામજી મુસ, નવરોજજી નાનાભાઈ ફરામજી, પેશતનજી જાંગીરજી તાલેયારખાં, અને કાવશજી નશરવાંનજી કાંગાની લખેલી જુદી જુદી સંસારી બાબદો; તથા બીજા ભાગમાં બઆંઓની તરબીએત વિષે ડાકટર ડોશાભાઈ મેહરજીની લખેલી જુદી જુદી બાબદોનો સંગ્રહ હતો.

---

તા૦ ૨૨ મી જાનેવારી.

અમેરીકાનાં યુનૈટેડ સ્ટેટસનો ચીન ખાતેનો એલચી મી૦ ડબલ્યુ. બી. રીડ તથા અમેરીકન કાનસલ મી૦ ટામસ બીડલ જેઓ અમેરીકન મનવાર "મીનેશોટા" માં ચાનથી ઇંગલાંડને મારગે અમેરીકા જવાને ગઈ તા૦ ૧૭ મી જાનેવારીએ બનરે આવ્યા હતા, તેઓને તથા ઉપલી મનવારના સર્વે અમલદારોને આજ દીને અમેરીકાનાં રાજ્યના મુંબઈના આડતીઆઓ મીશીઅરસ ડોશાભાઈ મેહરવાંનજી વાડીઆની કુંપનીએ પરેલ મધે શેઠ ખરશેદજી રૂસતમજી વાડીઆના બંગલામાં એક

---

૧ "ચિત્ર પોથી. આ નાનું પુસ્તક દેશી બાલકોને માટે તયાર કરીને મુંબઇ મધે યુનિયન પ્રેસમાં છાપ્યું છે. જાનેવારી ૧૮૫૯."

૨ ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૧૦ મી જાનેવારી ૧૮૫૯.

૩ અખબારે જમશેદ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૫૯.

૫ સુરતવાળા જાણીતા શેઠ મેહરાંમજી પેશતનજી ડાકટરના ભાઈ.

૬ "અસતરી ગનેઆંનમાલા, ઇઆને પારસી અસતરીઓને વાસતે વાંચવા લાએક બાબદોનો સંગરહ. મુંબઇ દફતર આશકારા છાપખાનામાં છાપીછે. સને ૧૮૫૯ ઇસવી."

એ પુસ્તકની બીજી આવૃતિ ઈ૦ સ૦ ૧૮૬૦ માં

જીયાફત આપી હતી. આ વેળાએ ઘણાક દેશી ગ્રહસ્થોને પણ મજકુર વાડીઆજી (શેઠ ડોશાભાઈ, ધનજીભાઈ અને ખરશેદજી મેહેરવાનજી) એઓએ પોતાના પરોણાઓની મોલાકાતે બોલાવ્યા હતા.[૧]

તા૦ ૨૮ મી જાનેવારી.

રોજ ૨ માહ ૫ (શે૦) ૧૨૨૮ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઈ કુવરબાઈ તે શેઠ ધનજીભાઈ ફરામજી બાટલીવાલાનાં ધણીઆણીનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી તથા બીજાઓએ મલી રૂ૧૮૮૭૫) ધર્મ ખાતાઓમાં આપવાની તજવીજ થઈ હતી. એ મધે મુખ્ય રૂ૧૦૦૦૦) ની રકમ શેઠ ભીમજી જીવણજી હાડવઈવાલાનાં ફંડમાં તેનું વ્યાજ વાપરવાની શરતથી, તથા રૂ૧૫૦૦) ની રકમ તેનાં વ્યાજમાંથી અમરોલી ઉનવાડામાં ઢોરોને માટે અવાડો ભરાવવાને આપવાને ઠરયું હતું.[૨]

તા૦ ૨૯ મી જાનેવારી.

રોજ ૩ માહ ૫ (શે૦) ૧૨૨૮ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઈ ધનબાઈજી તે પુણાંવાલા શેઠ નવરોજજી પદમજી પેશતનજીનાં ધણીઆણી તથા ભાવનગરવાલા શેઠ દારાજી કાલાજી મીરજાંનાં દીકરીનાં પુણાં મધે કરેલાં ઉઠમણામાં તેમના ખાવાનદ શ્રી શેઠ પેશતનજી ગોવાજીએ રૂ૧૩૫૦) ધર્મ ખાતાઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૩૧ મી જાનેવારી.

રોજ ૯ માહ ૫ (શે૦) ૧૨૨૮ યઝદેજરદી.

**મરણ**—કુવરજી બહેમનજી લીલાંઉવાલા[૪]—ઉમર વર્ષ ૬૦) એવણે ઈ૦ સ૦ ૧૮૨૩ માં શેઠ દોરાબજી નશરવાનજી લીલાંઉવાલા સાથે ભાગમાં લીલાંઉનો સામાણ વગેરે વેચવાને તથા દેશાવરોની આડત કરવાને એક દુકાન ઉઘાડી હતી. ઈ૦ સ૦ ૧૮૪૩ માં તેમાં શેઠ બેહેમનજી ફરદુનજી કરાંનીને પણ શામેલ કીધા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૫૪ માં ભાગીયાઓથી છુટા પડી "કુવરજી બહેમનજીના છોકરાઓ" ને નામે જુદો વ્યાપાર કરવા માડયો હતો.

તા૦ ૭ મી ફેબરવારી.

શેઠ કાવસજી નાનાભાઈ દાવર આજ દીને અનરેબલ સાહેબ મરકનટાઈલ બેંકના મેનેજર મી૦ જી. પી. ગાબીનસન પોતાનો ઓહદો છોડી ઈંગલાંડ જનાર હોવાથી તેને વાલકેશ્વર મધે એક મોટું ખાણું આપ્યું હતું, જે વેળાએ ૨૦૦) ઈંગ્રેજ ગ્રહસ્થો તથા બાનુઓ ખાણાંના સુફરા ઉપર બીરાજ્યાં હતાં.[૫]

તા૦ ૧૧ મી ફેબરવારી.

રોજ ૨૦ માહ ૫ (શે૦) ૧૨૨૮ યઝદેજરદી.

આજ દીને મરહુમ બાઈ આઈમાએ તે શેઠ બેહરામજી દાદાભાઈ જીજાનાં ધણીઆણી તથા શેઠ ખરશેદજી અને જહાંગીરજી હોરમસજી ચીનાઈનાં બેહનનાં ઉઠમણાંમાં રૂ૫૦૫) પરચુરણ ધર્મ ખાતાઓમાં આપ્યા હતા.[૬]

તા૦ ૧૯ મી ફેબરવારી.

શેઠ ફરામજી નશરવાનજી પટેલે બેતવાડીના લતાપર સર્વે જાતનાં છોકરાંઓને ગુજરાતી ભાષાની કેળવણી આપવાની એક નિશાલ આજ દીનથી પોતાને ખરચે સ્થાપી હતી.[૭]

---

[૧] જામે જમશેદ, તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૫૯.

મજકુર એલચી મી૦ રીડ તથા અમેરીકન કાનસલ મી૦ બીડલ જેવા મુંબઈ આવ્યા તેવા પેહલા બે દીવસ મીસીઅરસ ડોશાભાઈ મેહરવાંનજીની કુંપનીની મેહમાંની તલે પરેલ મધે રહયા હતા, અને તે બાદ હાનરેબલ મી૦ માલેટને મકાને રહી તા૦ ૨૮ મી જાનેવારીએ કુચ કીધી હતી.

[૨] જામે જમશેદ, તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૫૯.

[૩] મુંબઈનાં ચાબુક, તા૦ ૮ થી ફેબરવારી ૧૮૫૯.

[૪] મરહુમ શેઠો એદલજી અને બહમનજી; તથા શેઠ પેશતનજી કુવરજી લીલાંઉવાલાના બાવા.

[૫] બામ્બે ગેઝેટ, તા૦ ૧૦ મી ફેબરવારી ૧૮૫૯.

[૬] મુંબઈની પારસી પંચાયતનાં તથા કદમી ધાઉંબારનાં ફંડની સવંત ૧૯૧૫ તથા નાવારીસ ઈરાનીઓ, ભગર સાથના ગોબેદો, અને ઈરાનીઓની હાલત સુધારનારી મંડલીના યઝદેજરદી ૧૨૨૮ તથા જરથોશ્તી છોકરીઓની નીશાલ અને નવસારી મદરેસાના ઈસવી સને ૧૮૫૯ ના હીસાબની ચોપડીઓ.

[૭] એ નિશાલમાં ઈ૦ સ૦ ૧૮૬૨ ના આપરેલ માસથી ઈંગ્રેજીનાં ત્રિજા ધોરણ સુધીની કેળવણી આપવાનું દાખલ કરી તેનું નામ "ફરામજી નશરવાનજી એંગલો વરનાકયુલર સ્કુલ" કરી આપ્યું હતું, જે હજીસુધી ચાલુછે; અને તેની દર શાલની વાર્ષિક તપાસ ખાતેના સરકારી કેળવણી ખાતાંના ઈનસ્પેકટરો કરતા આવેછે. એ નિશાલમાં કેળવણી લેતા છોકરાઓ પાસેથી પ્રથમમાં દર માસે રૂ૦)=, તે પછી રૂ૦।, અને હાલ રૂ૦॥ લેવામાં આવેછે; જે મધેથી ખરચ ચલાવતાં બાકી જતી ખોટ શેઠ ફરામજી તરફથી પુરવામાં આવેછે.

વળી એ નિશાલને માટે શેઠ ફરામજી નશરવાનજી પટેલે બેતવાડી અગીઆરી મોહલાને નાકે રૂ૯૦૦૦) ની કીમતે એક ઘર વેચાતું લઈ તે ઊપર બીજા રૂ૫૦૦૦) ખરચી એક

### તા૦ ૨૩ મી ફેબરવારી.

મુંબઈની ગોદીના સુથારોને બીજાં સરકારી માણસોની માફક પેનશન આપવા માટે માસ્ટર બીલડરનાં ખાતાં તરફથી ઘણીક કોશેશ કરવામાં આવી હતી, પણ તે ઉપર સરકારે કશું ધીઆંન ન આપવાથી માસ્ટર બીલડરનાં ખાતાંલાગા ગ્રહસ્થોએ એક ફંડ ઉભું કરી તેમાં પોતે તેમજ સુથારો, મીસતરીઓ, વગેરે પાસે તેમના પગારમાંથી દર માસે એક રોજ આપવાનો બંદોબસ્ત કીધો હતો, અને તે મધેથી ગોદીનો જે સુથાર ઘડપણથી ઇઆ કજા હોનારતથી કાંમ કરવાને અશક્ત થાય તેને પેનશન આપવાનો, તથા કોઈ સુથાર કજા એસાકીથી પોતાનો ઓહ્દો બજાવતાં મરણ પામે તો તેનાં કુટુંબને મરતો આસરો આપવાનો બંદોબસ્ત કીધો હતો. એ ફંડનો વહીવટ ચલાવવાને વડા માસ્ટર બીલડર શેઠ જાંગીરજી નવરોજજી વાડીઆ, ચેરમેન; બીજા માસ્ટર બીલડર શેઠ હીરજીભાઈ મેહરવાંનજી વાડીઆ, સેક્રેટરી; તથા શેઠ રૂસતમજી અરદેસર વાડીઆ, જમશેદજી ધનજીભાઈ વાડીઆ, દોરાબજી જીવણજી મીસતરી, આદરબાદ નવરોજજી મીસતરી, અને બીજા પાંચ હિંદુ મીસતરીઓની એક કમીટી કાઢી હતી.[1]

### તા૦ ૨૮ મી ફેબરવારી.

શેઠ એદલજી રૂસતમજી રીપોરટરને ભરૂચ કલેક્ટરેટમાં ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ટ્રેટનો અખત્યાર નામદાર સરકારે આપ્યો હતો.[2]

---

માલ વધારી તથા જોઇતો ફેરફાર કરી ઈ૦ સ૦ ૧૮૬૭ ના નવેમબર માસથી એ સ્કુલના વપરાશને કીજે લેટ આપ્યું હતું; અને તે માટે અત્તરેના ડાએરેક્ટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશન મી૦ ઇ. આઇ. હાવરડે તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૬૪ ને દીને શેઠ ફરાંમજી ઉપર નીચલો પત્ર લખી નામદાર સરકાર તરફનો સંતોષ જાહેર કીધો હતો:—

No. 2347 of 1864-65.
Bombay Office of the Director of Public Instruction, 14th January 1864.

To,
Framji Nasarvanji, Esquire,

Sir,

With reference to para 2 of Sir A Grant's letter No. 2,126 dated 2nd Ultimo, I am directed by His Excellency the Governor in Council to inform you, that your having built a School House at Khetwady for the accomodation of an English School in that neighbourhood, supported entirely at your own expense, has been noticed by the Government of India with great satisfaction.

I have the honor to be,
Sir,
Your most obedient Servant,
(Signed) E. I. HOWARD.
*Director of Public Instruction.*

એ નિશાલનો વહીવટ ઈ૦ સ૦ ૧૮૭૩ સુધી શેઠ ફરાંમજીએ પોતાની દેખરેખ હેઠલ ચલાવ્યો હતો. તે પછી એજ સાલની તા૦ ૧૩ મી સપટેમબરથી તેનો વહીવટ ચલાવવાને શેઠ ફરાંમજીએ શેઠો ધનજીભાઇ ફરાંમજી પટેલ, જાંગીરજી હોરમસજી પંથકી ઘાંણીવાલા, ડાકટર ફરાંમજી શાપુરજી અને ડાકટર કાવસજી પેશતનજીને માનેજરો નેમ્યા હતા. એ માનેજરોએ તા૦ ૧૯ મી સપટેમબર ૧૮૭૩ ને દીને અત્તરેનાં કેળવણી ખાતાંના વડા જોગ એક પત્ર લખી એ નિશાલને પણ સરકાર તરફની "ગ્રાંટ ઇન એડ" ની મદદ આપવા માટે પોતાનાં ખાતાંમાં રેજીસ્ટર કરવાને અરજ કીધી હતી, જે ડાએરેક્ટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશન મી૦ કે. એમ. ચેટરીલડે તા૦ ૧૮ મી અકટોબર ૧૮૭૩ ને દીને બાહલ રાખી હતી, જેથી એ સ્કુલને હાલમાં દર શાલ સરકાર તરફથી રૂ૧૦૦૦) ને આસરેની "ગ્રાંટ ઇન એડ" મલેછે. એ ખાતાંમાં ઈ૦ સ૦ ૧૮૬૨ ના આપરેલ માસથી તે આજ સુધી શેઠ રૂસતમજી મેહરવાંનજી માસતર (ભરૂચા) વડા શિક્ષકછે, અને હાલ તેમાં લગભગ ૨૫૦) છોકરાઓ કેળવણી લેછે.

[1] જામે જમશેદ, તા૦ ૨૩ મી ફેબરવારી ૧૮૫૯.

એ ફંડ મધે ઉપલી રીતે સુથારો, મીસતરીઓ, વગેરેના પગારમાંથી દર માસે એકકો રોજ કાપી લેવા સાથે તેમાં ઘણાક જરથોસ્તી ગ્રહસ્થોએ પણ નાણાં ભર્યાં હતાં. જે મધે મુખ્ય રકમ મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં પુનને માટે તેમના સાહેબજાદાઓએ રૂ૫૦૦૦), મરહુમ બાઇ સુનાંબાઇ તે શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીધવાનાં પુનને માટે તેમના સાહેબજાદાઓએ રૂ૧૦૦૦), તથા શેઠ ખરશેદજી કાવસજી આશાબરનરે પોતાની બેરી મરહુમ બાઇ મોટીબાઇનાં પુનને માટે રૂ૧૦૦૦), અને બીજા પરચુરણ મલી રૂ૧૭૦૦૦) ભરાયા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૦ માં મરહુમ શેઠ નવરોજજી જમશેદજી વાડીઆનાં મરણ વખતે તેમની યાદગારીનું જે ફંડ ઉભું કીધું હતું તેમાં ભરાયલા રૂ૧૪૫૨૯) તેમાં નાણાં ભરનારાઓના ઠેરાવ મુજબ ઈ૦ સ૦ ૧૮૬૧ ના જુલાઇ માસમાં એ ફંડમાં ઉમેરી તેનું નામ "વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજીની યાદગારીનું ગોદીનાં માણસોની પેનશનનું ફંડ" કરી રાખ્યું હતું, જેને લગતી વીગત હવે પછી જોવામાં આવશે.

[2] બામ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૪ મી ફેબરવારી ૧૮૫૯.

શેઠ એદલજીની આ નવી નેમણુક બાબે તા૦ ૨૮ મી ફેબરવારી ૧૮૫૯ નાં "બામ્બે ગેઝેટ" માં લખેછે કે:—

"We are glad to find that Mr. Eduljee Rustomjee, who was until lately employed on special duty in the Alienation Department, has been vested with the powers of a Deputy Collector and Magistrate in the Broach Collectorate. He is a young man of considerable intelligence and experience, and we have no doubt he will prove himself equal to his new and more elevated position. Mr. Eduljee was an *alumni* of the Elphinstone College, and distinguished himself in his scholastic career, and latterly he was a reporter to the *Bombay Gazette* Office, and discharged his duties in that capacity so ably as to arrest the attention of Captain Cowper, of the Inam Commission, who secured his services in that department, until promoted to the office he is now about to fill.

[Bombay Gazette, 28th February 1854]

તા૦ ૧ લી મારચ.

એ૦ કાવશજી નશરવાંનજી કાંગાએ "પાક ઓરદેહ અવસતા, તેની પેહેલવી માએની સુધાં" નું એક પુસ્તક છપાવી પ્રગટ કીધું હતું.[૧]

તા૦ ૨ જી મારચ.

રોજ ૯ માહા ૬ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મઉ મધે અંજુમનના ખરચથી એક દરેમેહર બંધાવી તેમાં જશનનાં આફરીંન પરહાવ્યા હતા.[૨]

તા૦ ૩ જી મારચ.

આજ દીને અતરેથી ઉપડી ગએલી ચાનની મેલ સ્ટીમર "કારથેજ" માં શેઠ પોંહચાજી પેસ્તનજી દોસાભાઈ હરજીનાં ધણીઆંની બાઈ પીરોજબાઈ પોતાના ખાવંદ સાથે શીંકાપોરની મુસાફરીએ ગયાં હતાં.[૩]

તા૦ ૫ મી મારચ.

રોજ ૧૨ માહ ૭ (કદ૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—જાંગીરશાહ અરદેસર બેહરામંદખાન—ઉમર વર્ષ ૨૩) સુરતવાલા મરહુમ ખાંનસાહેબ અરદેસર ધનજીશાહ બાહદુરના દીકરા. એવણ પોતાના બાપ કાકાના જેવા ચંચલ દીસતા હતા, તથા બાપનાં મરણ પછી તેમની જાગીરો વગેરે મેલવવાનાં કામમાં ગુંતાયા હતા, પણ આટલી ટુંક ઉમરમાં મરણ પામવાથી એમના નામીચા બાપ કાકાઓની ઓલાદનો અંત આવ્યો હતો.[૪]

તા૦ ૧૫ મી મારચ.

શેઠ નશરવાંનજી નવરોજજી મોદીને લખનોર મધે ત્યાંની પોલીસના ડેપ્યુટી શુપરીન્ટેંડંટ નેમ્યા હતા.[૫]

તા૦ ૧૯ મી મારચ.

મસ્કતના ઇમામને માટે મજગાંમની ગોદીમાં શેઠ ખરશેદજી રુસતમજી વાડીઆનાં ઉપરીપણાં હેઠલ બાંધેલી એક નવી સ્ટીમર "સીકંદરશાહ" ને પાણીમાં ઉતારવાની ક્રિયા આજ દીને કામોડોર વેલસલીની બેટી મીસ વેલસલીએ એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી.[૬]

તા૦ ૨૧ મી મારચ.

આએ વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી પેહલીવારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ખુની જડજ સર માથયુ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા—[૭]

શેઠો બહમનજી જીજીભાઈ, નશરવાંનજી મનચેરજી વાડીઆ, ડોસાભાઈ ફરામજી કામાજી, એદલજી રુસતમજી સુનાંવાલા, હોરમજજી બનજીભાઈ ધીઆતા.

---

૧ "પાક ઓરદેહ અવસતા, તેની પેહેલવી માએની સુધાં. નોશારીની જરતોશતી મદરેશામાં તથા બીજી પેહેલવી નીશાલોમાં શીખવવાને માટે. છપાવી પરગટ કરનાર, એરવદ કાવશજી નશરવાંનજી કાંગા, નોશારીની જરતોશતી મદરેસાના મુનશી. મુંબઈ, દફતર આશકારા છાપાખાંનાં મધે છાપીછે. શાને ૧૨૨૮ એજદેજરદી. શાને ૧૮૫૯ ઇશવી."

૨ આ દરેમેહર પરઠાયાનો દાહડો વાર પુણાંવાલા ખાંનબાહદુર દસતુર હોશંગજી જામાસપજી જામાસપ આશાનાએ મેલવી આપ્યોછે.

૩ મુંબઈના ચાબુક, તા૦ ૪ થી મારચ ૧૮૫૯.

૪ એવણનાં મરણ પછી નામદાર સરકારે એમના બાપ મરહુમ ખાંનસાહેબ અરદેસર બાહદુરની કીમતી નોકરીઓ ધીઆંનમાં લઈ ઈ૦ સ૦ ૧૮૬૦ થી તે મરનારનાં વીધવા-બાઈ આવાંબાઈ તે સુરતવાલા મરહુમ શેઠ હોરમજજી ભીખાજી મોદીનાં દીકરીને દર માસે રૂ૫૦) તથા એવણનાં વીધવા બાઈ ડોશીબાઈ તે સુરતવાલા મરહુમ શેઠ એદલજી હીરજીભાઈ વાડીઆનાં બેટીને દર માસે રૂ૨૫) નું પેનશન, તેમજ બંધેને મલી દર માસે રૂ૫૦) નું મોગલાઈ લવાજમ તેમની હૈયાતી સુધી કરી આપ્યું હતું. એ પછી તે સઘળી રકમો મેલવી દઈ ઈ૦ સ૦ ૧૮૬૬ થી બંધે બાઈઓની હૈયાતી સુધી રૂ૧૨૫) નું માસીક લવાજમ આપતું કીધું હતું. ત્યારબાદ ઈ૦ સ૦ ૧૮૭૧ માં મોગલાઈ લવાજમના દર માસે રૂ૫૦) ને બદલે એકદમ રૂ૧૨૦૦૦) નો ઊંચકો આપી તે બંધ કીધું, તથા માલવીના રાજાએ મરહુમ શેઠ ફીરોજશાહને આપેલાં કમલાપોર ગામ પણ સરકારે ખાલસાં કરી તેના બદલામાં દર શાલ રૂ૧૦૦૦) આપતા કરવાથી છેલાં બાઈ ડોશીબાઈને હાલ દર શાલ રૂ૧૯૦૦) નું પેનશન મલેછે. એ ઊપરાંત મરહુમ ખાંનસાહેબ ફીરોજશાહ ધનજીશાહને સરકારે ઈ૦ સ૦ ૧૮૨૨ માં ઇનામમાં આપેલાં છ ગામો મોજે ગેજ, ખુરવેલ, રજવાડાના, ઊંબેર, દેલારવા, અને બાંણોદરા, પણ એ બાઈની અરજ ઊપરથી ઈ૦ સ૦ ૧૮૭૭ માં તેમના ભાઈ તથા વારસ શેઠ શોરાબજી એદલજી વાડીઆનાં નામ ઊપર કરી આપ્યાંછે, કે જેની ઊપજમાંથી બે ભાગ સરકારને આપતાં એક તૃત્યાંસ ભાગ તેમને મલેછે.

૫ બોમ્બે ટાઇમસ, તા૦ ૧૫ મી મારચ ૧૮૫૯.

એની આગમજ એ પારસી ગ્રહસ્થે આઊદ મધે એક પ્રખીઆત છુપાઈ રહેલા લુટારાને તથા એજ શાલના અકટોબર માસમાં લખનો મધે ભરાઈ બેઠેલા ચાર પીંઢારાઓને બાહદુરીથી પકડી કાહડ્યા હતા.

૬ ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૨૧ મી મારચ ૧૮૫૯.

૭ બોમ્બે ટાઇમસ, તા૦ ૨૨ મી મારચ ૧૮૫૯.

તા૦ ૨૮ મી મારચ.

રોજ ૧ માહ ૭ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—નવરોજજી ફરાંમજી મોદ[1]—ઉમર વર્ષ ૫૭) શેઠ ફરાંમજી મનચેરજી મોદના નાહના દીકરા. એવણ પ્રથમમાં શા૦ આતમારાંમ મગનીરાંમની પેઢીમાં હતા; અને તે બાદ પોતાના વડા ભાઈ શેઠ દાદાભાઈ સાથે ચીનનો વ્યાપાર કરતા હતા.

તા૦ ૬ મી આપરેલ.

આજ દીને અતરેના "બાંબે મીકાનીકસ ઈન-સ્ટીટીઊશન" ની વાર્ષિક સભામાં શેઠ બહમનજી ફરાંમજી વારડીનને બાજુનાં પડખાં વગર ચાલતાં વરાળયંત્રની જોડીનો એક નમુનો[2] બનાવવા માટે સરનશીન કોમોડોર વેલસલીએ પોતાને હાથે એક રૂપાનો ચાંદ બેટ આપ્યો હતો.[3]

તા૦ ૧૦ મી આપરેલ.

સુરત મધે જરથોસ્તીઓનાં ફરજંદોને ફારસી, પેહેલવી, તથા જંદ વગેરે ભાષાઓમાં કેળવણી આપવા માટે સારા પાએઆ ઉપર એક મદરેસા ઉભી કરવાનો ઠરાવ કરવાને આજ દીને ત્યાંના આગેવાન જરથોસ્તીઓની એક સભા મળી હતી. સરનશીનની ખુરસી શેઠ એદલજી ખુરશેદજી મોદીને આપવા બાદ સર્વેનાં એકમતથી એવું ઠર્યું કે "જરતોશતી ધીરકાના છોકરાઓને આપણી અસલ જબાંન ફારસી તથા પેહેલવી તથા જંદ શીખવવાને અરથે એક મકતબ કાહાડીને તે મકતબને જેમ બને તેમ મજબુત પાએઆ ઉપર લાવવી આએ સભા ઘણું જરૂરનું જાણે છે અને એ મકતબનું નામ 'સુરતની જરતોશતી ફારસી મદરેસા' રાખવું." તે પછી એ મકતબ ચલાવવા માટે એક પુંજી એકઠી કરવા તથા તેનો વહીવટ ચલાવવા માટે શેઠ એદલજી ખુરશેદજી મોદી, સરનશીન; પીરોજશાહ શાપુરજી કમીસરીવાળા, નાએબ સરનશીન; રતનશાહ પેશતનજી વકીલ, ખજાંનચી; કેખશરૂ હોરમજજી આલપાઈવાળા અને ફરદુનજી જમશેદજી ડાકટર, હેમ મુનશીઓ; તથા દસ્તુર કેખશરૂ દાદાભાઈ, દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબપાહલણના, માણેકજી પેશતનજી પ્રીનસીપાલ સદરઅમીન, હોરમજજી દોરાબજી મામલતદાર, જમાસપજી બેહમનજી ભાવનગરી, નશરવાંનજી ફરદુનજી ચાંટના (કલબવાલા), કુવરજી કાવશજી શમાંબાલા, બેહમનજી કેખશરૂ મોદી, બેહમનજી રૂસતમજી એંટી, બેહમનજી પેશતનજી વીરજીબાહના, રતનશાહ બેજનજી વીઆજખોરા, મનચેરશાહ અસપંદીઆરજી મસીદીઆ, ની એક કારોબાર મંડલી ઠેરવી હતી; તથા એ મકતબનું કામ કેટલીક મુદત સુધી મરહુમ દસ્તુર જમશેદજી બરજોરજી તથા તેમની પછી એ૦ ખુરશેદજી મીનોચેહરજી કટેલીએ મુફત ચલાવ્યું તેમનો; તથા આએ કારણસર ફંડ એકઠું કરવામાં મુંબઈવાળા શેઠો કાવસજી જહાંગીરજી રેડીમની, માણેકજી નશરવાંનજી પીટીટ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અને નવરોજજી ફરદુનજીએ ઘણી તસદી લીધી તેમનો આભાર માની સભા બરખાસ્ત થઈ હતી.[4]

[1] શેઠ દીનશાહ, નશરવાંનજી, અને દારાશાહ નવરોજજી મોદના બાવા. એવણના સૌથી વડા ભાઈ શેઠ રૂસતમજી ફરાંમજી મોદ (શેઠ એદલજી, ડોશાભાઈ, અને ફરાંમજી રૂસતમજી મોદના બાવા) અતરે હકીમું કરતા હતા, તથા બીજા ભાઈ શેઠ દાદાભાઈ ફરાંમજી મોદ ગુજરાત તથા ચીનનો વ્યાપાર મોટા પાયાપર ચલાવતા હતા. તેવણના એકજ દીકરા શેઠ હોરમજજી દાદાભાઈ મોદે પોતાનાં મરણ વખતે પોતાની બાપીકી કેટલીક મીલકત ધર્મ ખાતાંનાં કારણસર એલાહેદી કાહાડી હતી.

[2] The model of a pair of oscillating steam engine worked without side valves.

[3] ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, ૧૨ મી આપરેલ ૧૮૫૯.

[4] શરત ગોફતાર, તા૦ ૨૪ મી આપરેલ ૧૮૫૯.
આએ મદરેસા આજ દીને સારા પાએઆ ઊપર સ્થાપી તેની આગમજ તેની શરૂઆત ઇ૦ સ૦ ૧૮૪૮ માં જમશેદી નોરોજને દીને સુરતનાં શેહનશાહી આતશબેહરાંમની સાંમેનાં ઘરમાં જયાં એ૦ એદલજી ફરાંમજી પાવડીની જરથોશ્તી બાળકોને અવરતા ભણાવવાની નિશાલ હતી તેમાં તે તરફવાલા એ૦ ખુરશેદજી મીનોચેહરજી કટેલીએ કરી પોતે એખલાએ ફારસીનો શબક આપવાનું ચાલુ કીધું હતું. એ બાદ બીજે વર્ષ ફારસીના અભીઆસીઓની સંખીઆ વધવાથી બીબીની વાડી મધેની શેઠ મેહરવાંનજી હોરમજજી ફરેજરવાલી ધર્મશાલામાં તે લઈ ગયા હતા. એ પછી ઇ૦ સ૦ ૧૮૫૫ માં દસ્તુર જમશેદજી બરજોરજી મુંબઈથી સુરત આવ્યાબાદ તેવણે ઊપલી મદરેસામાં જંદ પેહલવી શિખવવાનું પણ દાખલ કીધું, અને પોતે એ૦ ખુરશેદજી કટેલીની સાથે શામેલ થયા. એઓને કેટલાક બેહદીનોએ નાણાં સંબંધી મદદ, તથા શેઠ મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરીએ બાંક વગેરે બીજો સામાન, તથા શેઠ એદલજી કાલાભાઈ પેરીનાએ પોતાના તાબા માહેલું એક મકાન કેટલીક મુદત સુધી વગર ભાડે આપ્યું હતું. વળી એ ખાતાંનો વહીવટ ચલાવવા માટે શેઠો અસપંદીઆરજી કાવસજી મસીદીઆ, ધનજીભાઈ શાપુરજી ડાકટર, બહમનજી પેશતનજી વીરજીભાઈ, બહમનજી રૂસતમજી એંટી, બહમનજી કેખશરૂ મોદી અને રતનશાહ બેજનજી વીઆજખોરા, એઓની એક કમીટી તથા એ૦ મનચેરજી બેહરાંમજી ગેતુને શેક્રેટરી ઠેરવ્યા હતા. એ બાદ થોડાક માસમાં દસ્તુર જમશેદજીનું મરણ નીપજવાથી એ મદરેસા બંધ પડવાની અણીપર આવી હતી, પણ એ૦ ખુરશે-

તા૦ ૧૪ મી આપરેલ.

રોજ ૨૨ માહ ૭ (શે૦) ૧૨૨૮ યજદેજરદી.

**મરણ**—સર જમશેદજી જીજીભાઈ બારોનેટ—(ઉમર વર્ષ ૭૬) નવસારીવાલા શેઠ જીજીભાઈ ચાંનજીભાઈ વાછાના નાહના દીકરા. એવણુ એક ગરીબ માબાપને પેટે અવતરી પોતાની જાતી બુદ્ધિ તથા ખુબી દીલગુરદાથી આખી પારસી કોમના વડા અકાબરને દરજજે પોંહચ્યા હતા. પ્રથમમાં એવણુ પોતાની નાહની વયમાં મુંબઈ આવી પોતાના મામા તથા સસરા શેઠ ફરાંમજી નશરવાંનજી બાટલીવાલાની ખાલી બાટલીઓ વેચવાની દુકાંન પર રહ્યા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૭૯૯ માં પેહલ-વેહલા પોતાના મશીઆઈ શેઠ મેહરવાંનજી માણેકજી તાબાકના હાથ હેઠલ મેહતાગીરી કરવાને ચીન ગયા હતા. ચીનની એ તથા એની પછીની એક બીજી સફરથી એવણે વ્યાપાર સંબંધી ઘણીએક માહીતગારી મેલવી હતી, અને ઈ૦ સ૦ ૧૮૦૨ થી પોતાના સસરા શેઠ ફરાંમજી સાથે ભાગમાં ચીનનો વ્યાપાર કરવા માંડયો હતો. પોતાના આ વ્યાપારને માટે એવણે ફરી એજ શાલમાં ચાનની મુસાફરી બિજીવાર કીધી હતી, અને ત્યાંથી પાછા ફરતી વેળાએ ઇંગ્રેજ તથા ફ્રેંચ સરકાર વચ્ચે લડાઈ ચાલતી હોવાથી એવણુ જે બારકસમાં સવાર થયલા હતા તેને બેંગાલ સમુદ્રમાં ફ્રેંચ વાવટાનાં એક બારકસ સાથે લડાઈ થઈ, જેમાં ઇંગ્રેજો જીતવાથી એવણુ વાલું બારકસ સહીસલાંમત મુંબઈ આવી પુગ્યું હતું. મુંબઈ આવ્યા પછી વળી ઈ૦ સ૦ ૧૮૦૩ ના ફેબરવારી માસની કોટની મોટી આગમાં એવણનો કેટલોક માલ બળી ગયાથી મોટું નુકસાંન ગયું હતું. એ પછી પાછા ચોથીવાર તા૦ ૩૦ મી જુન ૧૮૦૫ ને દીને વાહણ "બરનસ્વીક" માં સવાર થઈ એવણુ ચીન ગયા હતા. તે વખતેમી "પોઇંટ ડી. ગૌલ" આગલ એવ-ણુનાં બારકસને ફ્રેંચોનાં બે લડાઈનાં બારકસોએ જપત કીધું, અને સઘળા ઉતારૂઓને લડાઈના બંધવા દાખલ પકડી "કેપ-ઓફ-ગુડ-હોપ" ખાતે લઈ ગયા, જયાં તેઓને ફકત પેહરવાનાં કપડાં આપી છોડી દીધા, અને ઘણી મુસીબતે એઓ એક વલંદાનાં વાહણમાં બેસી તા૦ ૫ મી ડીસેમબર ૧૮૦૫ ને દીને કલકતે આવી પુગા હતા.[१] ત્યાંથી ચીન જઈ અતરે પાછા આવી ફરી છેલ્લા ઈ૦ સ૦ ૧૮૦૭ માં ચીનની એક સફર કીધી હતી, અને ત્યારબાદ પોતાનું મથક મુંબઈમાંજ રાખીને મોટા પાયા પર આડતીઆઓ સાથે વ્યાપાર ચલાવવા માંડયો હતો. એ વ્યાપાર બંગાલ, મદરાજ, સુમાતરા, સીંગાપોર, શીઆમ, વગેરેના પશ્ચિમ કોસ્તાઓ, તથા ચીન અને ઇંગલાંડ સાથે ટુક મુદતમાં ઘણો વધારી મેલ્યો હતો, અને ૧૮૧૪ માં "ગુડ સકસેસ" નામનું ૫૫૦) ટણનું એક વાહણ પોતે ખરીદયું હતું. ૧૮૧૮ માં શેઠ ફરાંમજી બાટલીવાલાનાં મરણથી પોતાની સાથે શા૦ મોતી-

---

દજી કરેલીએ તે કેટલીક મુદત સુધી પોતાને ખરચે કાંઇપણ નફાની હાંસલ વગર ચાલુ રાખી હતી. એ બાદ ઇ૦ સ૦ ૧૮૫૬ માં શેઠ કાવશજી જંગીરજી રેડીમની સુરત આવ્યા તે વેળાએ ઊપલી કમીટીએ એ કામમાં તેમની મદદ માંગવાથી તેવણે મુંબઇ જઇ પોતે તથા પોતાનાં દોસ્તો મલી રૂ૧૧૦૦) ની રકમ એ કામ ચાલુ રાખવા કીજે ભેટ મોકલી હતી.

એ પછી ઊપર મુજબ સભા ભરી એ મદરેસાનો વહીવટ બરાબર કાએદાસર ચલાવવાને કારોબાર મંડલી મુકરર કીધી હતી, જેમાં પેહલે દીને કેડવેલા ગ્રહસ્થો ઊપ-રાંત શેઠો પેશતનજી બરજોરજી એંટી, બેહરાંમજી માણેકજી વાડીઆ, બેહરાંમજી પેશતનજી ડાકટર, બેહરાંમશાહ ડોશાભાઇ પારખ, માણેકજી કાવશજી એંટી, અને દસ્તુર અસપંદીઆ-રજી ફરાંમજી રબાડી અવારનવાર શામેલ થયા હતા; તથા પ્રથમ કેડવેલા શેક્રેટરીઓની પછી કેટલુંક સુધી શેઠો માણેકજી કાવશજી એંટી અને દીનશાહ અરદેસર તાલે-યારખાંએ શેક્રેટરીઓનું કામ ચલાવ્યું હતું. એ મદરેસાનાં ફંડમાં મુંબઇના ઘણાક જરથોસ્તી ગ્રહસ્થોએ એ૦ ખુર-શેદજી મીનોચેરજી કરેલીની મારફતે નાણાંની રકમો ભરી હતી તે પ્રથમમાં શેઠ માણેકજી નશરવાંનજી પીટીટ અને તેમની પછી શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ વસુલ કરી સુરત ખાતે પોંહચતી કીધી હતી.

એ બાદ ઈ૦ સ૦ ૧૮૬૨ માં શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇ સુરત ગયા તે વખતે ત્યાંના જરથો-શ્તીઓએ એ મદરેસાને પુખ્ત પાયા ઊપર લાવવાને તેમને અરજી કીધાથી તેવણે મુંબઇ જઇ ઇ૦ સ૦ ૧૮૬૫ માં એ ફંડની બાકી કે જે તે વખતે રૂ૨૨૭૧ાા૧૮ ની; તેમજ એ ફંડ મધે શેઠો દાદાભાઇ, ધનજીભાઇ, ખુરશેદજી, અને દોરાબજી નશરવાંનજી કામાજીએ પોતાનાં માતાજી મરહુમ બાઇ શુનાંબાઇ તે શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીંધવાનાં પુનને માટે આપેલી રૂ૧૦૦૦) ની, તથા શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે આપેલી રૂ૫૦૦) ની, તથા શેઠ દીનશાહજી માણેકજી પીટીટે આપેલી રૂ૫૦૦) ની મલી રૂ૨૦૦૦) ની અનામત નોટો; મલી જુમલે રૂ૪૨૭૧ાા૧૮ ની પુંજી પોતાને હસ્તક લઇ તેમાં પોતાની તરફથી બીજા રૂ૬૦૦૦) ઊમેરી કુલે રૂ૧૦૨૭૧ાા૧૮ ની રકમ તા૦ ૨૭ મી નવેમબર ૧૮૬૫ ને દીને મુંબઇની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓના સ્વાધીનમાં જુદું ખાતું પડાવી સોંપી હતી, અને તેનું વ્યાજ દર શાલ એ મદરેસાનાં કારણસર સુરત મધેનાં ધરમનાં ફંડના માનેજરો ઊપર મોકલવાનો બંદોબસ્ત કીધો હતો. એ મુજબ હજુ-સુધી એ મદરેસાનો ખરચ ઊપલી રકમનાં વ્યાજ મધેથી ચલાવવામાં આવેછે, અને હાલ તેની પુંજી રૂ૧૦૭૫૮) છે.

[१] આ વેળાએ એવોએ ખમેલી મુસીબતનો અહેવાલ આ પુસ્તકને સફે ૧૦૩-૫ મે આવેલોછે.

ચંદ અમીચંદ અને તે બાદ નાખોદા મહમદઅલી રોગેને ભાગીઆ કરી "જમશેદજી જીજીભાઈની કુંપની" નાં નામથી વ્યાપાર ચલાવી ૧૮૧૯ માં "શાહ બેહરામગોર" તથા ૧૮૨૧ માં "બોમ્બે કાસ્ટલ" નામનાં વાહણો ખરીદયાં હતાં, તેમજ ૧૮૨૨ થી મીશીઅરસ રીમીંગટન કાફરડની કુંપનીની શાનમાં પણ વ્યાપાર ચલાવી "ફોરટ વીલ્યમ" તથા "ચારલોટ" નામનાં બે મોટાં વાહણો ખરીદયાં હતાં. એ ઉપરાંત પછવાડેથી બીજાં ઘણાંક વાહણો પોતાને હીસાબે ફરતાં રાખ્યાં હતાં. તા૰ ૨૨ મી અક્ટોબર ૧૮૩૫ ને દીનથી પોતાના વડા દીકરા શેઠ ખરશેદજી તથા શેઠ ફરદુનજી શોરાબજી પારખને પોતાની સાથે શામેલ કરી "જમશેદજી જીજીભાઈના છોકરાઓની કુંપની" ને નામે પેહડી ચાલુ કીધી હતી, અને તેમાં ૧૮૪૪ માં પોતાના બીજા દીકરા શેઠ રૂસતમજીને તથા ૧૮૪૯ માં નાહના દીકરા શેઠ શોરાબજીને દાખલ કરી પોતે એકાંત જીંદગી ગુજારી હતી. ઉપલા મોહલા વ્યાપારથી એવણ ટુંક મુદતમાં એક અજાયબ જેવી મોટી દોલતના ધણી થયા હતા. આ દોલત પોતાને એખલાને માટે નથી એવા મજબુત ઠેરાવથી તેનો મોટો ભાગ એવણે સખાવતનાં કામોમાં— અને તે પણ નાતજાતનો તફાવત રાખ્યા વગર સર્વે મનિસોનીના ફાયદા માટે, આપ્યો હતો.

એવણની સખાવત તથા જાહોજલાલીની શરૂઆત ઈ૰ સ૰ ૧૮૨૨ થી થાયછે. એ શાલના ફેબરવારી માસમાં પોતાના વડા દીકરા શેઠ ખરશેદજીનાં લગનની ખુશાલીમાં એવણે મુંબઈની દેવાંની તુરંગ મધેના કેટલાક બંધવાઓને તેમનું કરજ આપી છોડવ્યા હતા, તથા નામદાર ગવરનર માઉન્ટ સ્ટુઅરટ એલફીનસટન અને બીજા મોટે વાઘેના અંગ્રેજોને એક જીયાફત આપી હતી.

ઈ૰ સ૰ ૧૮૨૩ માં એવણે સુરત મધે રૂસતમપરામાં મંછેરના મોહલામાં એક દરેમેહર બંધાવી પરઠાવી હતી. એજ શાલમાં એવણને મુંબઈની આગલી પારસી પંચાતના એક અગ્રેસર તથા તેની પુંજીના પેહલવેહલા તરસ્ટી નેમ્યા હતા. વળી એજ શાલમાં અતરેની "નેટીવ સ્કુલ બુક એન્ડ સ્કુલ સોસાઈટી" તથા ૧૮૨૭ થી "નેટીવ એજ્યુકેશન સોસાઈટી" નાં એવણ અધીકારી ઠર્યા હતા.

ઈ૰ સ૰ ૧૮૨૫ માં સુરતની પરગણાનાં અરાજણ ગામમાં એવણે એક દરેમેહર બંધાવી પરઠાવી હતી.

ઈ૰ સ૰ ૧૮૨૮ થી એવણે મુંબઈ મધે વર્ષનાં છેહે બાહંબારની નેઆત પોતાને ખરચે કરવી શરૂ કીધીહતી.

ઈ૰ સ૰ ૧૮૩૨ માં એવણે બંગાલ ઈલાકામાં આવેલાં બાલાસોર ગામમાં દુકાલથી પીડાતા લોકોને માટે અતરેથી મદદ મોકલી હતી, તથા મોટે ખરચે એક કુવો બંધાવ્યો હતો.

ઈ૰ સ૰ ૧૮૩૩ માં પુણાં અને અહમદનગરની વચમાં "કારે" નામનાં ગામમાં પાણીની તાણ પડવાથી એક મોટો કુવો તથા એજ શાલમાં બાઠાં ગામની ખારી ઉપર બે મોટા પુલ બંધાવ્યા હતા.

ઈ૰ સ૰ ૧૮૩૪ માં એવણે મુંબઈનાં કોટકોટ પોતાને રેહવાનું એક મોટું મકાન બંધાવ્યું તેનાં મુહરતની ક્રિઆમાં નામદાર ગવરનર અરલ ઑફ કલેર તથા સર્વે મોટે વાગેનાં અંગ્રેજો શામેલ થયા હતા. એજ શાલમાં મુંબઈની સરકાર તરફથી ઠરેલા પેહલવેહલા ૧૨) દેશી સુલેહના અમલદારોમાં એવણ એક હતા. વળી એજ શાલમાં મુંબઈ મધે પાંજરાપોલ તથા "ડીસ્ટ્રીક્ટ બેનીવોલંટ સોસાઈટી" સ્થાપવામાં એવણે મોટી આગેવાની લીધી હતી.

ઈ૰ સ૰ ૧૮૩૫ માં અતરે પેહલવેહલી સ્થાપેલી "સેવીંગ બેંક" નાં એવણને સરકાર તરફથી એક ડાએરેક્ટર તથા એલફીનસટન કાલેજની કમીટીના એક અધિકારી નેમ્યા હતા. એજ શાલમાં મુંબઈના નામદાર ગવરનર અરલ ઑફ કલેરને પોતાને વતન જતી વેળાએ એવણે પોતાને મકાને બોલાવી એક બૉલ આપ્યો હતો, તેમજ મુંબઈ મધે "બોમ્બે નેટીવ ડીસ્પેનસરી" નામનું એક ધર્મનું દવાખાનું ઉઘાડવામાં આગેવાની લીધી હતી.

ઈ૰ સ૰ ૧૮૩૬ માં પોતાનાં બે દીકરાઓ શેઠો રૂસતમજી અને શોરાબજીનાં લગનની ખુશાલીમાં નામદાર ગવરનર સર રાબરટ ગ્રાંટને પોતાને મકાને બોલાવી એક બૉલ આપ્યો હતો. એજ શાલમાં અતરેની માશીઅરસ રીમીંગટન કુંપનીના ભાગયાઓએ લંડનથી એવણને માટે એક કીમતી રૂપાંની "ટીસ ઑફ પ્લેટ" ભેટ મોકલી હતી. વળી એજ શાલમાં એવણના ભાગયા શા૰ મોતીચંદ અમીચંદ મરણ પામવાથી તેમની યાદગારી માટે એવણે રૂ૩૦૦૦૦) ની રકમ આપી ગુજરાતનાં આંધલા લુલા તથા નાચાર હિંદુઓની પરવરસી કરવા માટેનું એક ધર્મખાતું ઉભું કીધું હતું.

ઈ૰ સ૰ ૧૮૩૭ માં સુરત મધે લાગેલી ભયંકાર આગમાં નુકસાન પામેલાઓને વેંહચી આપવા થકી એવણે પોતાને ખરચે અનાજ તથા કપડથી ભરેલું એક ખાસ વાહણ તે તરફ મોકલ્યું હતું, તેમજ અતરે એ કારણસર થયલાં ફંડમાં મોટી રકમ ભરી હતી, તથા એ ફંડનાં વધેલાં નાણાંના પારસીઓને ફાલેના રૂપીઆનું આગેવાની લઈ સુરતના ગરીબ પારસીઓના લાભનું ધર્મખાતું સ્થાપ્યું હતું.

ઈ૰ સ૰ ૧૮૩૮ માં મુંબઈના મરહુમ ગવરનર સર રાબરટ ગ્રાંટની યાદગારી માટે "ગ્રાંટ મેડીકલ કાલેજ" સ્થાપવા માટેનું ફંડ ઉભું કરવામાં એવણે આગેવાની લીધી હતી, તથા તેને લગતી સર્વે ગોઠવણો કરવાને સર-

કારે નેમેલી કમીટીમાં એઓના એવણ દેશી અધિકારી હતા. એજ શાલમાં મુંબઇ મધે નવું દાખ્મું બાંધવા માટે ઉભાં થયલાં ફંડમાં એવણે પોતાનાં કુટુંબને નામે રૂ૧૨૨૪૦) ભર્યા હતા, તથા પુણાંની પાસે આવેલાં વડ ગાંમ તેમજ ખંડાલા મધે મુસાફરોના ઉતારાને કીજે ધર્મશાલાઓ બંધાવી હતી.

ઈ૦ સ૦ ૧૮૩૯ માં પોતાનાં બાહિરકોટનાં જુનાં રેહવાનાં ઘરની સાંમે જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાનો એક વાડીબાગ બંધાવી તા૦ ૨૦ મી ફેબરવારીને દીને ખોલ્લો મુકયો હતો, તથા તે વખતે રૂ૧૬૮૫૦૦) નું એક ધર્મખાતું કાઢી તેનાં બ્યાજમાંથી મુંબઈ, ઉદવારા, નવસારી, અને સુરત ખાતે જાથુક દર ચાહંબારની નેઆત કરવાનો બંદોબસ્ત કીધો હતો.

ઈ૦ સ૦ ૧૮૪૦ માં મુંબઇના નામદાર ગવરનર સર જે. આર. કરનાકને પોતાનાં કોટનાં ઘરમાં બોલાવી એક બૉલ, તથા આફગાંનીસતાંનની લડાઈ જીતી આવેલા સરદાર લારડ કીનને માહલક્ષમીનાં બંગલાંમાં બોલાવી એક ખાણું આપ્યું હતું.

ઈ૦ સ૦ ૧૮૪૧ માં પુણાં મધે વર્ષના છેહે ચાહંબારની નેઆત કરવાને દર શાલ રૂ૫૦૦) તથા ત્યાંના નાચાર જરથોસ્તીઓને આસરો આપવાને રૂ૧૦૦૦૦) ની રકમ બેટ આપી હતી. એજ શાલમાં ચીનની નામીચી મીશીઅરસ જારડીન માથીસનની કુંપનીના ભાગીયા મીં૦ જારડીને લંડનથી એવણને માટે એક કીમતી રૂપાંની "પીસ ઑફ પલેટ" બેટ મોકલી હતી.

ઈ૦ સ૦ ૧૮૪૨ માં એવણને અતરે સ્થાપેલી "બોરડ ઑફ એજ્યુકેશન" ના પેહલવેહલા એક દેશી અધિકારી તથા બિઅંક બેંકના દેશી ડાએરેકટર તરીકે નેમ્યા હતા. એજ શાલના જાનેવારી માસમાં માહરાંણી વિકટોરીઆને પેટે પાટવીકુવર (પ્રીનસ ઑફ વેલ્સ) નો જન્મ થવાની ખબર મુંબઈ આવતને વાર તેની ખુશાલીમાં એવણે અતરેની તુરંગમાં નાખલાં દેવાને માટે કેદ પડેલાઓનું રૂ૩૦૦૦) સુધીનું દેવું આપી તેમને છુટા કરાવ્યા હતા. એજ શાલમાં એવણની સખાવત તથા પરોપકારીપણાને માટે ઈંગલાંડથી માહરાંણી વિકટોરીઆએ એવણને "નાઈટ હુડ" નો ખેતાબ બખશયો હતો. હિંદુસ્થાંનના દેશીઓમાં પેહલવેહલો આ માન ભરેલો ખેતાબ એવણનેજ મલ્યો હતો, અને તેની પાદશાહી મોહર સુધાંની સનદ એવણને તા૦ ૨૫ મી મેએ ૧૮૪૨ ની રાતનાં અતરેના આકટીંગ ગવરનર હાનરેબલ જે. ડબલ્યુ. આનડરસને પરેલનાં સરકારી મેહલમાં એક મોટા મેલાવડાની હજુરમાં અનાયત કીધી હતી. આ બનાવની યાદગારીમાં અતરેનાં જરથોસ્તીઓએ એવણ તરફનાં માનની નિશાંન દાખલ પોતપોતામાં રૂ૧૬૮૪૯) એકઠા કરી "સર જમશેદજી જીજીભાઈ ત્રાંનસલેશન ફંડ" ઉભું કીધું હતું, તથા તા૦ ૧૫ મી જુને એવણનાં મજગાંમવાલા બંગલામાં એક મોટી મીજલસ ભરી મુંબઈની પારસી કોમ તરફનું મુબારકબાદીનું માનપત્ર આપ્યું હતું; તેમજ પુણાં, અહમદનગર, સેતારા, જાલના, ઔરંગાબાદ, અને હૈદરાબાદના પારસીઓએ પણ એવણ ઉપર મુબારકબાદીનાં માનપત્રો મોકલ્યાં હતાં, જે સઘળાંનો જવાબ આપતાં એવણે પારસીઓના લાભનું રૂ૩૦૦૦૦૦) ત્રણ લાખનું એક ધર્મખાતું સ્થાપવાની ઇછા જણાવી હતી, જે સાંભલી સઘળા હાજર થયલાઓ અજાયબ થઇ ગયા હતા. એ ઉપરાંત એવણ ઉપર સુરત, નવસારી, ઉદવારા, ભરૂચ, બીલીમોરા, વલસાડ, ગંદેવી, અંકલેસર, દમણ, અને નારગોલના જરથોસ્તીઓએ પણ મુબારકબાદી તથા ખુશાલીનાં માન પત્રો મોકલ્યાં હતાં; તેમજ એ બનાવની ખુશાલીમાં શેઠ ફરામજી કાવશજી બનાજી અને ખરશેદજી કાવશજી બનાજીએ એવણને મોટા પાયાપર બે જુદી જુદી જીયાફતો આપી હતી. વળી એજ શાલમાં ઇંગલાંડ મધે હાંમબરગ ખાતે લાગેલી મોટી આગથી નુકસાંન પામેલાઓનાં ફંડમાં એવણે રૂ૬૦૦૦), તથા પુણાંની બાડી ઉપર પૂલ બાંધવાનાં ફંડમાં રૂ૩૫૦૦) અતરેથી મોકલ્યા હતા. એજ શાલની તા૦ ૧૫ મી ડીસેમબરે મુંબઇના નામદાર ગવરનર સર જારજ આરથરે પરેલના સરકારી મેહલમાં એક દરબાર ભરી એવણને માહરાંણી તરફથી મોકલેલો એક સોનાનો ચાંદ બેટ આપ્યો હતો.

ઈ૦ સ૦ ૧૮૪૩ ની તા૦ ૩ જી જાનેવારીએ એવણે બાંઅેબલે હાસપીટલ બાંધવાનું શરૂ કીધું હતું તેનો પાયો મોટી ધામધુમ તથા ફ્રીમેશનરીની ક્રીઆ સાથે નખાયો હતો. એજ શાલમાં એવણે ગવરનર આરથરને પોતાને મકાંને બોલાવી એક મોટી જીયાફત આપી હતી, તથા "માજદીઅસની દીનનો તાબેદાર—એક બંદે ખોદા" એવું નામ રાખી "ખોદાયેએ પંનચાત" નામની ચોપડી પ્રગટ કીધી હતી.

ઈ૦ સ૦ ૧૮૪૪ માં એવણે કલકતા ખાતે "પેરનટલ આકેડેમીક ઇનસ્ટીટીઉશન" નામનાં કેળવણી ખાતાંનાં ફંડમાં અતરેથી રૂ૨૦૦૦) મોકલ્યા હતા, તથા ગંદેવી, બીલીમોરા, મહુવા, વગેરે ગામોમાં જરથોસ્તીઓને સરઅવસરે વાપડવાને મોટી રકમનાં ત્રાંબાનાં વાસણો બનાવી મોકલ્યાં હતાં. એજ શાલમાં એવણે પુણાં મધે આદરાંનની એક દરેમેહર બંધાવી તે તા૦ ૨૬ મી નવેમબરે પરકાવી હતી.

ઈ૦ સ૦ ૧૮૪૫ માં એવણે પોતાનાં ધણીઆંના લેડી આવાંબાઇનાં નામથી માહીમ અને વાંદરા વચેની

બાર્ગીપર રૂ૧૫૫૮૦૦) સરકારમાં આપી એક મોટો પૂલ બંધાવી તે તા૦ ૮ મી આપરેલે નામદાર ગવરનર સર જારજ આરથર પાસે ખોલ્લો મુકાવ્યો હતો, તેમજ તા૦ ૧૫ મી મેએ એવણની રૂ૧૬૪૧૨૫) ને ખરચે બંધાવેલી "સર જમશેદજી જીજીભાઈ હાસ્પીટલ" પણ એજ નામદાર ગવરનરે ખોલ્લી મુકી હતી. એજ શાલના જુન માસમાં એવણે નામદાર માહરાંણી વિક્ટોરીઆને માટે અતરેથી ચાર આરબી ઘોડા ભેટ મોકલ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૪૬ માં આએરલાંડ મધે પેટેટાનો પાક બગડવાથી પડેલા દુકાલનાં ફંડમાં એવણે મોટી રકમ મોકલી હતી. એજ શાલમાં માહીમ મધે બજારથી તે લેડી જમશેદજીનાં પૂલ સુધી જવાનો જમણી બાજુપરનો પાકો રસ્તો રૂ૨૨૦૦૦) ખરચી બંધાવ્યો હતો, તથા વાંદરા મધે ગોરબંદર તરફ જવાનાં રસ્તા ભણીનો મોટો તલાવ રૂ૬૦૦૦) ખરચી ઉંડો ખણાવ્યો હતો.

ઇ૦ સ૦ ૧૮૪૭ માં એવણે મુંબઇની ડીસટ્રીક્ટ બેનીવોલંટ શોશાઇટીને માટે બાંઆખલા અને બેલાસીસ રોડનાં રસ્તાની વચ્ચે એક મોટી ધર્મશાલા રૂ૭૫૮૦૩) ખરચીને બંધાવી તા૦ ૧૧ મી મેએને દીને નામદાર ગવરનર સર જારજ રસલ ક્લારકને હાથે ખોલ્લી મુકાવી હતી, તથા એ મંડલીનાં ફંડમાં પોતાની તરફથી રૂ૫૦૦૦૦) અને લેડી જમશેદજીની તરફથી રૂ૨૦૦૦૦) ભેટ આપ્યા હતા. એજ શાલમાં એવણે ક્લાસટીમાં આવેલાં એરલા પારલાનો પૂલ બાંધવા માટે સરકારમાં રૂ૮૦૦૦) આપ્યાહતા.

ઇ૦ સ૦ ૧૮૪૮ માં અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં એવણે પોતાનાં નામનું એક બુક ફંડ સ્થાપવા રૂ૧૦૦૦૦) તથા પ્રાઇઝ સ્થાપવા રૂ૫૦૦૦) સરકારમાં આપ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૪૯ માં મુંબઇના નામદાર ગવરનર લારડ ફાકલંડને એવણે એક બોલ આપ્યો હતો, તથા ગરીબ યુરોપીયન પેનશનરોના આશરાને માટે ઇંગ્રેજોએ ઉભાં કરેલાં ફંડમાં રૂ૫૦૦૦) ભરયા હતા. એજ શાલમાં એવણે પોતાની તરફથી રૂ૩૦૦૦૦૦) ની રકમ તથા બંગાલ બેંકના ૧૫ શેરો, તથા લેડી જમશેદજીની તરફથી ૫), અને મુંબઇની પારસી પંચાતની પુંજીનાં ૩૫) મલી ૫૫) શેરો કે જેની કીમત તે વખતે રૂ૩૬૮૫૦૦) હતી તે સરકારને તરરટમાં આપી તેનાં બ્યાજ મધેથી પારસીઓનાં લાભને માટેનું "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનિસ્ટીટીઉટ" નું ધર્મખાતું સ્થાપ્યું હતું. નવસારી મધે એવણે "જમશેદ બાગ" નામની એક કુશાદે ધર્મશાલા તથા બીજી એક ધર્મશાલા અમદાવાદ મધે અડાલ ગામમાં એજ શાલમાં બંધાવી હતી.

ઇ૦ સ૦ ૧૮૫૦ માં વડોદરાના માહરાજા ગણપતરાવ ગાયકવાડ મુંબઇ આવ્યા તે દરમીઆન એમની મોલાકાતે આવ્યાથી એવણે માહરાજા તથા તેની રાંણીઓને જવાહેરાત, શાલ ડોશાલા, તથા કેટલીક કીમતી હડીઓ મલી રૂ૧૦૦૦૦૦) એક લાખની કીમતનું નજરાણું ભેટ આપ્યું હતું. એજ શાલમાં એવણ નવસારી ગયા તે વેળાએ ત્યાંના ગરીબ જરથોસ્તીઓના લાભને માટે રૂ૬૨૫૦૦) તથા સુરતના ગરીબ જરથોસ્તીઓના લાભને માટે રૂ૧૨૫૦૦૦) નાં "સર જમશેદજી જીજીભાઈ સુરત એન્ડ નવસારી ચારીટી ફંડ" ને નામે બે ધર્મખાતાં સ્થાપ્યાં હતાં, તથા વડોદરા અને અમદાવાદમાં બાહેરગામનાં રવાંનોને માટે નાવજાં દોખમાં બંધાવ્યાં હતાં, તેમજ સુરત મધે પારસીઓનાં બરચાંઓને માટે ચાર જુદી જુદી નિશાલો ઉઘાડી હતી. વળી પુણાંના લોકોને પાણી પોંહચતું કરવાને એવણે સરકારમાં રૂ૧૭૩૦૫૦) આપી બંધાવેલું "સર જમશેદજી બંડ એન્ડ વાટર વરકસ" આએ શાલ તૈયાર થવાથી તે તયાંની રૈયતને વાપડવાને ખોલ્લું મુકયું હતું.

ઇ૦ સ૦ ૧૮૫૧ માં એવણે બાંઆખલે પોતાની હાસ્પીટલની પડોસમનો ડોકનો તલાવ રૂ૨૩૦૦૦) ખરચી પોહલો કરી ઉંડો ખણાવ્યો હતો, તથા એ હાસ્પીટલની પડોસમાં એક સુવાવડખાંનું બાંધવાને જમીનનો કટકો તથા રૂ૧૫૦૦૦) ની રકમ ભેટ આપી હતી. વળી એજ શાલમાં એવણે મુંબઇનાં પાંજરાપોલના વાહીવટ વિષે એક ચોપાંનયું છપાવી પ્રગટ કીધું હતું.

ઇ૦ સ૦ ૧૮૫૨ માં મુંબઇ મધે સ્થાપેલાં "સેલરહોમ" નાં ફંડમાં એવણે રૂ૬૦૦૦) ભરયા હતા, તથા તે ખાતાંના એવણને "વાઇસ પેટરન" ઠેડવ્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૫૩ માં નવસારી મધે મલેશર ફળીઆમાં આદરાંનની એક દરેમેહર બંધાવી તે તા૦ ૧૪ મી મારચે પરહાવી હતી, તથા ત્યાંનાં દોખમાંઓની સામે એક મોટી શગડી, દોખમાંઓને ફરતી દેવાલ, ખોરશેદ વાડીમાં જમનશાલાનો ઓટલો, તથા જરથોશ્તીઓનાં બચાંઓને માટે નિશાલનું એક મકાંન બંધાવી ખોલ્લાં મુકયાં હતાં.

ઇ૦ સ૦ ૧૮૫૪ માં સુરત મધે રૂસ્તમપરામાં જરથોશ્તીઓને સરઅવસરે વાપડવાનો એલાણીબાગ બંધાવી તે તા૦ ૧૯ મી આપરેલે, તથા તેની પડોસમાં આદરાંનની એક દરેમેહર બંધાવી તે તા૦ ૧૧ મી નવેમબરે પરહાવ્યાં હતાં. એજ શાલમાં મુંબઇ મધે પાણીની સખ્ત ટીપણી પડવાથી એવણે મેએ માસની આખરીએ સરકારની રજા લઇ પવનચકીના દરવાજા મધેથી બાહેર નીકલતાં જમના હાથપરની ચરમાં શો શો ફીટ લાંબા અને શાહડ શાહડ ફીટ પોહલા અને છ છ ફીટ ઉંડા ત્રણ મોટા વાવ લોકોને પાણી ભરવાને પોતાને ખરચે ખોદાવ્યા હતા. વળી એજ શાલમાં નવસારીના ગરીબ લોકો ઉપ-

રની ગાયકવાડ સરકાર તરફથી લેવાતી રૂ૭૨૮૪ા≡ ની વાર્ષિક ખંડણી તે સરકારમાં પોતાની તરફથી રૂ૧૧૬૦૭ા ની રકમ નામીચા સાહુકાર ગોપાળરાવ મેરાળની પેહડી મારફતે ભરી માફ કરાવી હતી.

ઈ૦ સ૦ ૧૮૫૫ માં રૂશીઆંન લડાઈ વખતે અતરે ઉભાં થયલાં પેટ્રીઆટીક ફંડમાં એવણે રૂ૫૦૦૦) ભરયા હતા. એજ શાલમાં એવણને "ફ્રીડમ ઑફ ધી સીટી ઑફ લંડન" નું માન મલ્યું હતું.

ઈ૦ સ૦ ૧૮૫૬ માં એવણે ઈરાન મધે ગરીબ જરથોશ્તીઓને શહેરા વેંહચી આપવાને અતરેથી રૂ૫૦૦) નું એક ફંડ મોકલ્યું હતું, તથા તે તરફના લાચાર જરથોશ્તીઓની ૫૦) છોકરીઓ પોતાને ખરચે પરણાવી આપી હતી. એજ શાલની તા૦ ૨૮ મી જુને મુંબઈનાં સર્વે ગ્નાતનાં લોકોની એક જાહેર સભા ટાઉનહાલમાં ગવરનર લારડ એલફીનસટનનાં પ્રમુખપણાં હેઠલ એવણનું એક સંગેમરમરનું બાહવલું જાહેર ઉઘરાંણાથી ઉભું કરવાનો ઠેરાવ કરવાને મલી હતી.

ઈ૦ સ૦ ૧૮૫૭ માં એવણે ગ્રાંટ મેડીકલ કાલેજમાં દર વર્ષ પોતાને નામનો એક સોનાનો ચાંદ ઈનામમાં આપવાને રૂ૩૦૦૦) ભેટ આપ્યા હતા. એજ શાલમાં મુંબઈ મધે પેહલવેહલી યુનીવરસીટી સ્થાપી તેના પ્રથમ નેમેલા પાંચ દેશી "ફેલોઝ" માં એવણ એક હતા. વળી મુંબઈ મધે એક હુનરશાલા (સર જમશેદજી જીજીભાઈ સ્કુલ આફ આરટસ) સ્થાપવાને એવણે એજ શાલમાં રૂ૧૦૦૦૦૦) એક લાખની રકમ સરકારમાં ભેટ આપી હતી. માહરાંણી વિક્ટોરીઆએ એવણને આ શાલની તા૦ ૬ ઠી આગશટે "બારોનેટ" નો વંશપરંપરા ચાલતો માંન ભરેલો ખેતાબ આપ્યો હતો. આ ખેતાબનું માન પેહડી દર પેહડી પોતાના વડા વારેસો સાચવી રાખે તે માટે એવણે રૂ૨૫૦૦૦૦૦) પચીસ લાખની રકમ તથા "મજગાંમ કાસ્ટલ" નો બંગલો સરકારને તરસ્ટમાં સ્વાધીન કીધો હતો.

એવણે ઈરાન દેશના રેહનારા ગરીબ જરતોશતીઓ પરના જજીઆના કરનાં ફંડમાં આપવાને રૂ૨૫૦૦૦) તથા નવસારીમાં માહરાંણી વિક્ટોરીઆનાં નામથી એક ધર્મનું દવાખાંનું ઉઘાડવાને રૂ૭૫૦૦૦) ની રકમ એલાહેદી કાઢી હતી. એ ઉપરાંત એવણની બીજી ઘણીક જાહેર તથા ખાંનગી સખાવતો હતી. જાહેર સખાવતોમાં એવણે પ્રજા ઉપયોગી કામો જેવાંકે કુવા, તળાવો, રસ્તાઓ, પૂલો, ધર્મશાલાઓ, ઈત્યાદિને માટે રૂ૬૭૮૦૦૦), પોતાની હમજાતનાં ફાયદાને માટે રૂ૯૦૫૦૦૦), હાસ્પીટલ તથા દવાખાંનાંઓ માટે રૂ૨૭૫૦૦૦), વિદ્યાહુનર તથા કેળવણી ખાતાઓમાં રૂ૫૬૦૦૦૦), પશુ ઢોરોનાં રક્ષણને માટે રૂ૧૦૬૦૦૦), તથા બીજા પરચુરણ રૂ૧૭૫૦૦૦) મલી એવણની જાહેરમાં કીધેલી સખાવત લગભગ રૂ૨૭૦૦૦૦૦) સતાવીશ લાખની તથા ખાંનગી આશાંમીઓ અને કુટુંબોને આપેલી મદદ લગભગ રૂ૧૪૦૦૦૦૦) ચઉદ લાખની થવા જાયછે. હિંદુસ્થાન આવ્યા પછી પારસી કોમમાં સર્વેથી મોટી જાહોજલાલી તથા માંમો એવણે ભોગવ્યોછે. એવણ મરણ પામ્યા તે દીને "મુંબઈના તમાંમ પારસીઓએ શોગ પકડ્યો હતો, અને પારસી દુકાંનદારો, પારસી પીઠાંવાલાઓ, પારસી વેપારીઓ, અને તમાંમ પારસી રેહવાશીઓ એકસરખી રીતે પોતાનો ધંધો રોજગાર પડતો મેલી આવે સંતાપ ભરેલાં અને માહેતમપોશીમાં નાખનારાં મરણનાં શોગમાં શામેલ થાએઆ હતા. જોકે સર જમશેદજીનાં મરણની ખબર શુકરવારની શવારનાં પુરતી રીતે ફેલાવાને જાહાજો વખત મળીઓ તો નહી તોપણ એ ઉમરાવનાં મકાંન આગલ હજારો લોકોની ઠઠ શહવારનાં આઠ વાગતાની આગમચ જમાવ થાઈ હતી, અને એ નામવર નરને છેહલું માંન આપવાને પારશીનાં લગભગ તમાંમ શેઠીઆઓ તથા બેહધ જરતોશતીઓ એ સરદારની પાએદળે ગએઆ હતા. એ દીને ગોદી, સેક્રેટરીએટ અને બીજાં તમાંમ સરકારી ખાતાંમાંથી પારસીઓને તેઓનાં બુજરોગ સરદારનો ગમ પકડવાને માટે રજા આપેઆમાં આવી હતી, તથા કેટલીએક ઑફીસો બપોરથી બંધ રાખેઆમાં આવી હતી. એ દીને બારાં મધેનાં કેટલાંએક બારકશોએ અરધે ડોલે વાવટા ટાંગેઆ હતા, અને મુંબઈની ટાપુમાં સઘલી જગોએ ગમગીની, ઉદાશી, અને માહતમપોશી શીવાએ બીજું કશું નજરે નહી પડતું હતું." ૧

---

તા૦ ૧૫ મી આપરેલ.

અતરેની ગ્રાંટ મેડીકલ કાલેજમાં પસાર થયલા ગ્રાડ્યુએટોને સનદો તથા ત્યાં શિખનારા વિદ્યાર્થીઓને સ્કાલરશીપો અને ઈનામો આપવાની મોટી સભા આજ દીને મલી હતી. સરનશીનની ખુરસી નામદાર ગવરનર લારડ એલફીનસટને લીધાબાદ એ ખાતાંના આકટીંગ પ્રીનસીપાલ ડાક્ટર પીટે ગયાં શાલનો રીપોરટ વાંચી સંભલાવ્યો. એ પછી નીચલા નવ વિદ્યાર્થીઓ જેઓ આ શાલ તબીબપણાંની પરીક્ષામાં પસાર થયા હતા તેમને સરનશીને પોતાને હાથે તબીબપણું ચલાવવાની સનદો આપી હતી:—

**પારસી**—શેઠ એદલજી નશરવાંનજી, બરજોરજી ફરાંમજી વાલી, માણેકજી આદરજી, રૂસતમજી કાવશજી બાપુરજી, પેશતનજી બહમનજી ધનજીમેહતાના, જીજીભાઈ બેજનજી હકીમ.

---

૧ જામે જમશેદ, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૫૯.

હિંદુ—શેઠ ભીખાજી અમરૂત, વામન વાશુદેવ.

પોર્તુગીજ—એ. પી. ડી. આનડરેડ.

ઉપલા નવમાંથી શેઠ એદલજી નશરવાંનજીને "સર જમશેદજી જીજીભાઈ ગોલ્ડ મેડલ" તથા રૂ.૨૫) ની મેકલીનન સ્કાલરશીપ અને રૂપાનો "પ્રાઈઝ મેડલ"; તેમજ શેઠ બરજોરજી ફરામજી બાલીને રૂ.૨૫૦) નું "સર જમશેદજી જીજીભાઈ મેડીકલ પ્રાઈઝ" આપવામાં આવ્યું હતું.

એ પછી ચંચલ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો આપી હતી, જેઓમાં નીચલા દશ પારસીઓ હતા:—

(૧) મનચેરજી બેહરામજી કોહતાને રૂ.૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૨) બેહરામજી નવરોજજી ગદેવીઆને રૂ.૧૫) ની ફ્રેરીશ સ્કાલરશીપ, (૩) કાવશજી હોરમજજી બીલીમોરીઆને રૂ.૧૫) ની ગ્રેડ સ્કાલરશીપ, (૪) દાદાભાઈ પેશતનજી (સુરતવાલા)ને રૂ.૧૫) ની કરનાક સ્કાલરશીપ, (૫) ફરામજી શાપુરજીને રૂ.૧૫) ની ફ્રેરીશ સ્કાલરશીપ, (૬) નશરવાંનજી ધનજીભાઈને રૂ.૧૫) ની ફ્રેરીશ સ્કાલરશીપ, (૭) ફરદુનજી બેહરામજી સોરવાહીને રૂ.૧૫) ની કરનાક સ્કાલરશીપ, (૮) દોરાબજી હોરમજજી (સુરતવાલા)ને રૂ.૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૯) કેખશરૂ રૂસતમજી વીકાજીને રૂ.૧૫) ની એનડરસન સ્કાલરશીપ, (૧૦) બરજોરજી બેહરામજી (ભાવનગરવાલા)ને રૂ.૧૫) ની ફ્રેરીશ સ્કાલરશીપ.

છેવટે નામદાર ગવરનરે એક સુભાષીત ભાષણ કીધું, જેમાં આગે કોલેજના એક મુખ્ય મદદગાર મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં ગઈ રાતનાં મરણ પામવાના દુઃખ ભરેલા બનાવ બાબે દલગીરી બતાવી હતી, અને તે બાદ સભા બરખાસ્ત થઈ હતી.[1]

[1] બોમ્બે ગેઝેટ, તા૦ ૧૬ મી આપરેલ ૧૮૫૯.

મરહુમ સર જમશેદજીનાં દુખ ભરેલાં મરણ બાબે તે નામદાર બોલ્યો તેનો સાર નીચે મુજબછે:—

His Lordship, adverting then to the melancholy demise of the Parsee Baronet, said he could not sit down without alluding to the singular coincidence, that the first time the gold medal was awarded should be the last day of Sir Jamsetjee's existence. His Lordship trusted that benefit conferred upon this country by that great man would not only be appreciated by the community, but that many will follow in his wake and learn lessons from his glorious deeds. There was no doubt that the wealth and prosperity of this city was rapidly increasing, and His Lordship entertained hope that Sir Jamsetjee would not be the last man who created for himself a fortune, and judiciously devoted it to such benevolent purposes for the welfare of his fellow-men. His Lordship trusted that those who come after him will from his example learn to make an equally good use of their wealth.

[Bombay Gazette, 16th April 1859.]

એ પછી નામદાર ગવરનર તથા કૌનસીલના મેમબરો વગેરે સભામાંથી ઊઠી મરહુમ સર જમશેદજીને બારણે તેમનાં કુટુંબને દીલાસો આપવાને ગયા હતા.

તા૦ ૧૬ મી આપરેલ.

આજ દીને મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું ઉઠમણું કોટ મધે તેમનાં ઘરમાં કરવામાં આવ્યું હતું, જે વેળાએ પારસીઓની એક અતી મોટી ઠઠ ત્યાં ઘણી ગંભીરાઈથી હાજર થઈ હતી. ઉઠમણાંની ક્રિઆ શરૂ થતી વખતે દસતુર મીનોચેહરજી એદલજી જામાસપ આશાનાએ ઉઠી તમાંમ અરથોરનાંનોને સુચના કીધી કે મરહુમ સર જમશેદજીનાં નામની આગમજ આએ મીજલસમો અને હવે પછીની હરેક ક્રિઆ થાતી મીજલસોમાં "સર" નો ખેતાબ વાપરી "સર જમશેદજી બેહદીન રૂસતમજી"[2] કરી લેવું, કેમકે આપણા આગલા ઇરાંની પાદશાહો તથા તેમના વજીરોનાં નામો પણ તેમના ખેતાબો સાથે દીનઆઈનની ક્રિઆઓમાં લેવામાં આવેછે, જેમકે લોહરાસપશાહ, ગોરતાસપશાહ, જામાસપ હકીમ, વગેરે. આ સુચનાં અથોરનાંનોએ બાહલ રાખી એજ રીતે ઉઠમણાંની ક્રિઆમાં નામ લીધું હતું. ઉઠમણાંની ક્રિઆ પુરી થવા બાદ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ એક અંજુમન પત્ર વાંચી સંભળાવ્યો, જેમાં જણાવ્યું હતું કે મરહુમ સર જમશેદજીએ પોતાની હૈયાતીમાં નીચલાં ધર્મનાં કામો કરવા ધાર્યાં હતાં તે તેમના વારસ છોકરાઓ બજા લાવશે—

૧—મુંબઈની ગોદાવરા મોબેદોની દરેમેહરનું મકાંન ઘણું પુરાંનું થવાથી તે ઉખેડી નવેસરથી બીજું કુશાદે મકાન બંધાવી આપવું.

૨—મુંબઈની ગોદીના જહાજ તથા અશક્ત સુથારોને પેનશન આપવા માટે જે નવું ફંડ થયું છે તેમાં રૂ.૫૦૦૦) ની રકમ તેનું બ્યાજ વાપરવાની સરતથી આપવી.

૩—ચોપાતીના દોખમાંઓવાલા ડુંગરની પડોસમાં ઉપર ગાડી જાય એવો રસતો બાંધી આપવો કે જહાજ તથા નાતવાંન જરથોસ્તીઓને પણ ફરવરદીઆંનને સેજદો કરવાને બની આવે.

૪—નવસારીનાં દોખમાં આગલ ચોમાસામાં જવાનો રસતો ઘણો બીકટ હોવાથી માતાજી લેડી આવાંબાઈ તે તરફ પાણી બાંધણીનો એક પુલ બંધાવી આપશે.[3]

[2] મરહુમ સર જમશેદજી પોતાથી વડા એક પોતાનાં ભાઈ શેઠ રૂસતમજી જીજીભાઈ વાછાના પાલક થવાથી એમનું નામ તેવણ સાથે લીધામાં આવેછે.

[3] બાંબે જમશેદ, તા૦ ૧૮ અને ૨૦ મી આપરેલ ૧૮૫૯.

એજ મુજબ એજ દીને મરહુમ સર જમશેદજીનું ઉઠમણું પુણાં મધે તેવણની દરેમેહરમાં કરવામાં આવ્યું હતું, જે વેળાએ આ૦ શેઠ પેશતનજી શોરાબજીએ પોતાની તરફથી રૂ.૩૦૦૦) ની રકમ એલાહેદી કાઢી તેનાં બ્યાજમાંથી દર વર્ષે મરહુમ સર જમશેદજીની બાજને દીને પુણાં મધે દીનઆઈનની ક્રિઆ કરાવી ગામનું જમન કરવાની તંદરોસ્તી પઢાવી હતી. નવસારી મધે પણ એજ દીને

તા૦ ૨૪ મી આપરેલ.

રોજ ૨ માહ ૮ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને શેઠ એદલજી ફરામજી આલપલેસે પોતાના દીકરા શેઠ ધનજીભાઈની બેટીઓ બાઈ કુવરબાઈ તથા દીનબાઈ તથા નબીરા શેઠ ડોશાભાઈ દાદાભાઈ આલપલેસની શેહાદીની ખુશાલીમાં રૂ૪૦૨), તથા શેઠ નશરવાંનજી બહમનજી મોદીએ પોતાના દીકરા શેઠ જાંગીરજી તથા દીકરી બાઈ દીનબાઈની શેહાદીના ખુશાલીમાં રૂ૩૨૫) મલી રૂ૭૨૭) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૨૬ મી આપરેલ.

રોજ ૪ માહ ૯ (ક૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ મોટીબાઈ તે શેઠ ખરશેદજી કાવશજી આશબરનરની દીકરીનાં ઉઠમણાંમાં તેમના બાવાએ રૂ૨૦૦૦) તથા માએ બાઈ શીરીનબાઈએ રૂ૧૦૦૦) મલી રૂ૩૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૨૬ મી આપરેલ.

શેઠ નશરવાંનજી અરદેશર ખરશેદજી વાડીઆએ અતરે આગેવાંની લઈ "વીક્ટોરીઆ સ્પીનીંગ કુંપની" નામનું સુતર વાણવાનું કારખાનું ઉભું કીધું હતું, અને તેને માટે સાંચાકામ ખરીદવાને તેવણ પોતે આજ દીને મેલ સ્ટીમર "ઓટેવા"માં સવાર થાઈ વીલાયત ગયા હતા.[૩]

તા૦ ૩૦ મી આપરેલ.

રોજ ૮ માહા ૯ (ક૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ શુનાંબાઈ તે શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીનાં વીધવા તથા મરહુમ શેઠ હીરજીભાઈ રતનજી જશાંવાલાનાં બેટીનાં ઉઠમણામાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૨૪૦૦), તથા દીકરાઓ શેઠ દાદાભાઈ, ધનજીભાઈ, ખુરશેદજી, અને દોરાબજી નશરવાંનજી કામાજીએ રૂ૨૨૦૦૦), વહુઓ બાઈઓ બચુબાઈ, ધનબાઈજી, જાઈજી, અને મેહરબાઈએ રૂ૨૫૦૦), દીકરી બાઈ ગુલબાઈ તે શેઠ અરદેશર ધનજીભાઈ વાડીઆનાં ધણીઆંનીએ રૂ૫૦૦), અને બાઈ મરહુમ શેઠ મનચેરજી હીરજીભાઈ જશાંવાલાની દીકરી બાઈ ગુલબાઈએ રૂ૧૦૦) મલી રૂ૨૭૫૦૦) ની રકમ ધર્મખાતાંઓમાં આપવાની તંદરોરતી પહાવી હતી.[૪]

મલેસરની મરહુમ સર જમશેદજીવાલી દરેમેહરમાં તથા વડી દરેમેહરમાં ઊઠમણાં કરવામાં આવ્યાં હતાં, જે વેળાએ ત્યાંના વડા દસ્તુર કેકોબાદજી રૂસતમજી મેહરજી રાંણાએ મરહુમ સર જમશેદજીનું નામ આપણી દીનઆઇનની ક્રિઆઓમાં બીજા બુજરગોનાં નામ સાથે લેવાની સર્વે મોબેદોને સુચના કીધી હતી. સુરત મધે રૂસતમપરાની એમની દરેમેહરમાં એજ દીને ઊઠમણું કરવામાં આવ્યું હતું, જે વેળાએ મોદી રૂસતમજી ખુરશેદજીએ ઊપલીજ રીતે એ મરહુમ શેઠનું નામ સર્વે ધર્મ ક્રિઆઓમાં બીજા બુજરગોની સાથે લેવાને સર્વે હુંમકાર સાથને સુચના કીધી હતી. વલસાડ મધે પણ તા૦ ૧૭ મીએ મરહુમ શેઠ મોટાભાઈ શાપુરજીવાલી દરેમેહરમાં ત્યાંની અંજુમનને ખરચે ઊઠમણું કરવામાં આવ્યું હતું, જે વેળાએ સર્વે જરથોસ્તીઓએ ત્યાંનાં દોખમાંના ચેરાગનાં ફંડમાં પોતાની શકતિ મુજબ એ મરહુમ ઊમરાવનાં પુનને માટે નાણું ભર્યું હતું. ભરૂચ મધે પણ તા૦ ૧૮ મીએ ત્યાંની કાંઠા પરની દરેમેહરમાં ઊઠમણું કરવામાં આવ્યું હતું, જે વેળાએ શેઠ બહમનશાહ બેહરાંમજી વકીલની દરખાસ્ત ઊપરથી ત્યાંના વડા દસ્તુર પેશોતનજી અસપંદીઆરજી કામદીનજીએ એ મરહુમ સખી ગ્રહસ્થનું નામ દીનઆઇનની ક્રિઆઓમાં બીજા બુજરગોની સાથે લેવાને સર્વે અથોરનાંનોને સુચના કીધી હતી. જે પછી કેટલાક જરથોસ્તીઓએ એ મરહુમનાં પુનને માટે રૂ૪૫૮) ની રકમ એકઠી કરી ધર્મખાતે આપી હતી, તથા શેઠ બેહરાંમજી ફરદુનજી વકીલે એ મરહુમની સખાવતની તારીફમાં એક ભાષણ કીધું હતું. મઊની કાંપ મધે પણ તા૦ ૧૯ મીની બામદાદે શેઠ એદલજી પેશતનજી ધાસવાલાએ ત્યાંની દરેમેહરમાં ઊઠમણું કીધું હતું. અહમદનગર મધે તા૦ ૧૬ મીને દીને ત્યાંની દરેમેહરમાં ઊઠમણું કરવામાં આવ્યું હતું, તથા ત્યાંના જરથોસ્તીઓએ એ મરહુમનાં પુનને માટે એક ફંડ ઊભું કરી સરઅવસરે ખરચવાને અનામત રાખ્યું હતું. મુલતાંન મધે ત્યાંના જરથોસ્તીઓએ તા૦ ૧૯ મીને દીને એ મરહુમ શેઠનું ઊઠમણું કીધું હતું. કલકતા મધે પણ તા૦ ૨૫ મીને દીને મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીની દરેમેહરમાં ઊઠમણું કરવામાં આવ્યું હતું, જ્યાં કલકતા "ઇંગલીશમેન" ના લખ્યા પ્રમાણે "એક પણ પારસી હાજર થવાને ચુકીઓ હતો નહી— શબબ કે તેઓ એક હેવા શખસની કીરીઆ કરવામાં શામેલ થાઆઆ હતા કે જેથી તેઓનાં ટોલાનેજ નહી પણ ઇનશાંનીઅતને હોરમત હતી." ચીન મધે પણ હાંગકાંગમાં તા૦ ૧૪ મી મેએને દીને ત્યાંની અંજુમન તરફથી એ મરહુમ શેઠનું ઊઠમણું કરવામાં આવ્યું હતું, જે વેળાએ ત્યાંના જરથોસ્તીઓએ પોતપોતામાં ૪૭૮) ડાલરનું એક ફંડ એકઠું કરી તેમાંથી એ મરહુમ શેઠની એક મોટી આઇલ પેટીંગની તસવીર તથા એક રૂપાંનું અફરગાંનીઊં તે જગોપર અંજુમનના વપડાસને માટે મેલવાનો ઠેડાવ કીધો હતો.

૧ જામે જમશેદ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૫૯.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી આપરેલ ૧૮૫૯.

૩ બોમ્બે ટાઇમસ, તા૦ ૨૬ મી આપરેલ ૧૮૫૯.

૪ જામે જમશેદ, તા૦ ૨૭ મેએ ૧૮૫૯.

### તા૦ ૩ જી મેએ.

મુંબઈની સરકારી ગોદીમાં બાંધેલી "ક્લાઈડ" નામની ૩૦૦) ટનુની એક નવી ગનબોટને પાણીમાં ઉતારવાની ક્રિઆ આજ રોજ દીને અતરેની સદર અદાલતના જડજ મી૦ ડબલ્યુ. ઈ. ફ્રીઅરની બાનુંએ અંગ્રેજ તથા દેશી ગ્રહસ્થોના એક મોટા મેલાવડાની હજુરમાં કીધી હતી. શરેચના પ્રમાણે તે બાનુંએ સર્વની ખુશાલીના પોકારો વચ્ચે શંપીનની બાટલી વગેરે ફોડયા બાદ, કામોડોર વેલસલીએ એ બારકસ ઉત્તમ કારીગરીથી બાંધવા માટે વડા માસટર બીલ્ડર શેઠ જહાંગીરજી નવરોજજી વાડીઆ તથા આસીસટંટ માસટર બીલ્ડર શેઠ હીરજીભાઈ મેહરવાંનજી વાડીઆ અને સબ-આસીસટંટ બીલ્ડરો શેઠો રસતમજી અરદેસર વાડીઆ અને જમશેદજી ધનજીભાઈ વાડીઆંનો એકઠી શાબાશ ઊરાડી હતી.[1]

### તા૦ ૫ મી મેએ.

મુનસફના ઓહદા માટેના ઉમેદવારોની આએ શાલની પરીક્ષા લેવા માટે સરકારે અતરેની સદર અદાલતના ખુની જડજ મી૦ ડબલ્યુ. એચ. હારીસન તથા અહમદનગર અને થાંણાના પ્રીનસીપાલ સદરઅમીનો શેઠો બરજોરજી બીખાજી સઈઆર અને મોરોબા કાનોબાને પરીક્ષકો મુકરર કીધા હતા.[2]

### તા૦ ૧૨ મી મેએ.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનાં દુખ ભરેલાં મરણીકની નોધ જરથોશ્તી અંજુમનનાં દફતરમાં નોધવાનો ઠેરાવ કરવાને પંચાતના અકાબરોએ આગમજથી વર્તમાન પત્રોનાં તથા છુટાં હેંડબીલોની મારફતે જાહેર ખબર આપી આજ રોજ દીને શમનાત અંજુમનની એક જાહેર સભા બાહીરકોટ મરહુમ સર જમશેદજીના એનાહીઆગમાં બોલાવી હતી. તે મુજબ પારસી કોમના સર્વે આગેવાનો તથા વચલે અને ઉતરતે વાપેના લોકોની એક મોટી ઠઠ ત્યાં ભેગી મળી હતી. ઠરેલે વખતે—સાંજનાં પા કલાકે, શેઠ કાવસજી જહાંગીરજી રેડીમનીએ ફરી અંજુમનનાં દફતરમાં નોંધવાનો દરખાસત પત્ર ઘણી ગંભીરાઈથી વાંચી સંભળાવ્યો, જે પછી શેઠો નવરોજજી ફરદુનજી અને દોસાભાઈ ફરામજી કામાએ તેને ટેકો આપી મરહુમ સર જમશેદજીની તારીફ ઘટતા શબ્દોમાં કરી સંભળાવી, અને તમાંમ અંજુમને ઉભો દરખાસત પત્ર એકમતથી બાહલ રાખી તે અંજુમનનાં દફતરમાં નોંધવાનો ઠેરાવ કીધો હતો.[3]

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૪ થી મેએ ૧૮૫૯.

૨ બોમ્બે ગેઝેટ, તા૦ ૫ મી મેએ ૧૮૫૯.

૩ રાસ્ત ગોફતાર, તા૦ ૧૫ મી મેએ ૧૮૫૯.

ઊપલો અંજુમનનાં દફતરમાં નોંધવાને બાહલ રાખેલો દરખાસ્ત પત્ર અતરે સદાબરો ઊતારી લઈએ છીએ:—

"શર જમશેદજી જીજીભાઈ બેરોનેટ કે જે નામદાર તમાંમ દુનીઆમાં પંકાએલા, શઘલી રીતે કીરતી અને માંન પામેલા અને આપડી પારશીની કોમના વડા બુજોરગ આકાબર હતા—તે નાંમદાર રોજ ૨૨ મો માહ ૭ મો શેહેનશાહી તથા માહ ૮ મો કદમી શને ૧૨૨૮ ઇઅજદ જરદી—તા૦ ૧૪ મી એપરેલ શને ૧૮૫૯ ને દીને રાતનાં કલાક ૨ વાગે આએ ફાંની દુનીઆંથી પોતાનો અશબાબ ઊઠાવી બીનેહઇ જેહાંનમાં વાશો કીધો—તેવણુનાં મરણથી મુંબઈની પારશી પંચાએતને તથા આખા જરતોશતી ફીરકાને ભારે દલગીરી તથા ગમગીની ઊતપન થાઇછે તે વીશે ઘટતા શબદોમાં પારશી પંચાએતનાં દફતરોમાં નોધ કરવાની મોહોટી અગત દીશેચ અને જો આએ વખતે તેમ કરવાને આપડે પછાત પડીએતો આપણી તરફથી એક મોહટી ફરજ અદા નહી કરેલી કહેવાએ—એ ફરજ અદા કરતી વેલાએ આએ શભા જાહેરમાં જણાંવવાની રજા લીએચ કે એ દુખ ભરેલાં મરણથી પારશીના શઘલા ફીરકાને તથા શઘલી કોમ તથા વરણુનનાં ગરીબ તથા અદનાં લોકોને જે ભારે નુકશાંન થાએલ છે તે વીશે જેટલું તેઓ પોતાનાં મનમો વીચાર કરી શકેચ તેટલું શબદોમાં બએઆંન કરવાને તેઓની કલમમાં તાકાત નથી.

"એ શખી તબેનાં નાંમવર અને ભારે લાએકીવાલા ઊમરાવે પારશીની કોમનાં વડાનો જે અલકાબ મેલવેઓ હતો તે ઘટતો હતો,—એ બીદાર દીલનાં ઊમરાવની શખાવત—ભલાઇ—દેઆંનતદારી અને ઇમાંનદારીથી તેવણનું નાંમ એકજ કોમમાં અથવા એકજ શેહેરમાં નહી—પણ શઘલી કોમ અને વરણનાં લોકોમાં અને દુનીઆંનાં શઘલા ભાગોમાં આશકારાં થાએલું હતું એટલુંજ નહી—પણ જે માંન એ મરહુમને હતું તેથી વધારે તે નાંમવરનાં નાંમનાં પરતાપથી આખા પારશીના ફીરકાને હોરમત—ઇજ્જત—તથા આબરૂ હતી.

"ગરેટ બરીટન તથા આએરલંડની નાંમદાર રાંણી વીકટોરીઆની હીંદુશથાંન ખાતેની પરજામાં ઘણીએક કોમો છે તે શઘલી કોમો મધેથી આપણી નાંમદાર રાંણીની તરફથી પેઆર તથા મોહોબતની નીશાંન અને માંન ભરેલો ખેતાબ જે પેહલવેહલો મલેઓ તે આપણી પારશીની કોમના વડા અને બુજોરગ આકાબર શર જમશેદજી જીજીભાઇને મલેઓ એથી આપણા પારશીનાં ફીરકાનાં લોકો કાંઇ થોડા ગરૂર નથી.

"શને ૧૮૪૨ ઇશવીના શાલમાં—પેહલવેહલો એ મરહુમને—નાઇટનો ખેતાબ મલેઓ હતો અને તેઆરબાદ ઇંગલંડની નામદાર શરકારે જોએઊં કે હાવા નેક અને શખી નરનું નામ ઊમરાઓની ટીપમાં દાખલ કરી વઊંશ પરમપરા ચાલુ તથા કાએમ રાખવું લાએકછે. હેવું વીચારીને એ શાહેબે મરહુમને શને ૧૮૫૭ ઇશવીનાં શાલમાં—બારોનેટનો માંન ભરેલો ખેતાબ બખશીઓ કે

તા૦ ૧૮ મી મેએ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈન્સટીટીઉટ" નાં સ્થાપનાર તથા સરનશીન મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટની જગોએ આજ દીને એ ખાતાંની મલેલી સભામાં સર્વેનાં એકમતથી સર ખરશે-

---

જે બેતાબ હાવા બાહા બનાવનાં બનવાથી તે મરહુંમ વધારે દાહાડા વાપરી શકેઆ નહી તેથી આપણો પારશીનો શીરકો બારે દલગીરછે—તોપણ હાલ આપણુને જોવાથી એટલો શંતોશ ઊપજેચ કે એ મરહુમનાં વડા શાહેબજાદા શેઠ ખરશેદજીને પોતાના મુરબીનો અલકાબ ઊતરેઓછે.

"આએ વેલાએ લંબાણથી બોલવાની કશી જરૂર જોતા નથી—કાંએજે સરવેને શારીપઠે રોશનછે કે મરહુંમ શર જમશેદજી જીજીભાઈ બારોનેટે પોતાની શખાવતનો જહરો કોઇબી વખતે બંધ પાડેઓ નથી.—એ પુનવાંન શાહેબને પરવરદેગારે જે ખજાંનો બખશેઓ હતો તેહેનો તેવણે શઊથી શારો ઊપીઓગ કરેઓ હતો તેહેની શેહાદત હાલ આપણી આંખ આગલ—"ઇનજહર મીનુલ શમસ" ની મુઆફક જાહેર તથા રોશનછે.—દવા અને હકીમની મદદ વગર ગરીબ અને નાચાર લોકો હેરાંન થતાં હતાં અને આખેરશ તે હેરાંનગતીની પીડા ભોગવીને પોતાનો પેઆરો જાંન તેહનાં માલેકને શપુરદ કરતાં હતાં તેઓને વાશતે મરહુમ શર જમશેદજી જીજીભાઇ બારોનેટે ઇશપીતાલ બાંધી—બચારા અશકત અને ઘેરબાર વગરનાં મુશલેશો તડકાં—વરશાદ—તાહાડ અને થાડમાં પડી તરેહવાર દુખ તથા ઇજા ખમતા હતા તેઓને વાશતે ધરમશાળાઓ બંધાવી. ખાડીઓ તથા નદીનાલાંઓ પશાર કરતાં લોકોને ભારે અડચણ ખમવી પડતી હતી એટલુંજ નહી બલકે કેટલીએક વેલા ઇનશાંનનાં જાનની ઘાત થાતી હતી તાંહાં પુલો બંધાવેઆ. પાંણી કે જે પશુ—પખશી તથા ઇનશાન માતરને બારે અગતની ચીજછે કે જે અગર કોઇ વેલા નહી મલેતો આપણ પરાંણીઓનો શો હાલ થાએ તે વીચારવાનું કાંઇ બીકટ નથી વાશતે જેહવી જગાઓમાં એ આપડી જીંનદેહગાંનીને બચાવવાની બેમુલી ચીજ મુએશર નહી હતી તાંહાં—બંનડ—તલાવ તથા કુઆઓ બંધાવેઆ. થાકેલા તથા રશતાની મુશાફરીથી ખશતે થાઇ ગીએલાઓને વીશાંમો લેવા શારૂ મુશાફર ખાનાંઓ બંધાવેઆં. તે શાહેબે પાકની એબાદત તથા બંદગી ગુજારવાને વાશતે આતશકદેહો બંધાવી—આંધલા પાંગલાઓની ખોરાકી પોશાકીને શારૂં—જેવો મુફલેશીમાં ગીરફતાર થાએઆ હોએ તેઓને શરઅવશર તથા જરૂરીઅતની વખતે મદદ કરવાને ફંડ—અને છેલ્લું પણ શઊથી ઊમદા પોતાની કોમના નાધલી વએના બાલકોને શારી તથા ઓતમ કેલવણી આપેઆમાં આવે તેહવાં ખાતાંઓ ઊભાં કરવામાં તથા તે ખાતાંઓને વધારે મજબુત પાએઆ ઊપર હંમેશ તેનવાર રાખવાને એ ઊમરાવે પોતાની જીંનદેહગાંનીનો મોહોટો ભાગ પોતાની જાતી કુવત તથા શકતીથી રોકેઓ હતો—એ શઘલી બીનાંથી કોણ અણજાંણુ છે?—આએ જગોએ લંબાંણથી જેમ બોલી શકાતું નથી તેમ તે વીશે વધારે બએઆંન કરવાની કશી અગત નથી કાંએજે—શું જરથોશતી કે શું હીંદુ—કે શું કરીશચીઅન—કે શું મુશલમાંન—કે શું ઇઆહુદી—શરવે કોઇ આએ મરહુંમની તરેહવાર શખાવત કરવાની મનશાકતીથી કંઇ નાવાકેફ નથી.

"હવે આએ ઊપર લખેલાં તથા એ વગરે બીજાં કેટલાંએક ધરમનાં કાંમોની નોધ એકઠી કરી ઇઆ પોતાની નજરે જોઇ કોઇ ધણી પોતાનાં મનમાં વીચાર કરે કે હાવાં માહાભારત કાંમો કરનાર કોણ નર હતો? તો એકદમ તેહનાં કાંનમાં રબક પડશે કે એ શઘલાંનો બાંની તે મરહુમ "શર જમશેદજી જીજીભાઇ બેરોનેટ" હતા.

"જેમ પારશી પંચાએત આએ બેહેશતીનાં ધરમનાં કામોની ખુબી પીછાંનેચ તેમ હજારો બલકે લખો લોકો જેઓ તેમનો ફાએદો હાંશલ કરેચ તેઓ એ નામદાર જીનતમુકાન શાહેબને હરદમ ઇઆદ કરતા હશે. અગરચે એ ઊમરાવ હવડાં આપડી નજરે પડતા નથી તોપણ તેવણનું પનોતું નાંમ તેવણનાં શઘલાં નેકી ભરેલાં કાંમોથી જાવેદાન—અંમર—તથા કાએમ રેહેશે અને જેમ જેમ જમાનો ગુજરતો જાશે તેમ તેમ હવે પછેની ઓલાદનાં જોવા તથા શાંભલેઆમાં આવશે કે આએ માહાભારત કાંમોનો ઊઠાવનાર ખરેજ કોઇ શકરમી પુરૂશ હતો—અને વલી જેવારે આપડી દીવાનહાલમાં એ શખી ઊમરાવનું બાવલું હવે પછીની જરથોશતી ઓલાદના લોકોનાં જોવામાં આવશે તથા જેઆરે તેઓ એમ જાંણશે કે તે પુરૂશતો જરથોશતી મહજબનો હતો—તેવારે ખરેજ તેવોના હઇડાં હરખાએઆવના રેહેનાર નથી અને એ શખી નરનાં રૂહ ઊપર શદહજાર આફરીન વ દરૂદ પોંહોંચાડશે.

"હવે આએ વીચારો શમાપત કરતી વેલાએ પારશી પંચાએત એટલુંજ બોલવા માંગેચ કે આએ ખાડો જે તેવણની શંફમાંથી મરહુંમ શર જમશેદજી જીજીભાઇ બેરોનેટનાં હકની દરગાહે જવાથી પડેઓચ તે પુરાવો ભારે મુશકેલછે પણ જેમ કંઇ પાક પરવરદેગારનો હોકમ—તેહનાં હોકમ આગલ આપણ ખાકી બંદાઓનો કશો ઇલાજ તથા ચારો નથી. વાશતે હાવા માહા શંજોગે પારશી પંચાએતને જે ગમગીની તથા દલગીરી હાંશલ થાઇછે અને એ પરઊપકારી શાહેબનાં કેટલાંએક નકલ કરવાજોગ કાંમોની જેટલી આપડેથી બની શકી તેટલી અધુરી ઇઆદદાશત ઊપજાવી જાહેર કરીચ—શરવે બીનાનો પારશી પંચાએતની તરફથી મરહુંમ શર જમશેદજી જીજીભાઇ બેરોનેટનાં કુટુંબનાં આગેવાંનો ઊપર તેવંણના મુરબી શાહેબનાં ગુજરી જવાથી જે કંઇ દુખ તેવોને ઊપજેઊંચ તે દુખમાં શાંમેલ થઇને એક દલગીરી ભરેલો દેલાશાનો પતર લખવો અને તેહની શાથે આજ રોજે આપણે કરેલા ઠરાવની નકલ તે મરહુંમના કબીલાને વાકેફ કરવા શારૂં મોકલવી.

"આએ દુખ ઊપજાવનારી બીના બંધ કરવાની આગમચ આપડે આટલું કહી શકીએચ અને તેથી આપડા આખા જરથોશતી ફીરકાને શંતોશછે કે એ શાહેબે મરહું-

દજી જમશેદજી જીજીભાઈ બારોનેટને સરનશીન મુકરર કરવામાં આવ્યા હતા.[1]

---

તા૦ ૨૧ મી મેએ.

રોજ ૨૯ માહ ૮ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—માણેકજી નશરવાંનજી પીટીટ—ઉમર વર્ષ ૫૭) શેઠ નશરવાંનજી કાવશજી પીટીટના દીકરા. એવણુ પેહલવેહલા ઈ૦ સ૦ ૧૮૨૦ માં પોતાના બાપના ઓળખીતા એક કપરાંનનાં આપાથી ભરેલાં વાહણુના દુબાસ તરીકે મસકત ગયા હતા. તે પછી થોડાક માસમાં અતરે આવી પોતાના સસરા શેઠ જીજીભાઈ દાદાભાઈની મારફતે મીશીઅરસ સાટણુ માલકમની કુંપનીમાં એક શીબાઉ તરીકે રહયા હતા. ત્યાંથી ઈ૦ સ૦ ૧૮૨૫ માં મીશીઅરસ ડાએરમ કારટરની કુંપનીમાં શેઠ જીજીભાઈએ પોતાની વતીની દલાલીનું કામ એવણુને સોંપ્યું હતું. એ બાદ તે કુંપની પછવાડેથી મેશરસ ડાએરમ હંનટરનાં નામથી બદલાઈ તેની, તથા તેના એક છૂટા પડેલા ભાગયા મી૦ રીચમંડ ઉંબાડેલી પેહડીની, તેમજ ઈ૦ સ૦ ૧૮૫૩ થી ડબલ્યુ. સીસર, અને મેશરસ રેનીની કુંપનીની દલાલીનાં કામો પણુ એવણુજ ચલાવતા હતા. એ ઉપરાંત એવણુ પોતાના ખાનગી બેપાર મોટા પાયાપર ચલાવતા હતા, તથા ઈ૦ સ૦ ૧૮૮૮ માં "સારલસ ગ્રાંટ" નામનું ૧૯૯૯) ટણનું એક મોટું વાહણુ ખરીદ્યું હતું. એક સાહસીક બેપારી તરીકે વ્યાપારને ખીલવવાનાં દરેક કામમાં એવણુ આગેવાંની લેતા હતા. ઈ૦ સ૦ ૧૮૩૭ માં કોલાબા મધે દરીયો પુરી "કોલાબા કુંપની" નાં નામથી જમીન ઉભી કરી તેપર વ્યાપારીઓની આશરો વગેરે કોટમાંથી લાવી સમાવવા માટે "ગ્રાંટ બીલડીંગસ" નાં નામથી બે મોટી ઈમારતો બંધાવવા, તથા રૂઈના વ્યાપારીઓને તેમનો જથ્થો કોલાબા મધે સસ્તે ભાડે રાખવાની જગો કરી આપવાને એક "કાટન ડીપો કુંપની[2]" સ્થાપવા, તથા એજ કારણુસર કોલાબા કુંપની પાસેથી આઠમણુ દશાની પુરેલી જમીન ખરીદ કરી તેપર વ્યાપારીઓ પાસે તેમજ પોતે રૂની મોટી વખારો—કે જેને સરાવાલાઓએ "માણેકજી પીટીટ બીલડીંગસ" નામ આપ્યું હતું તે બંધાવવા, તેમજ ઈ૦ સ૦ ૧૮૪૦ માં મુંબઈ મધે એક "ફાએર ઇનશુરનશ શોશાઇટી" સ્થાપવા, તથા ૧૮૪૨ માં "કોલાબા પ્રેસ કુંપની" કાઢવા, અને ૧૮૫૮ માં સુતર તથા કાપડ વણુવાનું "ઓરીએનટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ કુંપની" નું કારખાંનું ઉભું કરવામાં એવણુની મુખ્ય આગેવાંની તથા મોટો ભાગ હતો. દેશાવરો ખાતે પારસીઓને માટે ઘણીક દરેમેહરો તથા દોખમાંઓ બંધાવવા માટે એવણે વારંવાર પૈસાની તેમજ પોતાના લાગવગની ઘણી મદદ આપી હતી. ઈ૦ સ૦ ૧૮૫૬ માં મુંબઈના મેદાનમાં એવણે બે મોટા કુવા[3] પોતાને ખરચે બંધાવ્યા હતા. પારસીઓને માટે લગન તલાક તથા વારસા હીસ્સાને લગતા ધારાઓ બંધાવી મંગાવવા સારૂં મુકરર કરેલી મંડલીના તેમજ ઈરાંન દેશના રેહનારા ગરીબ જરથોશ્તીઓની હાલત સુધારનારી મંડલીના એવણુ તેની શરૂઆતથી તે પોતાનાં મરણુ સુધી સરનશીન હતા. મુંબઈની સરકારે એવણુને ઈ૦ સ૦ ૧૮૫૧ માં સુલેહના અમલદારનું માન આપ્યું હતું. સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસ્ટીટીઉટના એવણુ તેની સ્થાપણા થઈ ત્યારથી એક અધિકારી, તથા મુંબઈની પારસી પંચાતના એક મુખ્ય અકાબર, તથા તેનાં ફંડનું ઈ૦ સ૦ ૧૮૫૧ માં તરસ્ટડીડ કીધું ત્યારથી એક તરસ્ટી હતા.

---

તા૦ ૨૩ મી મેએ.

આજ દીને મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટનાં ઉઠમણુાંમાં તેમના દીકરાઓ શેઠો દીનશાહજી અને નશરવાંનજી માણેકજી પીટીટ તરફથી એક અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતો, જેમાં જણાવ્યું હતું કે ઈ૦ સ૦ ૧૮૫૧ માં તેમનાં માતાજી મરહુમ બાઈ હમાંબાઈ બેહસતનશીન થયાં તે વખતે તેમનાં નામનું જે ધર્મખાતું સ્થાપ્યું હતું તે મધેથી ખરચ બાદ કરતાં

---

મનું રૂહ તેમની નેકનાંમી તથા પરઉપકારીપણાંને લીધે બેહસ્તની અંદર આરાંમ પાંમતું હશે.

"આમીન શદ હજાર આમીન—એવણુનાં પાક રૂહ ઊપર શદ હજાર દરૂદ હોજો."

એ અંજુમન પત્રમાં જણાવ્યા મુજબનો દીલાસા પત્ર મરહુમ સર જમશેદજીના ત્રણે સાહેબજાદાઓ શેઠો ખરશેદજી, રૂસતમજી અને શોરાબજી જમશેદજી જોગ તા૦ ૧૪ મી મેએ ૧૮૫૯ ને દીને અંજુમનની તરફથી શેઠો નવરોજજી જમશેદજી વાડીઆ, બહમનજી હોરમજજી વાડીઆ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, માણેકજી નશરવાંનજી પીટીટ, કાવશજી જહાંગીરજી રેડીમની, ખરશેદજી ફરદુનજી પારખ, ડોશાભાઈ શોરાબજી મુનશી, ફરાંમજી બહમનજી સરાફ, બહમનજી જીજીભાઈ અને હીરજીભાઈ હોરમજજી શેઠનાની સહી સાથે મોકલવામાં આવ્યો હતો, અને જેનો તેઓએ તા૦ ૨૬ મી મેએ ૧૮૫૯ ને દીને જવાબ લખી જરથોસ્તી અંજુમનનો ઊપકાર માન્યો હતો.

[1] જામે જમશેદ, તા૦ ૨૦ મી જુન ૧૮૫૯.

[2] એ જગાપર પછવાડેથી "બોમ્બે ફ્રેસ એન્ડ જુટ મીલસ કુંપની" ની ઇમારત બંધાઈ હતી.

[3] એ કુવા મેદાનમાં "ફ્રીઅર-ફ્લેચર" સ્કુલની પડોસમાં હાલ મોજુદ છે.

આજ સુધી તેની નક્કી અશકેઆંમત—રૂ૨૬૦૦૦) ની મીલકત અને રૂ૧૮૪૮૩)૪૭ રોકડાછે તે મધે મરહુમ શેઠ માણેકજીની પુંજીમાંથી રૂ૧૧૫૧૬ાાા૫૩ ઉમેરી રૂ૩૦૦૦૦) રોકડા કરી તેની તારદેવ ભણી ઓરીએનટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ કુંપનીને ભાડે આપેલી વાડી મધેની પોણી પાંતી જેની વારસીક ઉપજ રૂ૨૭૦૦) ને આસરેનીછે તે વેચાતી લઈ કુલે રૂ૫૬૦૦૦) ની મીલકત કરવી, અને તે ધર્મખાતાં સાથે મરહુમ શેઠ માણેકજીનું નામ પણ આમેજ કરી તેની ઉપજમાંથી દર શાલ રૂ૭૫૦) ખરચી કેટલીક દીનઆઇનને લગતી ક્રિઆઓ કરાવવી, તથા રૂ૬૦૦) સુધી આંધલાં લુલાંઓને આપવા, અને રૂ૧૫૦) ઇરાંની-ઓની હાલત સુધારવાનાં તથા રૂ૧૦૦) ભીમજી જીવણજી હાડવઈદનાં ફંડોમાં આપવા, અને બાકી રૂ૧૫૦૦) ગરીબ લાચાર જરથોશતીઓનાં બાળકોને શુદરેહ પેહરાવવા, તેમના છોકરા છોકરીઓ પરણાવી આપવા, નાવારસોનો મોત ખરચ કરવા તથા લાચાર જરથોશતીઓને મદદ આપવા પર ખરચવા.[1]

વળી શેઠ દીનશાહજી અને નશરવાંનજી માણેકજી પીટીટ પોતાના બાવાનાં પુનને માટે દરેકે પોતાની તરફથી રૂ૨૫૦૦૦) ની રકમ એલાહેદી કાઢી તેની ઉપજમાંથી ગરીબ લાચાર જરથોશતીઓનાં બાળકોને શુદરેહ પેહરાવવા, તેમનાં છોકરા છોકરીઓ પરણાવી આપવા, નાવારસોનો મોત ખરચ કરવા, લાચાર જરથોશતીઓને મદદ

---

૧ એ અંજુમન પત્રની નકલ અતરે ઊતારી લઇ-જીયે છેય:—

"બેહેશતનશીન મુરબીજી માણેકજી નોશરવાંનજી પીટીટ રોજ ૨૪ મો મીનો મારેશપંદ માહા ૮ મો આબાંન ઇઅજદ શેહેનશાહી શને ૧૨૨૮ ઇઅજદજરદી, તા૦ ૨૧ મી મેએ શને ૧૮૫૯ ઇશવીને દીને બેહેશતબેહેરે થએઆ તથા હમારી નેકનાંમ જીનતગુજીન માતાજી શાહેબ બાઇ હમાંબાઇ જીજીબાઇ રોજ ૧૭ મો શરોશઇઅજદ માહા ૧ લો ફરવરદીન શેહેનશાહી શને ૧૨૨૧ ઇઅજદજરદી, તા૦ ૧૩ મી અકટોબર શને ૧૮૫૧ ને દીને હક થએઆં તેવણુનાં ધરંમનાં પુનને શારૂં નીચે લખેઆ પરમાંણે ધરમ કરવો શહી તેહેની વીગત:—

૧ પેહલું એજે—હમારાં નેકનાંમ માતાજી શાહેબ બાઇ હમાંબાઇ બેહેશતનશીન થાએઆં તેવણુનાં ઊઠમનાંની કીરીઆને દીને તનદરોશતી ભણાવી ફનડ ૧ રૂ૩૦૦૦૦) નું કરેઊં હતું તે ફનડની ઊપજમાંથી જે ધરમ કરવાને ઠેડવેઊં હતું તે મુજબ રૂ૧૪૦૦) નો ધરમ દર વરશે કરીએ છીએ અને તેહેનો છેહેલો હીશાબ રોજ ૧૫ મો માહા ૬ ઠો શેહેનશાહી શને ૧૨૨૮, તારીખ ૮ મી મારચ શને ૧૮૫૯ નાં જાંમે જમશેદનાં નીઊજપેપરમાં છપાવેઓ છે તે ધરમખાતાંની પુંજી રોકડ તથા મીલકત શાથે રોજ ૧૨ મો ને માહા ૨ જો શેહેનશાહી, તા૦ ૫ મી નવેમબર ૧૮૫૮ શુધી રૂ૪૦૯૫૫ાા૨૫ ની એકઠી થાઇછે તેહાર પછે તા૦ ૨૧ મી મેએ ૧૮૫૯ ને દીને હમારા મુરબીજી બેહેશતનશીન થાએઆચ તે દંનશુધી એ ખાતાંનો હીશાબ નકી કરી રૂ૪૪૪૮૩)૪૭ રોકડ તથા મીલકત શાથે મલીને થાએછે તે મધે મીલકત રૂ૨૬૦૦૦) ની કીમતનીછે તથા બાકીના રૂ૧૮૪૮૩)૪૭ રોકડ ટકા ાાા નાં વેઆજે હમારા મુરબીજીને તાંહાંછે તે રોકડા રૂપીઆ શાથે હમારા મુરબીજીનાં હોકમ પરમાંણે બીજા આજદીને રૂ૧૧૫૧૬ાાા૫૩ ઊમેરી જુમલે રૂ૩૦૦૦૦) કરેઆછે ને તે રૂપીઆની વાડી ૧ જે હાલ હમારા મુરબીજીની શ્રી તારદેવ ઊપર ઓરીએનટલ ઇશપીનીંગ એનડ વીવીંગ કુંપનીને ભાડે આપીછે તે મધે પાંતી ાાા હમારીછે તે વેચાતી લીધીછે ને એ ફનડ આજ દીને રૂ૫૬૦૦૦) નું કરેઊં છે તેહેની વીગત:—

૨૦૦૦૦) વખાર ૧ તેની નાધલી વખાર ૪ શુધાંની તેહની ઊપજ આવરેજ રૂ૧૨૦૦) નીછે.

૬૦૦૦) વખાર ૧ મોટી રૂ૬૦૦૦) ની તેહની ઊપજ રૂ૯૦૦) નીછે.

૩૦૦૦૦) વાડી ૧ શ્રી તારદેવ ઊપર ઓરીએનટલ ઇશ-પીનીંગ એનડ વીવીંગ કુંપનીને ભાડે આપીછે તે મધે પાંતી ાાા ની કીમત રૂ૩૦૦૦૦) તેહની ઊપજ વરશ એકનાં રૂ૨૭૦૦) નીછે.

એ ફનડની ઊપજ માંહેથી દર વરશે રૂ૩૧૦૦) નો ધરમ કરવો તેહની વીગત:—

રૂ૩૦૦) નીરંગદીન. રૂ૨૦૦) હમાએશત. રૂ૨૫૦) પરશુટણુ ભણાવવા. રૂ૬૦૦) દર માશે હમારા મુરબીજી જરથોશતી હાંખરાં લુલાંઓને આપતા હતા તે હવે પછે દર માશે રૂ૫૦) શુધી આપવા તેહનાં વરશ એકના. રૂ૧૫૦) નાચાર ઇરાંનીઓની હાલત શુધારવાનાં ફનડમો દર વરશે આપવા. રૂ૧૦૦) ભીમજી જીવણજી ગરીબોનાં હાડ દરૂ-શત કરેછે તેહેનાં ફનડમો દર વરશે આપવા. રૂ૧૫૦૦) ગરીબ જરથોશતીઓની છોકરી તથા છોકરાનાં લગનને શારૂં તથા છોકરા તથા છોકરીને શદરો પેહરાવવો— તથા જરથોશતીઓનાં રૂવાંનોને અવલમંજલ પોહોંચા ડવાને તથા નાચાર જરથોશતીઓને આપવાને દર વરશે આપવા.

એહની વીગતે રૂ૩૧૦૦) નો ધરમ કરવો. તે ધરમ કરતાં જે વધારો થાએ તે એ ફંડનાં મુતવલીઓ પોતે લીએ શહી અથવા તો તેનાંની મરજીમાં આવે તો એ ફંડમાં ઊમેરો કરે અને તે ઊમેરો કરેલા વધારાનું નાણું એ ફનડનાં મુતવલીઓથી તથા તેહના વારશોથી પાછું લેવાએ નહી.

બીજું—ઊપર લખેલાં ફનડનાં મુતવલીઓ હાલ હમો બંધે ભાઇઓ છઇએ તથા હમારી તથા હમારામોથી હરેક બીજાની કજા રજાએ હમારા બંધેના વડા વારેશ જે હોએ તે પેહેડી દર પેહેડીએ ચલાવે શહી."

આપવા તથા બીજો જે કાંઈ તેમની નજરમાં આવે તેનો ધર્મ કરવાની તંદરૂસ્તી પરાવી હતી.[1]

એ ઉપરાંત શેઠ દીનશાહજી અને નશરવાંનજીએ બીજા રૂ૨૫૦૦) પરચુરણ ધર્મખાતાંઓમાં, તથા બાઈ સાકરબાઈ તે શેઠ દીનશાહજીનાં ધણીઆંની અને છોકરાંઓએ રૂ૨૧૦૦), બાઈ દીનબાઈ તે શેઠ નશરવાંનજીનાં ધણીઆંની અને છોકરાંઓએ રૂ૨૦૦૦); તેમજ મરહુમ શેઠ માણેકજીનાં બહેન બાઈ આવાંબાઈ અને ભાણેજ શેઠ મેહરવાંનજી રતનજી પારખે રૂ૨૦૦) તથા દોસ્ત શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેએ રૂ૨૦૦૦) મળી રૂ૯૮૦૦) ની રકમ ધર્મખાતાંઓમાં આપવાની તંદરૂસ્તી પરાવી હતી.[2]

તા૦ ૨૫ મી મેએ.

રોજ ૩ માહા ૯ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં બગલા ગામમાં ત્યાંના એક રેહવાશી શેઠ જમશેદજી શોરાબજી બગવાગરે પોતાના પૈસાથી એક દરેમેહર બંધાવી પરકાવી હતી.[3]

તા૦ ૨૫ મી મેએ.

સીંધના કમીશનર સર બારટલ ફ્રીઅરને "કે. સી. બી." નો ખેતાબ મળવો તેની મુબારકબાદીમાં કરાચીના મકીં પારસીઓ તરફનું એક માનપત્ર આજ દીને થોડાક પારસીઓનાં એક ડેપ્યુટેશને તે નામદારને મકાંન જઈ આપ્યું હતું.[4]

તા૦ ૨૬ મી મેએ.

રોજ ૪ માહા ૯ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ ખરશેદજી રતનજી મોહલાનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના ખાવંદે જરતોશ્તી છોકરીઓની નીશાલ મંડળીની નિશાળોમાં શીખનારી એક કાબેલ છોકરીને દર શાલ આંદનું ઇનામ આપવાને રૂ૧૦૦૦) ની નોટ; તથા બીજાં બેશીઓએ રૂ૨૦૦) ધર્મ ખાતે આપવાની તંદરૂસ્તી પરાવી હતી.[5]

તા૦ ૨૭ મી મેએ.

રોજ ૫ માહ ૧૦ (ક૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—નવરોજજી દોરાબજી ચાંનદારૂ—ઉમર વર્ષ ૫૨) આ૦ દોરાબજી ચાંનદારૂના વડા દીકરા. એવણ પેહલવેહલાં મુંબઈ સમાચાર છાપખાનાંમાં મરહુમ મોબેદ ફરદુનજી મરજબાંનજીના હાથ હેઠલ અને તે પછી થોડુંક સુધી બામ્બે ગેઝેટ છાપખાનાંમાં રહ્યા હતા. એ બાદ ઇ૦ સ૦ ૧૮૩૦ માં પોતે જુદું છાપખાંનું કાઢી તેમાંથી એજ શાલની તા૦ ૧ લી સપટેમબરથી "મુંબઈ વરતમાંન" નામનું એક ગુજરાતી અઠવાડીક વર્તમાન પત્ર કાઢવા માડ્યું હતું. તે પછી તા૦ ૮ મી નવેમબર ૧૮૩૧ થી તેમાં સેહજ ઈંગ્રેજી લખાણ દાખલ કરી તેનું નામ "મુંબઈના હલકારૂ અને વરતમાંન" કરી રાખ્યું, અને તા૦ ૫ મી નવેમબર ૧૮૩૩ થી પાછું ઈંગ્રેજી કાઢી નાંખી તે પતર સદાબરૂ ગુજરાતીમાં "મુંબઈનાં ચાબુક" ને નામે દર અઠવાડીઆંમાં બેવાર પ્રગટ કરવા માડ્યું, જે પોતાની હૈયાતીની છેલ્લી ઘડી સુધી એવણે એખલે હાથે ચલાવ્યું હતું. એવણે પેહલવેહલું અતરેના ટાઉનહાલમાં "પારસીઓની રાહરસમ" વિષે ગુજરાતીમાં એક જાહેર ભાષાણ તા૦ ૧૮ મી જાનેવારી ૧૮૩૪ ને દીને કીધું હતું. મુંબઈ મધે ગરીબ જરથોશ્તીઓનાં બાળકોને જંદ અવસ્તા તથા ગુજરાતી શિખાડવા માટે ઇ૦ સ૦ ૧૮૩૬ માં શેઠ જમશેદજી જીજીભાઈ, ફરાંમજી કાવશજી બનાજી, અને જીજીભાઈ દાદાભાઈએ સ્થાપેલી પેહલવેહલી નિશાળનાં શેક્રેટરીનું કામ એવણે કેટલુંક સુધી ચલાવ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૩૮ માં એવણે ગુજરાત તથા કછ મધે રેવરંડ ડાકટર વીલશને કરેલી મુસાફરીનાં અહેવાલનાં પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરી તેનું એક દફતર બાહેર પાડ્યું હતું. પ્રજાને લગતાં ઘણાંક જાહેર કામોમાં એવણ આગેવાંની લેતા હતા, તથા પોતાની મગદુર મુજબ નબળાંઓનો બંચાવ અને ગરીબોને સહાય કરતા હતા. એવણે લાંબી મુદત સુધી પોતાનું પત્ર સ્વતંત્રતાથી ચલાવ્યું હતું, જેથી એવણનું "નામ જર-

૧ એ રૂ૨૫૦૦૦) ની જુદી જુદી રકમ બંધે આ દુંઆએ પોતાના હસ્તકમાં એલાહેદી રાખી તેનાં વ્યાજ મધેથી અંજુમન પત્રમાં જણાવ્યા મુજબનાં કામોમાં ખરચેછે; અને શેઠ દીનશાહજી તે મુંબઈની જરથોસ્તી અંજુમનનાં રંકના તરફીઓના સ્વાધીનમાં આપનારછે, તથા શેઠ નશરવાંનજીએ તા૦ ૧ લી અકટોબર ૧૮૭૯ ને દીને તેનું એક જુદું તરસ્ટડીડ કીધુંછે.

૨ જામે જમશેદ, તા૦ ૨૪ મી મેએ ૧૮૫૯.

૩ આ દરેમેહેરમાં નીચલી તખ્તી મારેલીછે:—

"પારશી જમશેદજી શોરાબજી બગવાગરની નઈ-
" એતે આએ અગીઆરી બંધાવીછે પોતાનાં પુનને શારૂ
" પોતાના પઈશાથી. રોજ ૩ માહ ૯ શને ૧૨૨૮ એજ-
" દેજરદી શેનશાહી તા૦ ૨૨ મેએ શને ૧૮૫૯ અંગરેજી
" શવંત ૧૯૧૫ નાં બંધાવીછે."

૪ ટેલીગ્રાફ એન્ડ કુરીઅર, તા૦ ૧ લી જુન ૧૮૫૯.

૫ મુંબઈ સમાચાર, તા૦ ૨૭ મી મેએ ૧૮૫૯.

એ મુજબ રૂ૧૦૦૦) ની નોટ આપવાને બદલે શેઠ ખરશેદજીએ ઇ૦ સ૦ ૧૮૬૭ લગણ દર શાલ રૂ૧૨૫) એ કારણસર કારોબાર મંડળીને આપ્યા કીધા હતા.

તોસ્તી ટોળાનાં છોકરાંમાં પેહેલા કીમતવાંન જાહેર લખનાર તરીકે નોંધી રાખવું વાજબીછે."[१]

તા૦ ૨૯ મી મેએ.

રોજ ૭ માહ ૯ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

આજ દીને મુંબઇમાં વાલકેસર મધે બાઇ કુવરબાઇ તે આ૦ શેઠ શોરાબજી ખરશેદજી કુંદીનાં બીબવાએ પોતાના ખાવંદની નામએતે આદરાંનની એક દરેમેહર બંધાવી પરહાવી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ બાઇ કુવરબાઇ તરફથી એક અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતા, જેમાં જણાવ્યું હતું કે એ દરેમેહર સર્વે જરથોશતીઓને વાપરવાને ખોલ્લી મુકીછે. તથા તેના ખરચને માટે રૂ૧૨૦૦૦) ની સરકારી લોન તથા દરેમેહરની પડોસમાંના બે બંગલા એલાહિદા કાઢયાછે જેને લગતા ચોકસ બંદોબસ્તો કરવામાં આવશે. તેમજ એ દરેમેહરની પડોસમાં જમનને ફીજે માટ સાથનો ઓરલો બંધાવી સર્વે જરથોસ્તીઓને માટે રૂડે વાપરવાને કીજે આપયામાં આવશે. એ બાદ બાઇ તરફથી રૂ૨૦૦) તથા મરહુમ શેઠ શોરાબજીના દોસ્તો શેઠ બહેમનજી જમશેદજી મુલ્લાં અને માણેકજી હોરમજજી પરમેજે રૂ૧૩૦) ધર્મખાતાંઓમાં આપવાની તદબીરની પહાવો હતી.[२]

---

[१] રાસ્ત ગોફતાર, તા૦ ૨૯ મી મેએ ૧૮૫૯.

એવણની પછી મુંબઇ ચાબુક પત્ર થોડુંક સુધી એવણનાં એક ભત્રિજા શેઠ ખરશેદજી શોરાબજી ચાંનદારૂએ તથા તે પછી જુલાઇ ૧૮૬૦ થીતે નવેમબર ૧૮૭૧ સુધી શેઠ દાદાભાઇ એદલજી પોંકચખાંનાંવાલાએ ચલાવ્યું હતું. એ બાદ તા૦ ૪ થી ડીસેમબર ૧૮૭૧ થી શેઠ નાનાભાઇ રૂસતમજી રાંણીનાએ એ પત્ર વેચાતું લઇ પોતે ચલાવ્યું, અને તા૦ ૧૫ મી મારચ ૧૮૭૨ થી તેને અતરે નીકલતાં "અખબારે સોદાગર તથા સમાચાર દરપણ" પત્ર સાથે જોડી નાખ્યું હતું.

[२] મુંબઇ સમાચાર, તા૦ ૩૧ મી મેએ ૧૮૫૯.

આ દરેમેહરમાં નીચલી તખ્તી મારેલીછે:—

"પાક દાદાર હોરમજદની મદદગારીથી અને તેહના
" મોકલેલા હજરત અશો જરતોશતની નેક રેહનુમાઇથી
" આએ દરેમેહરની પવીતર જગા પાક ખોદાતાલાની
" બંદગી કરવાને તથા તે દાદારની ખુશનુદીને કીજે તમામ
" ઇજદ અમશાશપંદો તથા અશો રવાંનોની આરાધના
" કરવાને સરવે જરતોશતીઓને વાપરવાને વાશતે શ્રી મુંબ-
" ઇના આગે વાલકેસર મધે બનાવીછે. એ બનાવનાર
" બાઇ કુવરબાઇ તે મરહુમ મોબેદ નવરોજજી ફરદુનજી
" વાછાની બેટીએ પોતાના ખાવંદ જનનતનશીન મોબેદ
" નેક આઇન શેઠ સોહરાબજી ખુરશેદજી મુંદીની નામએતે
" તે પાક રવાંનને હમેશે ખુશનુદ રાખવાને વાસતે રોજ
" ૭ મો માહ ૯ મો શેહેનશાહી સને ૧૨૨૮ ઇઅજદ-
" જરદીને દને ભલી દીનનાં કાનુન મુજબ એ દરેમેહર
" ઇજવીછે. સંવત ૧૯૧૫ વઇશાખ વદ ૧૨ ને રવેઊ.
" તારીખ ૨૯ મી મેએ ૧૮૫૯ ઇસવી."

તા૦ ૨૯ મી મેએ.

વડોદરાના ગાયકવાડ સરકારનાં એક કારભારી શેઠ દીનશાજી શાપુરજી લાલાને તેમની કીમતી અને નીમકહલાલી ભરી નોકરીઓના બદલામાં આજ દીને માહરાજા ખંડેરાવે જાહેર દરબાર ભરી સોનાનાં કડાં, સોનેરી પોશાગની એક જોડ, અને છતરીનો સરપાવ બીટ્ આપ્યો હતો. એવણે "માહરાજા ખંડેરાવની ચાકરી મધે રહીને એ માહરાજાને ઘણાએક ફાએદા કીધાછે, તથા ફોટોગરાફી અને રશાએણ શાસ્ત્ર સંબંધી શોધ એ માહરાજાને મી૦ દીનશાજીની ચંચલાઇથી ઉતપન થએઓછે."[३]

---

તા૦ ૫ મી જુન.

રોજ ૧૮ માહ ૯ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—નશરવાંનજી શાપુરજી ભેદવાર[४]—ઉમર વર્ષ ૬૧) આ૦ શાપુરજી રતનજી ભેદવારના દીકરા. એવણ પેહલવેહલા ઇ૦ સ૦ ૧૮૩૯ માં કમીસરીએટ ખાતાં સાથે કાબુલ ગયા હતા. તે બાદ કરાંચી તથા સીંધ હૈદરાબાદ ખાતે કમીસરીએટ અને ઇજિનેર ખાતાંના વડા કારભારી થયા હતા, અને મરણની થોડીક મુદત આગમજ મુંબઇ આવ્યા હતા.

---

તા૦ ૮ મી જુન.

રોજ ૧૭ માહ ૧૦ (કે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—પોંહચાજી ફરામજી પાંડે—ઉમર વર્ષ ૩૫) શેઠ ફરામજી પેશતનજી પાંડેના દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૪૨ થી પોતાના બાપે સ્થાપેલી "પોંહચાજી ફરામજી" નાં નામની પેહડી તથા દુકાનમાં શામેલ હતા; અને આએ સાલના આપરેલ માસમાં પોતાની તબીઅતનાં સુધારાને માટે શીંગાપોર ખાતે હવા ફેરબદલ કરવાને ગયા હતા, જ્યાંથી પાછાં ફરતાં ગાલીનાં દરીયામાં એવણનું મરણ નીપજ્યું હતું.[५]

---

તા૦ ૧૦ મી જુન.

આજ દીને મરહુમ શેઠ પોંહચાજી ફરામજી પાંડેનાં ઉઠમણાંમાં તેમના બાવા શેઠ ફરામજી પેશતનજી પાંડે

---

[३] રાસ્ત ગોફતાર, તા૦ ૧૨ મી જુન ૧૮૫૯.

[४] શેઠ શાપુરજી નશરવાંનજી ભેદવારના બાવા.

[५] એવણનાં રવાંનને ગાલી મધે લાવી ત્યાંના એક જરથોશ્તી શેઠ પેશતનજી પાલણજી ગાલીવાલાની વાડી મધે ખુમીદા કીધું હતું. પછવાડેથી એજ શેઠ પેશતનજી પણ ગાલી મધેજ મરણ પામવાથી તેમનું રવાંન પણ તેજ જગોપર ખુમીદા કીધુંછે.

તથા બેહેદીનોએ મળી રૂ. ૬૫૦) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૫ મી જુન.

રોજ ૨૮ માહ ૯ (શે૦) ૧૨૨૮ યઝદઝરદી.

**મરણ**—આદરબાદ નવરોજજી દેહગુરા—ઉમર વર્ષ ૫૯) એવણ અતરેની સરકારી ગાદીમાં વડા મોભતરી હતા.

તા૦ ૧૫ મી જુન.

રોજ ૨૮ માહ ૯ (શે૦) ૧૨૨૮ યઝદઝરદી.

સુરત મધે ભરથાંણાંનાં દોખમાંઓની સાંમે પથ્થરની એક શગડી મરહુમ શેઠ પેશતનજી કાવશજી શેઠનાની નાઆએતે તેમનાં ભાઈ શેઠ ફરામજી કાવશજી શેઠના તથા ભત્રિજાઓ શેઠ કાવશજી પાલણજી શેઠના અને ખરશેદજી તથા કુવરજી બહમનજી શેઠનાએ બંધાવી આજ દીને એક જશન કરી અંજુમનને વાપરવાને ખોલ્લી મુકી હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ ઉપલા ચારે ગ્રહસ્થોનો સુરતનાં રેતમપરાની અંજુમન તરફથી એક માનપત્ર વાંચી જાહેરમાં ઉપકાર માન્યો હતો.[2]

તા૦ ૨૩ મી જુન.

રોજ ૨ માહ ૧૧ (ક૦) ૧૨૨૮ યઝદઝરદી.

**મરણ**—ધનજીભાઈ નશરવાંનજી કામાજી—ઉમર વર્ષ ૫૭) શેઠ નશરવાંનજી મનચેરજી કામાજીના બીજા દીકરા. એવણ પ્રથમમાં અતરેના જાણીતા વેપારી શેઠ હોરમજજી બેહરામજી ભાટલીવાળાની દુકાનમાં કારભારી હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૬ માં શેઠ ખરશેદજી કાવશજી બનાજીની તરફથી ચીન ખાતે તેઓએ સ્થાપેલી "હોરજી નવરોજજીની કં૦" માં મેનેજર તરીકે ગયા હતા. ત્યાંથી ૧૮૩૯ માં અતરે આવી પાછા તેજ શાલમાં ચીન પોતાને હીસાબે વ્યાપાર તથા આડતનું કામ કરવાને ગયા હતા. ઈ૦ સ૦ ૧૮૪૩ માં ત્યાંથી પાછા મુંબઈ આવી અતરે પોતાનો રોજગાર ચલાવતા હતા. દેશીઓની સંસારી હાલતમાં સુધારો થાએલો જોવાને એવણ ઘણી ખાએશ રાખતા હોવાથી દરેક પ્રજા ઉપયોગી કામોમાં નાણાંની મોટી મદદ આપતા હતા. "આજ આસરે દશ વરશની વાત ઉપર દેશી છોકરીઓને સુધરેલા પાએઆથી કેલવણી આપવાનાં કારણસર જારે નીશાલો પેહલેવેહલી સથાપીઆમાં આવી હતી તારે તે નીશાલોનો અજમાએશ તરીકે બે વરશ સુધીનો ખરચ પુરો પાડનાર ચાર સાહેબોની સંઘમાં શેઠ ધનજીભાઈ શામેલ હતા, અને તે વખતથી તે આજ સુધી તેવણે જુદી જુદી વેલાએ એ નીશાલોને નાણાંની મોટી રકમોનો આસરો આપીઓ હતો."[3]

તા૦ ૨૫ મી જુન.

આજ દીને મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાંનજી કામાજીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી નીચલાં ધણ ધર્મનાં કામો કરવા માટે તેમનાં વીધવા બાઈ ધનબાઈજી તરફથી એક અંજુમન પત્ર વંચાવવામાં આવ્યો હતો:—

"જરતોશતી છોકરીઓની નીશાલનાં ફંડમાં રૂ૧૦૦૦૦) ની ચાર ટકાનાં વીઆજની નોટ આપવી તેની શરત એજે એ રૂપીઆનું વીઆજ ઉપજે તે મધેથી જે છોકરી શીખશકને લાએકની પરીખશા આપે તેને રૂ૧૦૦) નું ઇનામ આપે, તે એકજ વેલા આપે—વળી નવી બીજી છોકરીઓ શીખશકને લાએકની થતી જાએ તેમ દર વરશે શઉથી શરશ એક છોકરીને બેહસ્તી શેઠ ધનજીભાઈ નાશરવાંનજી કામાજીનાં નાંમથી ઉપલી રકમનું ઇનામ આપે શહી, બાકીનું વીઆજ નીશાલનાં ફીરકુલ ખરચમાં વાપરે, મુદલ નાણું વાપરવું નહીં.

"નોશારીની જરથોશતી મદરેશાને શારૂં એક મુકાંમ રૂ૮૦૦૦) ખરચીને બાંધી આપવું તે શાથે તેને દર વરશ દરૂશત રાખવાને શારૂં રૂ૨૦૦૦) ની ચાર ટકાનાં વીઆજની નોટો તરશટીઓના અખતેઆરમાં આપેઆમાં આવશે કે તેનું વીઆજ અગતની વેલા અંમલો દરૂશત રાખીઆમાં વાપરે શહી.[4]

[1] મુંબઈની પારસી પંચાતનાં તથા ફદમી શાહંશાહીનાં મંડળી સવંત ૧૯૧૫ તથા જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી, ફોરનું ધર્મનું દવાખાનું, અને ઇરાંનીઓની હાલત સુધારનારી મંડળીનાં ઇસવી ૧૮૫૯ અને નાવારેસ ઇરાંનીઓનાં ફંડની યઝદઝરદી ૧૨૨૮ ના હીસાબની ચોપડીઓ.

[2] જામે જમશેદ, તા૦ ૨૨ મી જુન ૧૮૫૯.

આ શગડી ઊપર નીચે પ્રમાણે તખ્તી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ

"આએ મુકાંમ પેશતનજી કાવશજી દારાબ શેઠનાની "નાઆએતે શરવે જરતોશતીઓને વાપરવા શારૂં બંધા-"વીઊછે. શાને ૧૨૨૮ એઝદેઝરદી. શાને ૧૮૫૯ ઇસવી."

[3] રાસ્ત ગોફતાર, તા૦ ૨૬ મી જુન ૧૮૫૯.

[4] એ મુજબ નવસારી મધે એ મદરેસાને સારૂ ઇ૦ સ૦ ૧૮૬૩ માં ઊપજી રૂ૧૦૦૦૦) ની રકમમાંથી એક મકાંન તથા જગાનો કટકો મળી રૂ૫૧૬૨ા ની કીમતે વેચાતું લીધું હતું, અને તેની મરામત વગેરેનો ખરચ બાદ કરતાં હાલ બાકી રૂ૫૦૩૪)૧૫)૧૧ એ મદરેસાનાં દફતરમાં મરહુમ શેઠ ધનજીભાઈનાં નામનાં જુદાં ખાતાંમાં અનામતછે.

"કીરોલ અને ચોમાર ગામોની વચેની ખાર ખાડીમાંથી માણસ અને ઢોરોને આવજાવ થવાને ઘણી હરકત થાએચ તેથી એક પુલ અને રસ્તો પકો બાંધીને શરકારી રસતાની શાથે મેળવી આપવાનો ઠેરાવ કીધોછે તેનો શરકાર શાથે બંદોબસત કરી બાંધી આપવામો આવશે."[૧]

એ ઉપરાંત બીજા રૂ૨૯૦૦) મરહુમ શેઠ ધનજીભાઈની પુંજીમાંથી પરચુરણ ધર્મખાતાંઓમાં આપવાની તંદરોસ્તી પઢાવી હતી.[૨]

તા૦ ૨૬ મી જુન.

રોજ ૫ માહ ૧૦ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

**મરણ**—નાનાભાઈ જમશેદજી ઇસિકોરૂવાલા[૩]—ઉમર વર્ષ ૫૬) શેઠ જમશેદજી એદલજી ઇસિકોરૂવાલાના વડા દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપના હાથ હેઠલ "એપોલો પ્રેસ" માં રહેલા હતા. તે પછી ઈ૦ સ૦ ૧૮૩૭ માં બાપનાં મરણ બાદ તે કારખાનાંના વડા ઉપરી ઠરયા હતા.

તા૦ ૧ લી જુલાઈ.

શેઠ નશરવાંનજી અરદેસર ખરશેદજી વાડીઆ કે જેવણ ગયા આપરેલ માસમાં સંચાકામની ખરીદીને માટે ઈંગલાંડ ગયા હતા તેવણે તે તરફ "બાઈલર" ની બનાવટમાં કાંઈ નવો સુધારો પોતાની તરફથી શોધી કાહડયો હતો, કે જેથી કરી તે હમણુંનાં કરતાં ઘણુંઘણી વધતી મુદત ટકી શકે. આ માટેનો શેઠ નશરવાંનજીએ ઈંગલાંડની સરકાર તરફથી "પેટંટ" મેલવ્યો હતો, અને તે પેટંટ ત્યાંના કેટલાક બાફના સંચા બનાવનારાઓએ શેઠ નશરવાંનજી પાસે ૧૫૦૦૦) રૂપીએ વેચાતો માગેલો હતો. "હીંદુસથાંનનો એક રેહેવાશી બાફના સંચાને લગતી એક નવી હીકમત શોધી કાહાડે, અને તે હીકમતનો ફાએદો લેવાને ઈંગલંડ જેવાં સુધરેલાં દેશના લોકો આતુરતા બતલાવે, એ વાત આ દેશના લોકોને બહુ બહુમાન આપે હેવીછે."[૪]

તા૦ ૧ લી જુલાઈ.

ખેતવાડી મધે જરથોસ્તી છોકરીઓને માટે શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ આજ દીનથી પોતાને ખરચે એક નીશાલ સ્થાપી હતી.[૫]

---

૧ એ રસ્તો રૂ૧૩૦૦૦) ખરચી સરકાર હસ્તક બંધાવી ઈ૦ સ૦ ૧૮૬૩ થી પ્રજાને વાપડવાને ખોલ્લો મુકયોછે.

૨ જામે જમશેદ, તા૦ ૨૭ મી જુન ૧૮૫૯.

૩ શેઠ બરજોરજી નાનાભાઇ ઇસકોરૂવાલાના બાવા.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨૮ મી આગસ્ટ ૧૮૫૯.

૫ રાસ્ત ગોફતાર, તા૦ ૩ જી જુલાઇ ૧૮૫૯.

એ નિશાલ શેઠ સોરાબજી શાપુરજી બંગાલીની સુચના ઊપરથી સ્થાપી હતી, અને તેની દેખરેખ ઈ૦ સ૦ ૧૮૬૪ સુધી તેવણે, તથા ઊપરીપણું ખેતવાડીના એક જરથોસ્તી શેઠ રૂસતમજી મનચેરજી જોશીએ ચલાવ્યું હતું. એ પછી ઈ૦ સ૦ ૧૮૬૪ ના ફેબરવારી માસથી શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ એ નિશાલનું ઊપરીપણું શેઠો અરદેસર રૂસતમજી મુનશી, શાપુરજી સોરાબજી સકલાતવાલા, અરદેસર ફરાંમજી મુસ, અને હોરમજજી શાપુરજી પારેકને સોંપ્યું હતું, તથા ૧૮૭૦ ની આખરી સુધી સઘળો ખરચ જેની એકંદર રકમ રૂ૨૨૦૦૦) ની થઇ હતી, તે પોતે એખલે હાથે ચલાવ્યો હતો. એ બાદ ઈ૦ સ૦ ૧૮૭૧ ની શરૂઆતથી શેઠ કાવશજીએ એ ખરચ પોતે એખલાએ ચલાવવાનું બંધ કરવાની મજકુર ઊપરીઓને ખબર આપવાથી એ તરફના એક રેહવાસી શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાએ તા૦ ૯ મી અકટોબર ૧૮૭૦ ને દીને ખેતવાડીના જરથોસ્તી રેહવાસીઓની એક સભા પોતાનાં મકાનમાં બોલાવી હતી. એ સભામાં એ નિશાલ જરથોસ્તી લોકોનાં ઊઘરાંણાંથી ચલાવવા તથા તેનો હવે પછીનો વહીવટ કરવાને શેઠો એદલજી રૂસતમજી સુનાંવાલા (સરનશીન), અરદેસર ફરાંમજી મુસ (ઓનરરી શેક્રેટરી), હોરમજજી ખરશેદજી આશાબરનર, અરદેસર બહમનજી કાકા, અરદેસર રૂસતમજી મુનશી, દીનશાહજી એદલજી લાંમ, ડાકટર ફરાંમજી શાપુરજી, અને રૂસતમજી મેહરવાંનજી માસટરની એક કારોબાર મંડલી મુકરર કરવાના ઠેડાવો થયા હતા. એ કારોબાર મંડલીમાં પછવાડેથી ડાકટર કાવશજી પેશતનજી, શેઠો બહમનજી પીરોજશાહ વકીલ, બહમનજી મનચેરજી પંથકી, અને બેજનજી એદલજી સુનાંવાલાને શામેલ કીધા હતા. એ નિશાલને માટે શેઠ એદલજી રૂસતમજી સુનાંવાલાએ પોતાનાં રેહઠાંણની પડોસમાંનું પોતાનું એક કુશાદે મકાંન તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૧ થી મુફત વાપડવાને આપ્યું હતું, જે હજુસુધી મુફત વાપડવામાં આવેછે. એ નિશાલનો ખરચ જયાંસુધી શેઠ કાવશજી ચલાવતા હતા ત્યાંસુધી છોકરીઓને મુફત કેળવણી આપવામાં આવતી હતી, પણ તે ખરચ તેવણે બંધ કીધા પછી ઈ૦ સ૦ ૧૮૭૧ થી ગરીબ જરથોશ્તીઓની છોકરીઓને મુફત કેળવણી આપી શકિતવાળાં માબાપોની છોકરીઓ પાસેથી રૂ૦॥ અથવા રૂ૧) ની માસીક ફી લેતાં કીધીછે; તથા તા૦ ૧ લી મારચ ૧૮૭૬ થી તેમાં મરદોને બદલે સ્ત્રી શિક્ષકો રાખવામાં આવીછે, તથા ગુજરાતીની સાથે ચટતા વર્ગની છોકરીઓને તેમનાં માબાપોની મરજી હોય તો રૂ૨) ની માસીક ફી લઇને ઈંગ્રેજ સ્ત્રી શિક્ષકના હાથ હેઠલ ઈંગ્રેજી ભાષાની ૩ જાં ધોરણ સુધી તાલીમ આપવામાં આવેછે. એવી રીતે ચટતા વર્ગોની ઈંગ્રેજી શિખનારી ગરીબ જરથોસ્તીઓની ૧૦) છોકરીઓની દર માસે

### તા૦ ૮ થી જુલાઈ.

આતરેની પોલીસનો ડેપ્યુટી કમીશનર મી૦ સી. ફારજેટ કે જે છેલ્લાં ચાર વર્ષ થયાં આ ઓહ્દો બજાવતો હતો, અને જેણે છેલ્લા હિંદુસ્થાનમાં ફીતુરી બળવા વખતે મુંબઈમાં સમાધાની જાળવી રાખવાને ઘણા સાહુચેતીના ઉપાયો લીધા હતા, તે રજાપર ઈંગલાંડ જનાર હોવાથી આતરેના દેશી રેહવાસીઓએ નામદાર સરકારની પરવાનગી લઈ આજ દીને તેને મરહુમ સર જમશેદજી વાલા મજગાંમ કાસલમાં બોલાવી એક માનપત્ર આપ્યું હતું. સરનશીનની ખુરસી સર ખરશેદજી જમશેદજી જીજીભાઈ બારોનેટને આપવા બાદ તેવણે એક સુભાખીત ભાષાણ કરી ઉપલું માનપત્ર મી૦ ફારજેટને વાંચી સંભળાવ્યું, જેમાં તેની આ દેશમાં બજાવેલી સેવાઓ વિષેનો આભાર માન્યા બાદ જણાવ્યું હતું કે આતરેના દેશીઓ તરફનાં માનની એક નીશાંણી દાખલ ઈંગલાંડ મધે મીશીઅરસ ફારબસ, ફારબસની કું૦ તેને રૂ૨૫૦) ગીનીની એક પીસ ઑફ પ્લેટ બેટ આપશે, તે તેને કબુલ રાખવી. મી૦ ફારજેટ એના ઘટતો ઉતર વાલ્યા બાદ સભા બરખાસ્ત થઈ હતી.[1]

રૂ૨) લેખની ફી સર કાવશજી જાંગીરજીએ તા૦ ૧ લી મારચ ૧૮૭૬ થી તે ૧૮૭૮ ના જુલાઇ માસમાં પોતાનાં મરણ સુધી પોતાની તરફથી આપી હતી; તેમજ એ નિશાલના ખરચને માટે ઈ૦ સ૦ ૧૮૭૧ પછી જુદે જુદે વખતે તેવણે રૂ૨૬૨૫) તથા તેમનાં મરણ પછી તેમના વારસ શેઠ જાંગીરજી કાવશજી જાંગીરજીએ બે મરતબે મળી રૂ૫૦૦) આપ્યા હતા, અને બાકીનો ખરચ પારસીઓ વરચે ઉઘરાણું તથા નિશાલની માસીક ફી મધેથી ચલાવવામાં આવતો હતો. પછવાડેથી નિશાલના ખરચ કરતાં આવક ઘણી ઓછી થવાથી ઉપલી કારોબાર મંડલીએ તા૦ ૨ જી સપટેમબર ૧૮૭૫ ને દીને આતરેનાં કેળવણી ખાતાંના વડા જોગ એક પત્ર લખી એ નિશાલને પણ સરકાર તરફની "ગ્રાંટ ઈન એડ" ની મદદ આપવા માટે પોતાનાં ખાતાંમાં રેજીસટર કરવાને અરજ કીધી હતી, જે ડાઇરેકટર ઑફ પબલીક ઈનસ્ટ્રકશન મી૦ કે. એમ. ચેટફીલડે તા૦ ૬ થી અકટોબર ૧૮૭૫ ને દીને બાહલ રાખી હતી, જેથી એ નિશાલને હાલમાં દર શાલ સરકાર તરફથી રૂ૫૫૦) ને આસરેની "ગ્રાંટ ઈન એડ" મલેછે, તથા એમાં હાલ ૧૨૫) પારસી છોકરીઓ કેળવણી લેછે, અને તેનું નામ "સર કાવશજી જાંગીર રેડીમની નાઇટ, સી. એસ. આઇ. ની બેતવાડી પારસી છોકરીઓની નિશાલ" કરી હજુસુધી ચાલુછે.

[1] બોમ્બે ગેઝેટ, તા૦ ૯ ડી જુલાઈ ૧૮૫૯.

મી૦ ફારજેટને આ માનપત્ર તથા ટેસટીમોનીઅલ આપવાનો ઠેરાવ કરવાને આતરેના આગેવાન દેશી ગ્રહસ્થોની એક સભા તા૦ ૨૮ મી મેએ ૧૮૫૯ ને દીને મજગાંમ કાસલ મધે ભરાઇ હતી, તે વખતે ઉપલું માન પત્ર ઘડવા

### તા૦ ૫ મી જુલાઈ.

આએ વર્ષની અપરાધીઓની છાંડણુ કરનારી બીજીવારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ચીફ જડજ સર જોસફ આરનોલડની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[2] :—

શેઠ ધનજીભાઈ ફરામજી પટેલ, દીનશાહજી માણેકજી પીટીટ, શોરાબજી જાંગીરજી દાદીશેઠ.

### તા૦ ૧૮ મી જુલાઈ.

એલફીનસટન કાલેજના વિદ્યાર્થીઓની ગયા આપરેલ માસમાં લેવાયલી પરીક્ષામાં સ્કાલરશીપ મેલવેલા વિદ્યાર્થીઓમાં આ શાલ નીચલા પારસીઓ હતા[3] :—

શેઠ ધનજીભાઈ શાપુરજી બાટલીવાલા, હોરમજજી જાંગીરજી તાલિયારખાં, કાવશજી એદલજી પટેલ, રતનશાહ એરચશાહ કોહીઆર.

તથા ઉઘરાણાંની ટીપ ફરતી કરવાને સર ખરશેદજી જમશેદજી જીજીભાઇ બારોનેટ તથા શેઠ બહમનજી હોરમજજી વાડીઆ, કાવશજી જાંગીરજી રેડીમની, ફરામજી નશરવાંનજી પટેલ, જગંનાથ શંકરશેઠ, રામલાલ થાકોરસીદાસ, અને વરજીવણદાસ માધવદાસની એક કમીટી ઠેડવી હતી.

[2] બોમ્બે ટાઇમસ, તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૫૯.

[3] બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૪ મી જુલાઇ ૧૮૫૯.

એ ઉપરાંત ઈ૦ સ૦ ૧૮૫૮-૫૯ ના ડાઇરેકટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશનના રીપોરટમાં લખેછે કે એલફીનસટન કાલેજના સર્વેથી ઉપલા (સીનીયર) વર્ગમાં બે વિદ્યાર્થીઓ શેઠ અરદેસર પેશતનજી શેઠના અને ફરામજી શોરાબજી ભરૂચા બધી પરીક્ષામાં ચટતા આવ્યાછે, તથા હીરજીભાઇ અસપંદીઆરજી ખંબાતા અને મનચેરજી દીનશાહ ગાંધીનાં ઇંગ્રેજી ગ્નાન વિષે લખેછે કે:—

The English of Heerjeebhoy Aspendiarjee and Muncherjee Dinsha, though not free from occasional mistakes, is remarkably easy and idiomatic, and deserves especial mention.

વળી પુણાં કાલેજના બે પારસી વિદ્યાર્થીઓ શેઠ દોરાબજી અને નવરોજજી પદમજી પેશતનજી માટે એજ રીપોરટમાં લખેછે કે:—

Among the shorter essays, those of Dorabjee and Nowrojee Pudumjee are remarkably good. The former, in especial, is perhaps the best paper that has come before me in any subject. I may take this opportunity to mention the excellent performance of these two students throughout the examination, and the careful and scholarlike style of their papers.

એજ રીપોરટમાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનાં દુખ ભરેલાં મરણ બાબે નીચે પ્રમાણે નોંધ કીધીલીછે:—

Soon after those lines were written, the venerable subject of them (Sir Jamsetjee Jeejeebhoy Bart.) passed away from us, full of years and honours, leaving a name that will ever be held in honouor among all castes and races of India, and to his wealthy countrymen an animating example of munificence at once patriotic and catholic, unstained and discriminating.

તા૦ ૨૭ મી જુલાઈ.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનિસ્ટીટીઉશ" ના પ્રરનશીન તરીકે સર ખરશેદજી જમશેદજી જીજીભાઈ બારોનેટ નેમાવાથી તેમની, તથા મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટનાં મરણથી તેમની ખાલી પડેલી જગાપર બે નવા અધિકારીઓ ઠેડવવા માટે આજ દીને એ ખાતાંની એક સભા મલી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી શેઠ પેશતનજી જાંગીરજી તારાચંદ અને દીનશાહજી માણેકજી પીટીટને તે જગા પર મુકરર કરવામાં આવ્યા હતા.[1]

---

તા૦ ૨૮ મી જુલાઈ.

રોજ ૭ માહ ૧૧ (શે૦) ૧૨૨૮ યજદજરદી.

હિંદુસ્થાંન ખાતેના નામદાર રાંણીના મુલકોમાં ઉભા થાએલા આફત ભરેલા બલવાનો હીગાંમ ખોદાતાલાની મેહરબાંનીથી મટી ગયો, અને સુલેહ તથા સમાધાંની પાછી ચાલુ થાઈ તે બાબેની શોકરગુજારીમાં હિંદુસ્થાંનની સર્વે રૈયતે પોત પોતાના રેવાજ મુજબ એક જાહેર બંદગી કરવાને હિંદુસ્થાંનના નામદાર ગવરનર જનરલ લારડ કાનીંગે ગઈ તા૦ ૧ લી જુલાઈને દીને એક જાહેરનામું પ્રગટ કરી આજનો દિવસ ઠેડવ્યો હતો. તે મુજબ અતરેની પારસી પંચાતનાં અકાબરોએ વર્તમાન પત્રોમાં તથા છુટાં હેનડબીલોની મારફતે ખબર છપાવી આજ દીને મંગલવારનાં ૯ કલાકે મરહુમ શેઠ હોરમજજી બહમનજી વાડીઆવાલાં આતસબેહરાંમ મધે એક જાહેર જશનમાં શામેલ થાઈ બંદગી કરવાને સર્વે જરથોશ્તીઓને એતતેમાસ કીધી હતી, તેની રૂએ તે જગોએ જરથોશ્તીઓની એક મોટી સંખ્યા હાજર થાઈ હતી. જશનની ક્રિઆ પુરી થવા બાદ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ ઉંચી ગુજરાતી ભાષામાં આએ બનાવની શોકરગુજારી કરવા માટે પોતે એક ખાસ બંદગી જોડી હતી તે બુલંદ અવાજે વાંચી સંભળાવી, અને તેની ૨૦૦૦) નકલો મીજલસમાં વેહેંચી હતી. એ પછી ચાશની કરી સર્વે લોક વદાય થયું હતું.

વળી એજ દીને સાંજનાં મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાજીવાલાં આતશબેહરાંમમાં કેટલાક જરથોશ્તીઓએ એક જુદું જશન કીધું હતું, જે વેળાએ દસ્તુર શોરાબજી રૂસતમજી મુલ્લાંફીરોજનાએ પણ ઉપલીજ મતલબની એક દોઆ ગુજરાતીમાં વાંચી સંભળાવી, તથા શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાએ એક ઠેરાવ વાંચી સંભળાવી ઉપલી મરહુમ શેઠ હોરમજજી વાડીઆનાં આતશ બેહરાંમમાં પંચાતના અકાબરોને નામે જે મીજલસ બોલાવી તે ગેરકાયદે હતું એમ જાહેર કીધું.[2]

---

તા૦ ૧ લી આગસ્ટ.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટનું આએ ટાપુની કોઈ જાહેર જગો ઉપર બાહવલું ઉભું કરવાને મુંબઈના સઘળી ગ્નાતના રેહવાસીઓની તા૦ ૨૮ મી જુન ૧૮૫૯ ને દીને ટાઉનહાલ મધે મલેલી જાહેર સભામાં થાએલા ઠેરાવ મુજબ ઉઘરાણું કરી ઈંગલાંડથી એ મરહુમ ઉમરાવનું સંગેમરમરનું આખાં કદનું એક બાહવલું બનાવી મંગાવ્યું હતું. તે બાહવલું મુંબઈના ટાઉનહાલમાં રાએલ એશીઆટીક શોસાઈટીનાં પુસ્તકખાંનાંની દેવાલની અડોઅડ તથા મરહુમ ગવરનર સર જાન માલકમનાં બાહવલાંની સાંમે ગોઠવી આજ દીને એ કામ માટે નેમાએલી કમીટીએ મરહુમ સર જમશેદજીના ઘણાક સાહેબજાદાઓની હજુરમાં ખોલ્લું મુક્યું હતું.[3]

---

[1] જામે જમશેદ, તા૰ ૪ થી આગસ્ટ ૧૮૫૯.

[2] જામે જમશેદ, તા૰ ૩૦ મી જુલાઈ તથા ૬ ઠી આગસ્ટ ૧૮૫૯.

એજ મુજબ સુરત મધે પણ એ દીવસે મરહુમ શેઠ દાદાભાઈ નસરવાંનજી મોદીવાલાં આતશબેહરાંમમાં જશન કરવામાં આવ્યું હતું. જે વેળાએ મોદી રૂસતમજી ખુરશેદજીની તરફથી તેમના ભાઈ મોદી એદલજી ખુરશેદજીએ જશન કરવાનું કારણ વાંચી સંભળાવ્યું, જે પછી દસ્તુર કેખશરૂ દાદાભાઈએ ક્રિઆ શરૂ કીધી, જે પુરી થવા બાદ શેઠ કેખશરૂ હોરમજજી આલપાઈવાલાએ ઈંગ્રેજી રાજની ખુબી વિષે એક ભાષણ કરી સંભલાવ્યું હતું. ભરૂચ મધે પણ એ દીને પારસીઓએ એક મોટું જશન કીધું હતું, જે વેળાએ દસ્તુર પેશોતનજી અસપંદીઆરજી કામદીનજીનાએ જશનની ક્રિઆ પુરી કીધા બાદ શેઠ દોરાબજી ફરાંમજી દસ્તુર કામદીનનાએ ઈંગ્રેજી રાજની ખુબી વિષે શેઠ શોરાબશાહ દાદાભાઈ મુનસફનાંએ તૈયાર કરેલું ભાષણ વાંચી સંભલાવ્યું, જેમનો શેઠ બહમનશાહ બેહરાંમજી વકીલે અંજુમન તરફથી ઊપકાર માન્યો હતો. મરી મધે પણ એ દીને ત્યાંનાં પારસીઓએ એક જશન કીધું હતું, જે વેળાએ દસ્તુર હોશંગજી જામાસપજી જામાસપઆશાનાએ એ અવસરને લગતું એક ભાષણ કીધું હતું. કલકતા મધે પણ એ દીને ત્યાંના પારસીઓએ મરહુમ શેઠ રૂસતમજી કાવશજી બનાજીવાલી દરેમેહરમાં જશન કીધું હતું.

[3] બોમ્બે ગેઝેટ, તા૰ ૩ જી આગસ્ટ ૧૮૫૯.

આ બાહવલું સંગેમરમરનાં એક મોટાં તખ્ત ઊપર ગોઠવ્યું છે, અને તે તખ્તની આગલી બાજુપર ફકત નીચે મુજબ સર જમશેદજીનું નામ કોતરયું છે:—

"SIR
JAMSETJEE JEJEEBHOY,
Baronet
1857."

તા૦ ૫ મી ઓગસ્ટ.

બોમ્બે ટાઈમ્સના માનેજર શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાને મુંબઈની મ્યુનીસીપાલીટી તરફથી ઈમારતો અને જમીનોના છાપાના "આસેસર" નેમ્યા હતા.[૧]

તા૦ ૧૨ મી ઓગસ્ટ.

રોજ ૨૨ માહ ૧૧ (શે૦) ૧૨૨૮ યઝદજરદી.

આજ દીને મરહુમ બાઈ પીરોજબાઈ તે શેઠ જમશેદજી ફરદુનજી પારખનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેમના બાવદે રૂ૨૦૦૦) તથા બાવા મરહુમ શેઠ રૂસતમજી કાવસજી સરાફની પુંજી મધેથી રૂ૨૦૦) મલી રૂ૨૨૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૨]

તા૦ ૧૫ મી ઓગસ્ટ.

રોજ ૨૫ માહા ૧૧ (શે૦) ૧૨૨૮ યઝદજરદી.

આજ દીને મરહુમ બાઈ બીખાઈજી તે શેઠ રૂસતમજી પેશતનજી બાકસટરનાં ધણીઆંની તથા શેઠ ફરામજી પેશતનજી પાંડેનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમનાં બેટીઓએ રૂ૮૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૧૮ મી ઓગસ્ટ.

રોજ ૨૮ માહ ૧૨ (ક૦) ૧૨૨૮ યઝદજરદી.

આજ દીને મરહુમ બાઈ હમાંબાઈ તે શેઠ માણેકજી શેરાબજી વાછાગાંધીનાં ધણીઆંની તથા મરહુમ શેઠ રૂસતમજી તેહમુલજી રેડીમનીનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમનાં બેટીઓએ રૂ૮૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૪]

તા૦ ૧૮ મી ઓગસ્ટ.

આજ દીને અતરેની પોલીસમાં મલેલા પેટીશેશનની કોરટમાં માજીસ્ટ્રેટની સાથે એક અધિકારી તરીકે શેઠ શેરાબજી જાંગીરજી દાદીશેઠ બીરાજ્યા હતા.[૫]

તા૦ ૨૦ મી ઓગસ્ટ.

ઇંગલાંડ મધે પ્રગટ થતાં નામીચાં "ઇલસ્ટ્રેટેડ લંડન ન્યુસ" ના આજની તેરીખના આંકમાં સર ખરશેદજી જમશેદજી જીજીભાઈ બારોનેટની એક તસવીર તથા જન્મચરીત્રનો થોડોક અહેવાલ છપાઈ પ્રગટ થાયો હતો.

તા૦ ૨૦ મી ઓગસ્ટ.

પુણાં અને નાગપોર વચ્ચેના મેલ કંત્રાકટર આ૦ શેઠ પેશતનજી શોરાબજીએ છેલ્લા બળવાની વેળાએ સરકારની જે કીમતી નોકરીઓ બજાવી તેના બદલામાં હિંદુસ્થાંનની સરકારે એ ગ્રહસ્થને રૂ૧૦૦૦૦) ઈનામ તરીકે આપ્યા હતા.[૬]

તા૦ ૨૬ મી ઓગસ્ટ.

રોજ ૧ માહા ૧ (ક૦) ૧૨૨૯ યઝદજરદી.

આજ દીને શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ પોતાના દીકરા શેઠ બહમનજી તથા બાઈ ધનબાઈજી તે મરહુમ શેઠ ધનજીભાઈ નશરવાંનજી કામાજીનાં વીધવાએ પોતાની દીકરી બાઈ બચુબાઈની શેહાદીની ખુશાલીમાં રૂ૧૦૦૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૭]

તા૦ ૨૯ મી ઓગસ્ટ.

બળવાના વખતમાં અતરેનાં કમીશરીએટ ખાતાં સાથે ગયલા એક ઇરાંની જરથોસ્તી શેઠ ખોદાબખશ મેહરવાંનને ગોવાલીઅરના માહરાજાએ તે તરફની પોલીસ ફોજમાં રૂ૨૫૦) ને દરમાએ રાખ્યા હતા.[૮]

આ બાહુવલું ખોલ્લું મુકવાની ક્રિયા જાહેર રીતે કરવાનો કમીટીનો વિચાર હતો, પણ મરહુમ સર જમશેદજીના સાહેબજાદાઓએ મરનારના શોગને લીધે તેમ કરવાને પોતાની નાખરજી જણાવ્યાથી તે ઊપર મુજબ ખાંનગી રીતેજ ખોલ્લું મુકવામાં આવ્યું હતું. એ બાહુવલું લંડનના નામીચા શીલ્પશાસ્ત્રી બારન મારાકીટીએ ૪૦૦૦) પાંઊંડને ખરચે બનાવ્યું હતું, અને તે ઇ૦ સ૦ ૧૮૫૮ ના મેએ માસમાં અતરે મોકલવા વાહણપર ચઢાવ્યા આગમજ માહરાંણી વિક્ટોરીઆ પોતે તે જોવાને ગયાં હતાં.

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૫ મી આગસ્ટ ૧૮૫૯.

૨ જામે જમશેદ, તા૦ ૧૩ મી આગસ્ટ ૧૮૫૯.

૩ જામે જમશેદ, તા૦ ૧૬ મી આગસ્ટ ૧૮૫૯.

૪ જામે જમશેદ, તા૦ ૨૨ મી આગસ્ટ ૧૮૫૯.

૫ બોમ્બે ટાઈમસ, તા૦ ૧૯ મી આગસ્ટ ૧૮૫૯.

૬ બોમ્બે ટાઈમસ, તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૫૯. બળવાની વેળાનાં આ એમનાં ભારી કામને માટે પોસ્ટ માસટર જનરલ મી૦ ડી. સી. આર. લેટન તા૦ ૩૦ મી નવેમબર ૧૮૫૯ ને દીને લખેછે કે:—

"No other Mail Contractor could have so successfully withstood, as he did, the extraordinary heavy pressure devolving on it, and that too during the height of the Monsoon. For he not only conveyed during the months in question the numerous expresses referred to, but in consequence of the other chief lines being closed, the Overland and daily Mails which were made over to him were unusually heavy. Yet during the whole time he maintained his ordinary speed, and never broke down with a single Mail, or express."

૭ જામે જમશેદ, તા૦ ૩૧ મી આગસ્ટ ૧૮૫૯. આએ લગનને તાંકણે કદમીઓના દસ્તુર અરદેશર રૂસતમજી મુલાં ફીરોજનાએ પરણતાં જોડાંને આશીરવાદનો ગુજરાતીમાં તરજુમો કરી સંભલાવ્યો તથા આશીરવાદ પોતે એખલાએ એકજ જણે સારયા હતા, જે બનાવ પારસીઓમાં પેહલવેહલો હોવાથી લગાર નવાઇ જેવું લાગું હતું.

૮ મુંબઇ સમાચાર, તા૦ ૨૯ મી આગસ્ટ ૧૮૫૯.

તા૦ ૫ મી સપટેમબર.

શેઠ રૂસતમજી રતનજી ભરૂચાએ ગુજરાતી ભાષાનું એક નાહાનું વ્યાકરણ છપાવી પ્રગટ કીધું હતું.૧

તા૦ ૧૮ મી સપટેમબર.

આજ દીને સુરતની પાસેનાં ઇછાપોર ગામમાં ત્યાંના એક રેહવાસી શેઠ બરજોરજી દાદાભાઇ શેઠીનાંએ પોતાનાં માતાજી બાઈ હીરાંબાઈ તથા બાવાજી શેઠ દાદાભાઇનાં પુનને માટે એક કોશવાલો કુવો બંધાવી ત્યાંની જરથોશ્તી અંજુમનના વપડાશને માટે આપી મુકયો હતો.૨

તા૦ ૨૦ મી સપટેમબર.

શેઠ શાવકશાહ ધનજીભાઈ બનાજીએ "હંડરેવેટ, રતલ, તોલા, ડજન, જગાત, અને જીનસોના ભાવ" ની તેયાર ગણત્રિના કોઠાનું ઇંગ્રેજીમાં એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.

તા૦ ૨૧ મી સપટેમબર.

રોજ ૨૭ માહ ૧ (કો) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—કાવશજી તેહમુલજી લામ્બાના૩—ઉમર વર્ષ ૬૫) ભરૂચવાલા એ૦ તેહમુલજી હોરમજજી દસ્તુર કામદીનના વડા દીકરા. એવણ પોતાની નાહાની વયથી મુંબઈ પોતાના મમાવા આ૦ ભીખાજી ગોદરેજજીને ત્યાં ઉછરયાથી કદમી થયા હતા. પ્રથમમાં એવણ ઇનડોરના રેસીડંટ મી૦ લામ્બાની નોકરીમાં હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૩૬ માં મુંબઈ મધે શ૦ વીરજી રાંમજી સાથે ભાગમાં "કાવશજી વીરજી" ને નામે કાપડની એક મોટી દુકાન ઉઘાડી હતી. ઇ૦ સ૦ ૧૮૫૦ માં શ૦ વીરજીનાં મરણથી પોતે એકલા તે દુકાન ચલાવતા હતા. "આ મરનાર પુરશે શારી આંટ અને ચોખા વેહવારને માટે મુંબઇના લોકોમાં શારૂં માંન મેલવીઉં છે".૪

તા૦ ૨૨ મી સપટેમબર.

રોજ ૨૮ માહ ૧ (કો) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને શેઠ ખરશેદજી કાવશજી આશબરનરે પોતાનાં દીકરા મરહુમ શેઠ નશરવાંનજીનાં ઉઠમણાંમાં ૩૨૦૦૦) ની રકમ ધર્મખાતાંઓમાં આપી હતી.૫

તા૦ ૨૩ મી સપટેમબર.

આજ દીને મરહુમ શેઠ કાવશજી તેહમુલજી લામ્બાનાં ઉઠમણાંમાં ૩૫૮૫) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.૬

તા૦ ૨૬ મી સપટેમબર.

આએ વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી ત્રિજી વારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ચીફ-જશટીસ સર માથયુ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા૭ :—

શેઠો જાંગીરજી નવરોજજી વાડીઆ, શોરાબજી ફરાંમજી પટેલ, અરદેશર ખરશેદજી દાદીશેઠ, બેહમનજી જીજીભાઇ.

તા૦ ૭ મી અકટોબર.

રોજ ૧૩ માહ ૨ (કો) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ જરબાઇ તે શેઠ અરદેશર માણેકજી વાછાગાંધીનાં ધણીઆંની તથા શેઠ ફરાંમજી અરદેશર રતનજી વાડીઆનાં બેઠીનાં ઉઠમણાંમાં

૧ "ગુજરાતી ભાષાનું વ્યાકરણ. વિદ્યાર્થિયોના ઊપયોગ માટે રૂસ્તમજી રતનજી ભરૂચાએ કરયું. શ્રી મુંબઇ મધે ગણપત કૃષ્ણાજીના છાપખાનાંમાં છપાયું. સને ૧૮૫૯ ઇસવી."

૨ આ કુવાપર નીચલી તખ્તી મારેલીછે :—

"શ્રી પાક દાદારનાં અનજમતી ભરેલાં મુબારક નામની
"બરકતથી આએ કુવો પારશી બરજોરજી દાદાભાઇ શેઠીનાં
"ઇછાપોરીઆએ પોતાની માતાજી હીરાંબાઇ તથા પોતાનાં
"બાવા દાદાભાઇ શેઠીનાં ભલા શવાબનાં પુનનાં એહેરાને
"વાશતે બંધાવીને શ્રી ઇછાપોર ગાંમની અંજુમંનના
"લાભમાં શપુરદ કીધોછે. રોજ મુબારક ૨૯ મીનો મારે-
"શપંદ માહ મુબારક ૧૨ મો અશપંદારમદ અમશાશપંદ
"શને ૧૨૨૮ ઇઅજદેજરદી તા૦ ૧૮ શપટંમબર શને
"૧૮૫૯ ઇશવી શવંત ૧૯૧૫ વરખે ભાદરવા વદ ૬ વાર
"રવેઊને દીને એ કુવાનું કાંમ શંમપુરન થાઊં. એહુન
"બાદ એહુનતરજબાદ."

૩ એવણના બપાવા દસ્તુર હોરમજજી કામદીનજી, ભરૂચવાલા મરહુમ દસ્તુર અસપંદીઆરજી કામદીનજીના નાહાલા ભાઇ હતા.

૪ જામે જમશેદ, તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૫૯.

૫ જામે જમશેદ, તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૫૯.

૬ મુંબઇની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૫ તથા નાવારેસ ઇરાંનીઓ, ભગરસાથના મોબેદો અને મુલ્લાં ફીરોજ મદરેસાના યજદજરદી ૧૨૨૯ તથા ઇરાંનીઓની હાલત સુધારનારી મંડલી, નવસારી મદરેસા, કોરનું ધર્મનું દવાખાનું, અને જરતોશતી છોકરીઓની નીશાલના ઇસવી ૧૮૫૯ ના હીસાબની ચોપડીઓ.

૭ બોમ્બે ટાઇમસ, તા૦ ૨૭ મી સપટેમબર ૧૮૫૯.

તેમનાં એશીઓએ રૂ૭૫૬) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

---

તા૦ ૧૦ મી અકટોબર.

હિંદુસ્થાંનની નામદાર સરકારે ધંધા રોજગાર ઉપર નાખવા ધારેલો લાઇસંસ ટાકસ કાઢી નાખવા માટે ત્યાંની ધારા સભા ઉપર એક અરજી મોકલવાનો ઠેરાવ કરવાને અતરેના રેહવાસીઓની એક જાહેર સભા બોલાવવાને ગઇ તા૦ ૪ થી અકટોબરે મુંબઇના શેરીફ શેઠ બેહમનજી હોરમજજી વાડીઆ જોગ ચેમબર ઓફ કામરસના મેમબરો તથા બીજા વ્યાપારીઓએ એક રીકવીજીશન મોકલ્યું હતું, તે મુજબ આજ દીને અતરેના ટાઉનહાલમાં એક જાહેર સભા મળી હતી. સરનશીનની ખુરસી મી૦ ડબલ્યુ. ટરીસટરાંમે લીધા બાદ શેરીફ શેઠ બેહમનજી હોરમજજી વાડીઆએ પોતા ઉપર આવેલું રીકવીજીશન વાંચી સંભળાવ્યું, જે બાદ પારલામેંટની સભા ઉપર એક ઘટતી અરજી મોકલવાને સરનશીન, ચેમબર આફ કામરસની કમાટીના અધિકારીઓ, તથા ડાકટર ભાઉ દાજીની એક કમીટી ઠેરવી સભા બરખાસ્ત થઇ હતી.[૨]

---

તા૦ ૧૦ મી અકટોબર.

રોજ ૧૬ માહ ૧ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—હોરમજજી ફરાંમજી કોકના[૩]—ઉમર વર્ષ ૫૫) શેઠ ફરાંમજી નશરવાંનજી કોકના વડા દીકરા. એવણ પ્રથમમાં ચીન ખાતે શેઠો દાદાભાઇ અને માણેકજી રૂસતમજી બનાજીની પેહડી ખાતે ગયા હતા. તે પછી ઇ૦ સ૦ ૧૮૪૫ માં અતરે પારસી બજાર સ્ટ્રીટમાં ઇંગ્રેજી અસબાબ તથા દારૂકામની એક મોટી દુકાંન ઉઘાડી હતી, જે હજુસુધી કાએમછે.

---

૧ મુંબઇની પારસી પંચાયતનાં ફંડની સંવત ૧૯૧૫ તથા નાવારેસ ધરાંનીઓ અને બગરસાથના મોબેદોનાં ફંડની યજદજરદી ૧૨૨૯ તથા ધરાંનીઓની હાલત સુધારનારી મંડલી અને ફોરનાં ધર્મનાં દવાખાંનાના ઇસવી ૧૮૫૯ નાં હીસાબોની ચોપડીઓ.

૨ બોમ્બે ટાઇમસ, તા૦ ૧૨ મી અકટોબર ૧૮૫૯.

૩ શેઠ જમશેદજી ફરાંમજી કોકના ભાઇ.

એવણના બાવા શેઠ ફરાંમજી નશરવાંનજી કોકના બે ભાઇઓ શેઠો ખરશેદજી અને ધનજીભાઇ નશરવાંનજી કોક (મરહુમ શેઠ રૂસતમજી ધનજીભાઇ કોકના બાવા) લાંબી મુદત સુધી કલકતા ખાતે રહી મરણ પણ ત્યાંજ પામ્યા હતા, અને ચોથા શેઠ ફરદુનજી નશરવાંનજી કોક (શેઠ કાવસજી દાદાભાઇ કોકના બપાવા) ઇ૦ સ૦ ૧૮૬૬ માં ૮૨) વર્ષની લાંબી ઉંમરે મરણ પામ્યા હતા. એઓના બાવા શેઠ નશરવાંનજી ફરાંમજી કોક મુંબઇમાં લાકડાંની મોટી કથરોટો બનાવતા હતા.

તા૦ ૧૪ મી અકટોબર.

બળવાના દીગાંમમાં નીમચ મધે મીશીઅરસ જામાસપજીની કુંપનીના એક કારભારી શેઠ બરજોરજી જામાસપજી કેરાંવાલાએ કીલ્લાપર બળવાખોરોએ ઘેરો નાખ્યો તે વેળાએ હીમતથી બાહેર નીકલી ઇંગ્રેજોની તરફના સંદેશા રવાંના કરવા તથા તેમને ખોરાક પોંહચતો કરવાને પોતાનો જાન જોખમમાં નાખી ઘણીક જેહમત ખેંચી હતી. તેવણની કીમતી નોકરીઓના બદલામાં નામદાર સરકારે તેવણને સુરત મધે આએ માસમાં એક જાગીર બેટ આપી હતી.[૪]

---

તા૦ ૧૫ મી અકટોબર.

રોજ ૨૧ માહ ૧ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઇ પીરોજબાઇ તે શેઠ ફરાંમજી હોરમજજી શેઠનાનાં ધણીઆંની તથા શેઠ દારાશાહ મેહરવાંનજી શેઠનાનાં દીકરીનાં ઉઠમણાંમાં તેમનાં એશીઓએ રૂ૧૧૮૨) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૫]

---

તા૦ ૨૦ મી અકટોબર.

મુંબઇની પારસી પંચાયતનાં ફંડના તા૦ ૧૮ મી અકટોબર ૧૮૫૭ થી તે તા૦ ૫ મી નવેમબર ૧૮૫૮ સુધીના હીસાબની ચોપડી જામે જમશેદ છાપાખાંનાંમાંથી તરસ્ટીઓએ છપાવી પ્રગટ કીધી હતી. તેમાંથી જોવામાં આવેછે કે છેલ્લા હીસાબની બાકીના રૂ૧૦૫૦૬૦॥૨૭

---

૪ બોમ્બે ટાઇમસ, તા૦ ૧૪ મી અકટોબર ૧૮૫૯.

એ બાબેની નોંધ લેતાં ટાઇમસનો નીમચનો ખબરપત્રી નીચે મુજબ લખેછે:—

A Parsee gentleman named Burjorjee of the firm of Jamashjee of this place has been very handsomely rewarded by the Government of India with a grant of land in perpetuate in Surat for services rendered during the seige of Neemuch in 1857. As I am in possession of the nature of these services I may here mention them.

*1st.* Bravery under arms, when a heavy fire of matchlock was playing upon the fort wall, in communicating messages from one part of the Ramparts to another.

*2nd.* Ditto in leaving the Fort in search of provisions and bringing in sheep, &c, &c, for the besieged, &c, &c,

*3rd.* Zeal and intelligence in assisting the Political Agent, Commander of the Fort, and Commissariat Officers, in provising the Garrison.

No one here who knows anything of the character of this deserving and high spirited man but wish him joy. The honor has been well conferred, and holds out a striking example to others: we wish him long life and health to enjoy it.

[Bombay Times, 14th October 1859.]

૫ જામે જમશેદ, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૫૯.

ઉપરાંત આએ આખાં વર્ષમાં પંચાતનાં ફંડ ખાતે રૂ૩૦૩૮૪।૧૪ ની આવક થઈ હતી, અને ખરચ રૂ૧૯૬૨૫ાાા)ાા થયો હતો, જે બાદ કરતાં વર્ષની આખરીએ તરસ્ટીઓના હસ્તકમાં પંચાતના ફીંડાઓને લગતા રૂ૧૧૫૮૧૯ાપાાા તથા જુદાં જુદાં પડાવેલાં ખાતાંઓના[1] રૂ૧૬૧૬૭૯ાાારડાા મળી કુલે રૂ૨૭૭૮૯૯ાપા બાકી હતા.

---

તા૦ ૨૧ મી અકટોબર.

આજ દીને સર ખરશેદજી જમશેદજી જીજીભાઈ બારોનેટે પોતાનાં ભાઈ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈની સાથે પોતાના પીતાનાં નામથી ચાલતી "સર જમશેદજી જીજીભાઈ સ્કુલ ઑફ આરટ" ની મોલાકાત લીધી હતી. ત્યાં સઘળી જાતના હુનરો શિખાડવાનું કામ જોઈ વિદ્યાર્થીઓને ઈનામ આપવાને રૂ૩૦૦) ની રકમ ભેટ આપી હતી.[2]

---

તા૦ ૨૫ મી અકટોબર.

રોજ ૧ માહ ૨ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—શોરાબજી બરજોરજી દાદીબરજોરનાં—ઉમર વર્ષ ૬૮) શેઠ બરજોરજી દોરાબજી દાદીબરજોરનાં પાંચમાં દીકરા. એવણ પ્રથમમાં પોતાના બાપના બ્યાપાર વનજનાં કામમાં, અને તે પછી કમીસરીએટ, ઈંજિનેરી, તથા બીજી સરકારી આફીસોમાં કંત્રાકટનું કામ કરતા હતા.

---

[1] પંચાતનાં દફતરમાં આએ વર્ષ કાંઇ નવાં ખાતાં પડાવેલાં નથી, પણ છેલાં આ૦ શેઠ પેશતનજી શોરાબજી પુણાંવાલાએ રૂ૧૫૦૦૦) આપી પડાવેલું ખાતું આએ વર્ષ બંધ કરાવી તેમાં તા૦ ૩૦ મી આપરેલ ૧૮૫૮ ને દીને રૂ૪૦૦૦) તથા તા૦ ૩ જી નવેમબર ૧૮૫૮ ને દીને બીજા રૂ૬૫૦૦) ની રકમ ઉમેરી રૂ૨૫૫૦૦) નું નવું ખાતું પડાવ્યું હતું; અને તે બાબે એવી સરત કીધી હતી કે તે રકમનાં બ્યાજ મધેથી પુણાં મધે વર્ષના ૬) ઘાહંબાર કરવા, ૨) નશાશાલારોનો પગાર આપવો, પુણાંનાં દોખમાંની આગ-ડીમાં રોજ ચેરાગ જારી રાખવા, તથા પુણાં અને અહમદ-નગરની તેમની ધર્મશાલાની મરાંમત વગેરેનો ખરચ કરવા માટે દર શાલ રૂ૯૭૦) તેમની હૈયાતી સુધી તેવણ ઊપર અને તે બાદ તેમના વારેસો ઊપર મોકલવા, અને બાકી રૂ૫૦) પંચાતનાં જનરલ ફંડ ખાતે લેવા, તથા મુદલ રકમ સદા કાએમ રાખવી.

વળી પંચાતનાં ફંડના એક તરસ્ટી શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ જઈફીને લીધે ઓહદો છોડવાથી તેમની જગોએ તરસ્ટી તરીકે શેઠ બહમનજી જીજીભાઇને મુકરર કીધા હતા.

[2] બોમ્બે ગેઝેટ, તા૦ ૨૪ મી અકટોબર ૧૮૫૯.

તા૦ ૧ લી નવેમબર.

"સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનિસ્ટીટ્યુટ" ના એક અખિકારી શેઠ ફરાંમજી બહમનજી સરાફે પોતાનો ઓહદો છોડવાથી તેમની જગોએ એક નવો અખિકારી ઠેરવવાને આજ દીને એ ખાતાંની એક સભા મળી હતી. તે વેળાએ સર્વેનાં એકમતથી શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડેને તે જગો પર મુકરર કરવામાં આવ્યા હતા.[3]

---

તા૦ ૫ મી નવેમબર.

શેઠ નશરવાંનજી દોરાબજી આપઆપતીઆરે પારસી ખેલાડીઓથી કસરત અને ગુજરાતી ગાએણનાં ખેલો કરવાને સ્થાપેલી "પારસીઓની કશરત અને ગુજ-રાતી ગાએણ મંડલી" એ આજ દીને અતરેની ગ્રાંટ રોડ નાટકશાલામાં પેહલવેહલો પોતાનો ખેલ ફતેહમંદી સાથે કીધો હતો.[4]

---

તા૦ ૮ મી નવેમબર.

હિંદુસ્થાંનની નામદાર સરકારે ધંધારોજગાર ઉપર નાખવા ધારેલો લાઈસિંસ ટાકસ કાઢી નાખવા માટે ત્યાંની ધારા સભા ઉપર અતરેના દેશી રેહવાસીઓ તરફની એક અરજી મોકલવાને આજ દીને બોમ્બે આસોશીએ-શને શેઠ જગંનાથ શંકરશેઠનાં ઘરમાં એક જાહેર સભા બોલાવી હતી. સરનશીનની ખુરસી શેઠ જગંનાથ શંકર-શેઠને આપવા બાદ તેમની ફરમાસથી ઉપલી અરજી ઇંગ્રેજીમાં શેઠ ડોશાભાઈ ફરાંમજી કરાકાએ તથા તેનો ગુજરાતી તરજુમો શેઠ શોરાબજી પેશતનજી ફરાંમજીએ વાંચી સંભળાવ્યો, જે બાદ તે ઉપર સહીઓ લઈ નામદાર વાઈસરાય પર તે મોકલવાનો ઠેરાવ થયો હતો.[5]

---

[3] જામે જમશેદ, તા૦ ૩ જી નવેમબર ૧૮૫૯.

[4] જામે જમશેદ, તા૦ ૭ મી નવેમબર ૧૮૫૯.

એ મંડલી ઇ૦ સ૦ ૧૮૬૨ સુધી ચાલુ હતી.

[5] બોમ્બે ગેઝેટ, તા૦ ૯ મી નવેમબર ૧૮૫૯.

આ અરજી સઘળી ચોકસ વીગતોથી ઘડી કાહડવા માટે બોમ્બે આસોશીએશનની સભાએ તા૦ ૮ મી અક-ટોબર ૧૮૫૯ ને દીને અતરેના જાણીતા ૬૩ હિંદુ, ૧૩ મુસલમાંન, ૩ પોરચુગીજ, અને ૪૨ પારસી (સર ખરશે-દજી જમશેદજી જીજીભાઇ બારોનેટ, બહમજી હોરમજજી વાડીઆ, રૂસતમજી જમશેદજી જીજીભાઇ, કાવશજી જહાંગી-રજી રેડીમની, શોરાબજી જમશેદજી જીજીભાઇ, ફરાંમજી નશરવાંનજી પટેલ, ખુરશેદજી નોશરવાંનજી કામાજી, અર-દેસર ખરશેદજી દાદીશેઠ, ખરશેદજી રૂસતમજી વાડીઆ, ધનજીભાઇ ખરશેદજી સરાફ, મેહરાંમજી જીજીભાઇ, બહમ-નજી ફરાંમજી કામાજી, ભીમજી માણેકજી બનાજી, હીરજી-

તા૦ ૧૦ મી નવેમબર.

રોજ ૧૭ માહ ૨ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—રતનજી મેહરાંમજી ખીશની[1]—ઉમર વર્ષ ૮૦) એંવણુ ઈ૦ સ૦ ૧૭૬૦ ને આસરે સુરતથી

---

ભાઈ હોરમજજી શેઠના, પેશતનજી હોરમજજી કામાજી, ધનજીભાઈ ફરાંમજી પટેલ, શેરાબજી પેશતનજી ફરાંમજી, હોરમજજી બહમનજી વાડીઆ, દીનશાહજી માણેકજી પીટીટ, મેહરાંમજી હોરમજજી કામાજી, મેહરવાંનજી ફરાંમજી પાંડે, ખરશેદજી ફરદુનજી પારખ, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી, માણેકજી ખરશેદજી સરાફ, નવરોજજી ફરદુનજી, શેરાબજી શાપુરજી બંગાલી, દીનશાહજી દાદાભાઈ ગાંધી, ડોશાભાઈ ફરાંમજી કામાજી, જાંગીરજી ફરાંમજી જશાંવાળા, ફરાંમજી પેશતનજી પાંડે, હોરમજજી પેશતનજી બાટલીવાલા, બહમનજી જીજીભાઈ, જાંગીરજી નવરોજજી વાડીઆ, ડોશાભાઈ ફરાંમજી કરાકા, શેરાબજી ફરાંમજી પટેલ, નવરોજજી દોરાબજી ગાય, ડોશાભાઈ શેરાબજી મુનશી, ખરશેદજી બહમનજી પંચકી, ફરદુનજી હોરમજજી લશકરી, હીરજીભાઈ જાંગીરજી રેડીમની, એદલજી બહમનજી મારીસ, અરદેસર ફરાંમજી મુસ) વગેરેઓની એક કમીટી ઠેડવી હતી, જે કમીટીએ આ અરજી તૈયાર કરી હતી.

વળી અતરેના એક જાણીતા વ્યાપારી શેઠ પેશતનજી મેહરાંમજી દાંતરાએ તા૦ ૧૨ મી નવેમબર ૧૮૫૯ ને દીને મુંબઈના ગવરનર લારડ એલફીનસટન ઊપર એક પત્ર લખી એ કરની વીરૂધમાં પોતાના વિચાર જણાવી તેને બદલે અતરેની પ્રજામાં થતાં લગનો તથા બચ્ચાંને તેના બાપના ધર્મમાં લેવાની ક્રિઆને દિવસે તેની ખુશાલીમાં ચોકસ લવાજમો લેવાની સરકારને ભલાંમણ કીધી હતી, અને તેથી સરકારી તીજોરીમાં દર શાલ રૂ૨૬૭૦૦૦૦૦) ની આમદાંની થસે એવી ગણત્રિ બતાવી હતી. આ પત્રમાં સુચવેલો ઊપાય અતરેની સરકારને પસંદ પડયો હતો, અને તે ઊપર રીપોરટ કરવાને તેની નકલો સીંધના કમીશનર, તથા સેતારા, ખાંનદેશ, બેલગાંમ, પુણાં, સુરત, સોલાપુર, અને મુંબઈના કલેકટર તથા કસટમના કમીશનર ઊપર, તેમજ એક નકલ હિંદુસથાંનની ધારા બાંધનારી સભાના મુંબઈ ઇલાકાના અધિકારી આનરેબલ પી. ડબલ્યુ. લીજેટ ઊપર નીચલા પત્ર સાથે મોકલી હતી:—

To

P. W. LeGEYT, Esq.,

LEGISLATIVE COUNCILLOR OF THE COUNCIL OF INDIA FOR BOMBAY.

SIR,

With reference to the correspondence on the subject of the proposed Bill for Licensing Trades and Professions, I am directed by the Right Honorable the Governor in Council to forward to you the accompanying copy of a letter from a Parsee gentleman named Pestonjee Byramjee Dantra, dated 12th November 1859, suggesting the levy of a tax on marriages and the religious ceremonies of baptism, circumcision, assumption of the Janvi (or Brahminical Thread) the sudra, and other initiatory rites.

In forwarding this communication to you, I am directed to request that you will be good enough to give the suggestions made in it your best consideration, and, if you think fit, that you will bring them to the notice of the Council when the Licensing Bill comes again before them.

I am to add that the scheme under notice seems to the Right Honorable the Governor in Council to be open to fewer objections than most of those which have been proposed for raising new taxes but in order that it may be well ventilated and discussed, His Lordship in Council has referred them to the officers who were consulted upon the Licensing Bill, and whose opinions, I am directed to state, will be duly communicated to you.

H. YOUNG,
*Chief Secretary.*

Bombay Castle, 21st November 1859.

એ ઊપરાંત શેઠ પેશતનજી ઊપર પણ સરકારના શેક્રેટરી મીં૦ યંગે નીચે મુજબ જવાબ લખ્યો હતો:—

No. 2720 OF 1859.

General Department,

To

PESTONJEE BYRAMJEE DANTRA, Esq.
Bombay,

SIR,

Having placed before the Right Hon'ble the Governor in Council your letter of the 12th instant, I am now directed to convey to you the thanks of Government for your communication, and to inform you that a copy of it will be immediately forwarded to the Member of the Lisgislative Council of India for Bombay, with a request that he will give your suggestions his best consideration, and should he think fit to do so to bring them to the notice of the Legislative Council when the Licencing Bill comes again before them.

It appearing to Government desirable that your proposals should be well ventilated and discussed, they have been referred for the consideration and report of certain Public officers, and if you have no objection it is further proposed, to place your communication in the Editor's Room for discussion through the medium of the Press.

H. YOUNG,
*Chief Secretary.*

Bombay Castle, 21st November 1859.

એ બાબદ વિષે સરકારી અમલદારો તથા પ્રજાના લોકો વચ્ચે તકરાર ચાલતી હતી જે દરમેઆંન ઘણાકોએ શેઠ પેશતનજીની ભલાંમણ પસંદ કીધી હતી, પણ તેટલામાં હિંદુસથાંનના નવા ખજાંનચી મી૦ વીલસને ઇનકમ ટાકસ દાખલ કર્યાથી તે ભલાંમણ રદ થાઈ હતી.

એજ મુજબ અતરેના એક પારસી વ્યાપારી શેઠ બહમનજી જમશેદજી મુલ્લાંએ તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૬૦ ને દીને નામદાર ગવરનર લારડ એલફીનસટન જોગ ગુજરાતીમાં એક પત્ર લખી આખાં હિંદુસથાંનમાં સોનાંનો સીક્કો ચાલુ કરવાની ભલાંમણ કીધી હતી, જે પત્રનો પણ ઈંગ્રેજીમાં તરજુમો કરાવી હિંદુસથાનની ધારા સભા ઊપર મોકલવામાં આવ્યો હતો.

---

અતરે આવી પોતાના ભાઈ શેઠ એદલજી સાથે વ્યાપારમાં પડયા હતા. તે પછી કલકતા, ચીન, બરમાં, તથા મસાઈ

[1] કલકતાવાલા શેઠો રૂસતમજી અને જમશેદજી તથા ચીનવાલા શેઠ ધનજીભાઈ રતનજી ખીશાનીના બાવા.

ઠેકાણાઓની મુસાફરી કરી ત્યાંનો વ્યાપાર કરવા માંડયો, અને સેવટે કલકતે આવી ત્યાં પોતાનું જાથુક સથક કીધું, તથા મરણ પણ ત્યાંજ પામ્યા હતા.

તા૦ ૧૨ મી નવેમબર.

આજ દીને કલકતાવાલા મરહુમ શેઠ રતનજી બેહરામજી બીશનીનાં અતરફનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી તથા એશીઓએ મલી રૂ૧૩૩૦) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[1]

તા૦ ૧૪ મી નવેમબર.

રોજ ૨૧ માહ ૨ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—શોરાબજી કાવશજી ડોટીવાલા[2]—ઉમર વર્ષ ૬૭) એવણ પોતાનાં જન્મ વતન સુરતથી ઈ૦ સ૦ ૧૮૧૭ માં સીકંદરાબાદ ખાતે આવ્યા હતા, અને પોતાનાં વડા ભાઈ શેઠ હોરમસજી સાથે પેહલવેહલી તે તરફ ઈ શેઠ અશાબાબની દુકાન ઉંઘાડી હતી.[3] એ પછી ભાઈથી છુટા પડી પોતાને એખતાને હીસાબે વ્યાપાર ચલાવતા હતા. એવણનું મરણ સીકંદરાબાદ મધે નીપજયું હતું.

તા૦ ૨૭ મી નવેમબર.

રોજ ૪ માહ ૩ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ હમાંબાઈ તે શેઠ મેહરવાંનજી નવરોજજી શેઠનાનાં વીધવા તથા મરહુમ શેઠ બેહમનજી શોરાબજી શેઠનાનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી તથા એશીઓએ મલી રૂ૧૦૩૩) ધર્મ ખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૩૦ મી નવેમબર.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી જેઓ ઈ૦ સ૦ ૧૮૫૫ માં વ્યાપારને અર્થે ઈંગલાંડ ગયા હતા તેઓ આએ શાલની શરૂઆતમાં ત્યાંથી પાછા ફરતી વખતે પારીસ મધે ફ્રેન્ચ, જરમન, તથા જંદ ભાષાઓની તાલીમ પ્રોફેસર મોહલ અને ઓપરટના હાથ હેઠલ લઈ, ફ્રાન્સ અને સ્પેન વચ્ચેના "પીરીનીસ" ના ખરકના પાહડોમાં ફરી જરમની મધે અરલેનગન શેહરમાં પ્રોફેસર સ્પીગલના હાથ હેઠલ બે માસ સુધી જંદ ભાષાની તાલીમ તથા જરથોસ્તી ધર્મને લગતાં યુરોપની ભાષાઓમાં છપાયલાં કેટલાંક પુસ્તકો મેલવી આજ દીને મુંબાઈ પાછા આવ્યા હતા.[5] પારસીઓમાં યુરોપ મધે ફરી આપણી પુરાતન ભાષાઓનો અભીઆસ કરી આવનાર આજ સુધી એવણજ એખલાછે.

તા૦ ૩ જી ડીસેમબર.

આએ વર્ષની અસરાચીઓની છાંડણ કરનારી ક્રીમીનલ શેશન આજ દીને સુપરીમ કોરટમાં ચુની જડજ સર જોસફ આરનોલડની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[6] :—

શેઠો લીમજી માણેકજી બનાજી, પેશતનજી નવરોજજી પોચખા, કાવસજી નાનાભાઈ દાવર, મનચેરજી ફરામજી કામાજી.

તા૦ ૩ જી ડીસેમબર.

સુરત મધે લોહવારપોરથી તે ખાટકીવાર સુધીના પારસીવાડમાં આજ દીને એક મોટી આગ લાગી હતી, જેથી તે તરફનાં પારસીઓને મોટું નુકસાન ગયું હતું. ખાટકીવારનાં મરહુમ શેઠ રૂસતમજી નરીમાનજી, કોહાજી શાપુરજી, રૂસતમજી માણેકશા, અને ડોશાભાઈ બેહમનશાહ દારૂવાલાનાં ઘરો તમાંમ બળી ગયાં હતાં.[7]

એ આગમાં નાશ પામેલા ગરીબોને મદદ આપવાને અતરેથી શેઠો ફરામજી નશરવાંનજી પટેલ અને કાવશજી જાંગીરજી રેડીમનીએ દરેક રૂ૧૦૦૦) ની રકમ તે તરફ મોકલી હતી.[8]

તા૦ ૫ મી ડીસેમબર.

રોજ ૧૨ માહ ૩ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—શોરાબજી એદલજી પાંઊવાલા—ઉમર વર્ષ ૭૧) એવણ પ્રથમ આએ સદીની શરૂઆતમાં પોતાના વડા ભાઈ શેઠ દાદાભાઈની સાથે મુંબાઈ મધે પારસી બજાર

૧ જામે જમશેદ, તા૦ ૨૧ મી નવેમબર ૧૮૫૯.

૨ હેદરાબાદવાલા શેઠ ફરામજી શોરાબજી ડોટીવાલાના બાવા.

૩ એવણની પછી હેદરાબાદ મધે શેઠ બેહમનજી નશરવાંનજી કરાકાએ તથા તે પછી ઈ૦ સ૦ ૧૮૩૦ માં શેઠ બેહમનજી માણેકજી પટેલે જુદી જુદી દુકાંનો ઊંઘાડી હતી.

૪ જામે જમશેદ, તા૦ ૩૦ મી નવેમબર ૧૮૫૯.

૫ મુંબઈ સમાચાર, તા૦ ૨૯ મી આગસ્ટ તથા રાસ્ત ગોફતાર, તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૫૯.

૬ બોમ્બે ગેઝેટ, તા૦ ૫ મી ડીસેમબર ૧૮૫૯.

૭ મુંબઈ સમાચાર, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૫૯.

૮ બોમ્બે ગેઝેટ, તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૫૯.

ચીટમાં પાંઉ તથા બીસ્કીટ ખોરાકીને અશબાબ વેચતા હતા. તેમાં ઘણી આબાદી થવાથી ઇ૦ સ૦ ૧૮૨૩ થી ઇંગ્રેજી અશબાબ તથા દારૂકામની મોટી દુકાન ઉઘાડી હતી.

તા૦ ૭ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શેઠ સોરાબજી એદલજી પાંઉ-વાલાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી રૂ૮૦૦૦), વીધવા બાઈ કુવરબાઈએ રૂ૫૦૦), દીકરીઓ બાઈ દીન-બાઈ અને ખરશેદબાઈ તથા દીકરીના દીકરા શેઠ માણેકજી નશરવાનજી પાંઉવાલાએ રૂ૫૦૦), તથા ભાણેજ શેઠ બરજોરજી ખરશેદજી પાંઉવાલાએ રૂ૫૦૦) મલી રૂ૫૫૦૦) ની રકમ એલાહેદી કાઢી તેનાં બે તરસ્ટીઓ ઠેરવી તેનાં વ્યાજ મધેથી તેમની નજરમાં દરૂરત લાગે તેવા ધર્મ કરવાની, તેમજ બીજા રૂ૫૨૦) પરચુરણ ધર્મખાતાંઓમાં આપવાની તંદબીરસ્તી પહાડી હતી.[1]

તા૦ ૭ મી ડીસેમબર.

રોજ ૧૮ માહ ૩ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—હોરમસજી કાવસજી ડોટીવાલા[2]—ઉમર વર્ષ ૭૯) એવણ પોતાનાં જન્મ વતન સુરતથી ઇ૦ સ૦ ૧૮૧૭ માં સીકંદરાબાદ ખાતે આવ્યા હતા, અને પોતાના ભાઈ શેઠ સોરાબજી સાથે પેહલવેહલી તે તરફ ઇંગ્રેજી અશબાબની દુકાન ઉઘાડી હતી. એ પછી ભાઈથી છુટા પડી પોતાને એખતાને ઊધ્યમે વ્યાપાર ચલાવતા હતા. એવણનું મરણ સીકંદરાબાદ મધેજ નીપજ્યું હતું.

તા૦ ૨૦ મી ડીસેમબર.

રોજ ૨૭ માહા ૩ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—પેશતનજી ખરશેદજી કામા[3]—ઉમર વર્ષ ૭૦) શેઠ ખરશેદજી કામાજીના વડા દીકરા. એવણ પેહલ-વેહલા ઇ૦ સ૦ ૧૮૦૬ માં અતરેવાલા શેઠ હોરમજજી શાપુરજી પસતાકીઆ તથા જંબુસરવાલા શા૦ હરીવલ-ભદાસ વનસીદાસની આડત લઈ ચીન ગયા હતા. તે પછી દર શાલ પોતાને ઊધ્યમે તથા લોકોની આડત લઈ ઇ૦ સ૦ ૧૮૨૭ સુધીના અરસામાં ૧૯) ચીનની સફરો કીધી હતી. આથી એવણ ચીનાઈની અટકથી પણ ઓળખાતા હતા. ઇ૦ સ૦ ૧૮૩૧ માં એવણે ગુજરા-તથી પગરસ્તે આવતા જતા મુસાફરોના ઉતારાને કાજે "જાંબોરડી" ગામમાં એક ધર્મશાલા બંધાવી હતી. એજ શાલમાં એવણે મુંબઈ મધે પોતાને નામની પેહડી સ્થાપી હતી, અને ઇ૦ સ૦ ૧૮૩૭ માં તેનો વહીવટ પોતાના બીજા દીકરા શેઠ કાવશજીને સોંપી પોતે એકાંત જીંદગી ગુજારી હતી. "આએ શખસ સારી રીતભાં-તનો, સાખા વેહવારનો અને નમનતાઈ ભરેલો હતો."[4]

તા૦ ૨૨ મી ડીસેમબર.

આજ દીને મરહુમ શેઠ પેશતનજી ખરશેદજી કામા અથવા ચીનાઈનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી-માંથી તથા ખેશીઓએ મલી રૂ૧૨૩૫) પરચુરણ ધર્મ-ખાતાંઓમા આપ્યા હતા.[5]

તા૦ ૩૦ મી ડીસેમબર.

શેઠ અરદેશર ફરામજી મુસે ઇંગ્રેજી વ્યાકરણ શિખવવાની રીત વિષે "ઑન ધી મેથડ ઑફ ટીચીંગ ગ્રામર" નામનું એક ઇંગ્રેજી પુસ્તક યુનીયન પ્રેસમાંથી છપાવી પ્રગટ કીધું હતું.

આએ વર્ષમાં સુરતની પાસેનાં ઇછાપોર ગામ મધે મુંબઈવાલા શેઠ કાવશજી ધનજીભાઈ પાંઉવાલાએ એક ધર્મશાલા બંધાવી ત્યાંના જરથોસ્તીઓના સરઅવસરના વપરાશને માટે ખોલ્લી મુકી હતી.[6]

---

1 જામે જમશેદ, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૫૯.

ઊપલાં ફંડ મધેથી કેટલુંક સુધી બંદરોઇ ગામની દરેમહેરનો ખરચ, વગેરે બીજાં ધર્મનાં કામો કરવામાં આવ્યાં હતાં, પણ તે એલાહેદું તરસ્ટીઓને ન સોંપવાથી એ ધર્મખાતું થોડીક મુદતમાં બંધ પડી ગયું હતું.

2 હેદરાબાદવાલા શેઠ પાલણજી હોરમસજી ડોટી-વાલાના બાવા.

3 મરહુમ શેઠ ખરશેદજી તથા શેઠ કાવશજી, અને કુવરજી પેશતનજી કામાના બાવા.

4 જામે જમશેદ, તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૫૯.

5 જામે જમશેદ, તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૫૯.

6 આ ધર્મશાલા ઊપર કાંઇ તખ્તી મારેલી નથી, પણ તેના બંધાયાનું આ શાલ તે તરફના એક જાઇફ મોબેદ સાહેબ તરફથી એ પ્રમાણેની યાદદાસ્તે મલ્યુછે કે ઇછાપોરમાં શેઠ બરજોરજી દાદાભાઇ ચોલીનાંએ કુવો બંધાવ્યો તેજ શાલમાં એ ધર્મશાલા પણ બંધાઇ હતી.

# ઈ૦ સ૦ ૧૮૬૦.

આગલે વર્ષનાં "બોમ્બે ટાઈમ્સ" નાં કાલેનડરમાંરેa સઘળી બીના નીચલા ફેરફાર તથા વધારા સિવાય આગલાં કાલેનડરની માફક જાણવી.

**પારસી વ્યાપારીઓ અને દલાલોની** ટીપમાં વધારે—ફરામજી અરદેશર દાવર, મરહુમ જાંગીરજી નશરવાંનજી વાડીઆના છોકરાઓ, મેહરવાંનજી નશરવાંનજી ભાવનગરી.

**બોમ્બે બેંકના** ડાએરેકટર તરીકે ફરામજી નશરવાંનજી પટેલની જગોએ કાવશજી જાંગીરજી રેડીમની.

**કમરશીયલ બેંકના** પારસી ડાએરેકટરો તરીકે સોરાબજી ફરામજી પટેલ અને હોરમજજી જાંગીરજી દાદીશેઠ.

**કોલાબા પ્રેસ કુંપનીનાં** ડાએરેકટર તરીકે મરહુમ માણેકજી નશરવાંનજી પીટીટની જગોએ નશરવાંનજી માણેકજી પીટીટ.

તા૦ ૮ થી જાનેવારી.

રોજ ૧૨ માહ ૪ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને સુરતની પાસેનાં મંદરોઈ ગામમાં અંજુમનના ઉઘરાતથી એક દરેમેહર બંધાવી પરઠાવ્યામાં આવી હતી. એ દરેમેહરને લગતું ઉઘરાણું મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટના હસ્તકમાં થયું હતું, અને તેની સઘળી મેનાજ ત્યાંવાલા શેઠો આદરજી તથા કુવરજી દોરાબજી પટેલે કીધી હતી.[2]

[1] The Bombay Calendar and Almanac for 1860, Bombay: printed, published, and sold at the Times Press.

[2] આ દરેમેહરના દરવાજા ઊપર નીચલી તખતી મારેલીછે:—

"શ્રી દાદાર હોરમજદની મદદથી સ્પાએ અગીઆરી "શ્રી મુંબાઈનાં તથા બીજા દેશાવરોનાં જરથોસતીઓનો "અતરેવાલા પારશી આદરજી દોરાબજી પટેલ તથા પા૦ "કુવરજી દોરાબજી પટેલે ઊગરાણું કરી શ્રી મુંબાઈવાલા "નેકનાંમ જનતગુજન બેહસ્તનશીન શેઠ માણેકજી નોશરવાંનજી પીટીનાં અસતકથી બંધાવી આપીછે ને રોજ ૧૨ "મો મોહોર માહા ૪ થો તીર શેહનશાહી સાને ૧૨૨૯ "એજદેજરદી તા૦ ૪ જાનેવારી સને ૧૮૬૦ અંગરેજીને દીને દાખલીને શ્રી મંદરોઇ ગાંમનાં તથા હરએક "જરથોશતી ધરમનાં પાલનારાઓને ધરમખાતે વાપરવા "આપીછે."

તા૦ ૫ મી જાનેવારી.

આજ દીને અતરેની પોલીસ કોરટમાં મલેલી પેટી-શેશનની કોરટમાં માજીસ્ટ્રેટની સાથે એક અધિકારી તરીકે શેઠ બેહમનજી જીજીભાઈ બીરાજ્યા હતા.[3]

તા૦ ૧૦ મી જાનેવારી.

રોજ ૧૮ માહ ૪ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ હોરમજજી શાપુરજી પસતાકીઆનાં વીધવાનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજી મધેથી તથા સગાંઓએ મલી રૂ૨૩૧૦) ધરમખાતાંઓમાં આપ્યા હતા.[4]

તા૦ ૧૧ મી જાનેવારી.

મુંબાઈ ઇલાકામાં દેશીઓની કેળવણીનો પાયો નાખનાર માજી ગવરનર હાનરેબલ માઉન્ટ સ્ટુઅરટ એલફીનસટનનાં ગયા ડીસેમબર માસમાં ઇંગલાંડ મધે મરણ પામવાના સમાચાર અતરે આવવાથી તે નામદારનાં મરણ બાબે દલગીરી બતાવવા તથા તેનાં નામની અતરે કાંઈ યાદગારી રાખવાનો ઠરાવ કરવાને એલફીનસટન કાલેજ તથા યુનિવરસીટીના આગલા અને હાલના વિદ્યાર્થીઓની એક મોટી જાહેર સભા આજ દીને ટાઉનહાલમાં મલી હતી. પ્રમુખપણાની ખુરસી એલફીનસટન યુનિવરસીટીના સર્વેથી જુના હૈયાતમાંના એક વિદ્યાર્થી શેઠ નવરોજજી ફરદુનજીને આપવામાં આવી હતી. એ પછી શેઠ ડોસાભાઈ ફરામજી કામાએ દરખાસ્ત કીધી અને તેને શેઠ વીનાયકરાવ જગંનાથ શંકરશેઠે ટેકો આપ્યો કે "પશ્ચિમ હિંદુસ્થાંનનું કલીઆંણ કરનાર હાનરેબલ માઉન્ટ સ્ટુઅરટ એલફીનસટનનાં મરણના સમાચાર સાંભલી એલફીનસટન કાલેજ તથા સ્કુલોના હાલના તથા આગલા વિદ્યાર્થીઓ ઘણા દલગીર થયાછે." એ પછી મરનારની અતરે યાદગારી રાખવા, તથા શેઠ અરદેશર ફરામજી મુસની દરખાસ્ત ઊપરથી તે નામદારનું એક અર્ધ બાહવલું વીકટોરીઆ મ્યુઝીઅમ એન્ડ ગારડનસમાં મુકવા, તથા શેઠો સોરાબજી પેસતનજી ફરામજી અને જાંગીરજી બરજોરજી વાછાની દરખાસ્ત ઊપરથી તે નામદારના બત્રિજા તે હાલના મુંબાઈના ગવરનર લારડ એલફીનસટન પર સભાની તરફથી એક દીલાસાપત્ર મોકલવાનાં ઠરાવો થયા હતા. એ પછી એ ઠરાવો અમલમા લાવવા માટે ૧૧ હિંદુ અને ૧૩

3 બોમ્બે ગેઝેટ, તા૦ ૬ ઠી જાનેવારી ૧૮૬૦.

૪ જામે જમશેદ, તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૬૦.

પારસી (શેઠ નવરોજજી ફરદુનજી, ચેરમેન; ડોશાભાઈ ફરામજી કામા, શેક્રેટરી; ખરશેદજી રૂસતમજી કામાજી, ખજાનચી; શોરાબજી જમશેદજી જીજીભાઈ, ડોશાભાઈ ફરામજી કામાજી, શોરાબજી પેશતનજી ફરામજી, અરદેસર ફરામજી મુસ, પેશતનજી રતનજી કોહલા, કાવશજી શાપુરજી મેહતા, જાંગીરજી બરજોરજી વાછા, શોરાબજી શાપુરજી બંગાલી, પેશતનજી જાંગીરજી તાલિયારખાં, ફરામજી બહમનજી માસટર) ગ્રહસ્થોની એક કમીટી ઠરી હતી. સેવટે એલફીનસટન ઈનસટીટીઉશનના એક શીક્ષક શેઠ હોરમસજી દાદાભાઈ (પલીડર) તથા એલફીનસટન કાલેજના એક વિદ્યાર્થી શેઠ ફરામજી બહમનજી (માસટર) એ સુભાષીત ભાષાણો કીધા બાદ સભા બરખાસ્ત થાઈ હતી.૧

૧ બાંમ્બે ટાઈમસ એન્ડ સ્ટાનડરડ, તા૦ ૧૪ મી જાનેવારી ૧૮૬૦.

આ વેળાનું શેઠ હોરમસજી દાદાભાઈનું ભાષણ ઘણું જોસ તથા છટા ભરેલું હતું, કે જે માટે તેની બીજે દીવસનાં "બાંમ્બે ગેઝેટ" માં લખેછે કે:—

"The speech of Mr. Hormusjee Dadabhoy, late a teacher in the Elphinstone Institution, seemed to have much effect upon the audience; it was delivered with extreme pathos and eloquence, and in fact it was the speech of the evening."

[ Bombay Gazette, 12th January 1860. ]

ઊપલા ઠરાવો મુજબ લારડ એલફીનસટન પર દીલાસા પત્ર મોકલ્યું હતું, તથા એ મરહુમ ઊમરાવની યાદગારી રાખવા માટે એલફીનસટન કાલેજ તથા ઈનસટીટીઊટના આગલા અને હાલના વિદ્યાર્થીઓ વચ્ચે ઊઘરાણાની ટીપ ફરતી કીધી હતી, જે મધે રૂ.૪૯૭૦) ભરાયા હતા, જેમાં રૂ.૧૩૫૦) હિંદુઓના તથા રૂ.૩૬૪૦) નીચે મુજબ પારસીઓના હતા:—

(રૂ.૧૦૦૦) રૂસતમજી અને શોરાબજી જમશેદજી જીજીભાઇ. (રૂ.૩૦૦) શોરાબજી પેશતનજી ફરામજી. (રૂ.૨૦૦) દાદાભાઇ નવરોજજી પ્રોફેસર, ખરશેદજી રૂસતમજી કામાજી, ફરામજી ધનજીભાઇ બાટલીવાલા. (રૂ.૧૫૦) ડોશાભાઇ ફરામજી કામાજી. (રૂ.૧૦૦) નવરોજજી ફરદુનજી, નવરોજજી નાનાભાઇ ફરામજી, બેહરામજી હોરમસજી કામાજી. (રૂ.૫૦) ડોશાભાઇ ફરામજી કરાકા, પેશતનજી રતનજી કોહલા, હોરમસજી પેશતનજી કામાજી, હોરમસજી બહમનજી વાડીઆ, નશરવાંનજી અરદેસર હોરમસજી વાડીઆ. (રૂ.૩૦) ડોશાભાઇ રતનજી કોહલા. (રૂ.૨૫) પાલણજી ફરામજી મેહતા, બેહરામજી નાનાભાઇ ફરામજી, એદલજી નશરવાંનજી માસટર, અરદેસર એદલજી ચીનાઇ, કાવશજી દાદી લીમજી, પીરોજશાહ કાવશજી પોંઉચા. (રૂ.૨૦) શોરાબજી શાપુરજી બંગાલી, કાવશજી એદલજી ખંબાતા, જમશેદજી નશરવાંનજી શશા, અરદેસર નશરવાંનજી મોદી, જમશેદજી પાલણજી કાપડીઆ. (રૂ.૭૬૦) રૂ૨૦) ની અંદરની રકમ.

એજ મુજબ રૂ.૧૦૭૫) ચીનથી શેઠ ફરામજી એદલજી દાવરની તથા રૂ.૧૧૯) કરાંચીથી ડાકટર બેંજાનજી

તા૦ ૧૬ મી જાનેવારી.

શેઠ રૂસતમજી માણેકજી વાછાને નામદાર સરકારે એડનના "રેજીસટ્રાર આૅફ ટરેડ" નેમયા હતા.૨

રૂસતમજીની મારફતે ભરાઇ આવ્યા હતા, તથા વ્યાજના અને બીજા રૂ.૩૪૭) થયા હતા. વળી એલફીનસટન ઇનસટીટીઊશનના કેટલાક વિદ્યાર્થીઓએ મરનાર માઊન્ટ સ્ટુઅરટ એલફીનસટનનું નામ સ્ત્રી કેળવણી સાથે જોડવાના હેતુથી પોતપોતામાં એક જુદું ફંડ ઊભું કીધું હતું, અને તેમાં ભરાયલા રૂ.૧૮૦૦) તે ફંડના શેક્રેટરી શેઠ મનચેરજી નવરોજજી બનાજીએ તા૦ ૧૮ મી મારચ ૧૮૬૧ ને દીને કમીટી ઊપર મોકલી તેનું વ્યાજ જેમ કમીટીને દરૂસત લાગે તેમ મરાઠી, ગુજરાતી અને પારસી છોકરીઓની નિશાલોમાં દર શાલ સ્કાલરશીપ અથવા ઇનાંમો આપવામાં વાપડવાની અરજ કીધી હતી.

એ મુજબ રૂ.૮૩૬૧) થયા તે મધેથી ઈ૦ સ૦ ૧૮૬૧ માં રૂ.૪૦૦૦) વીકટોરીઆ મ્યુજીઅમ એન્ડ ગારડનસમાં મરનાર માઊન્ટ સ્ટુઅરટ એલફીનસટનનું એક અર્ધ બાવલું મુકવા માટે, તથા રૂ.૨૪૦૦) સ્ટુડંટસ લીટરરી એન્ડ સાએનટીફીક શોશાઇટી હસતકની મરાઠી અને હિંદુ ગુજરાતી છોકરીઓની નિશાલો ખાતે, તથા રૂ.૧૨૦૦) જરથોશ્તી છોકરીઓની નિશાલ મંડલી હસતકની નીશાલો ખાતે તેનાં વ્યાજ મધેથી દર શાલ માઊન્ટ સ્ટુઅરટ એલફીનસટનનાં નામની સ્કાલરશીપો આપવા માટે આપ્યા હતા, અને બાકી રૂ.૫૦૦) ની એ નામદારની સબીની ૨૦૦) નકલો ઇંગલાંડથી મંગાવી તે એ ફંડમાં નાણા ભરનારાઓમાં વેંહચી હતી.

ઊપલાં બાવલાંને માટે મોકલેલા રૂ.૪૦૦૦) વીકટોરીઆ મ્યુજીઅમ એન્ડ ગારડનસની કમીટીએ ઇંગલાંડ મધે એક પાદરીપર તેની મારફતે બાવલું બનાવી મંગાવવાને મોકલ્યા હતા, જેને તે પોતાના વપડાસમાં લીધા હતા, અને જે પાછા મલવાનો બીલકુલ સંભવ ન હતો; પણ ઈ૦ સ૦ ૧૮૬૪ માં શેઠ નવરોજજી ફરદુનજી ઇંગલાંડ ગયા તે વેળાએ તે ધણીની શોધ ચલાવી તે બાબેની ઘટતી ફરીઆદ કરી ઈ૦ સ૦ ૧૮૬૭ માં તે રૂપીઆ પાછા મેલવી, પોતાનાં ઊપરીપણાં હેઠલ નામીચા શીલ્પ શાસ્ત્રી મીં૦ એમ. નોબલ પાસે તે બાવલું રૂ.૨૮૭૮॥૧૦॥ ને ખરચે તૈયાર કરાવી અતરે મોકલ્યું હતું; અને બાકી વધેલા રૂ.૧૧૨૧)૧૩॥ ઊપલી (માઊન્ટ સ્ટુઅરટ એલફીનસટન ટેસટીમોનીઅલ) કમીટી ઊપર તા૦ ૧ લી આપરેલ ૧૮૬૯ ને દીને એક પત્ર સાથે પાછા મોકલી તે સ્ટુડંટસ લીટરરી એન્ડ સાએનટીફીક શોશાઇટી તથા જરથોશ્તી છોકરીઓની નિશાલ મંડલી હસતકની નિશાલોમાં મરહુમ માઊન્ટ સ્ટુઅરટ એલફીનસટનનાં નામની સ્કાલરશીપો આપવા માટે પડાવેલાં ખાતાંઓમાં ઊમેરવાની સુચના કીધી હતી. કમીટીએ એ માટે શેઠ નવરોજજીનો ઊપકાર માની તેમની સુચના મુજબ તા૦ ૧૭ મી આપરેલ ૧૮૬૯ ને દીને ઊપલાં બંધે ખાતાંઓમાં દર રૂ.૫૬૦॥૭ ની રકમ મોકલી આપી હતી.

૨ બાંમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૯ મી જાનેવારી ૧૮૬૦.

### તા૦ ૧૯ મી જાનેવારી.

શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈને મુંબાઈની યુનીવરસીટીના એક "ફેલો" તરીકે નામદાર સરકારે નેમયા હતા.[1]

### તા૦ ૨૬ મી જાનેવારી.

રોજ ૬ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—જમશેદજી ફરદુનજી પારખ[2]—ઉમર વર્ષ ૪૬) શેઠ ફરદુનજી શોરાબજી પારખના વિજા દીકરા. એવણ પ્રથમમાં "જમશેદજી જીજીભાઈના છોકરાઓની કુંપની" ને નામે ચાલતી વ્યાપારી પેહડી, કે જેમાં એવણના બાવા પણ એક ભાગયા હતા, ત્યાં તેમના હાથ હેઠલ કામકાજોમાં પડેલા હતા. એ પછી ઈ૦ સ૦ ૧૮૪૧ માં બાપનાં મરણ બાદ એવણ તથા એવણના વડા ભાઈ શેઠ ખરશેદજી ફરદુનજી પારખને તેમની જગોએ ઉપલી પેહડીમાં શામેલ કીધા હતા. મુંબાઈની પારસી પંચાતનાં ફંડના એવણને ગયે શાલ એક તરસ્ટી ઠેરવ્યા હતા. "એ મરનારે શરવદા એકમારગી, પહેરેજગાર અને પાક એકીન રાખીને ગરીબોની દાદ લેવામાં અને તેઓને મદદ આપવામાં, તથા પોતાના વેપાર કમીનંદારી અને ગમતાથી ચલાવવામાં, ભારી ઉલટ બતલાવી હતી.[3]

### તા૦ ૨૭ મી જાનેવારી.

સુરતવાલા શેઠ ખરશેદજી મેહરવાનજી કડેજરે બળવાની વખતે પોતાનું ભરૂચનું મકાન ઇંગ્રેજી લશ્કરનાં રેહઠાણને માટે મુફત વાપડના આપ્યું તે માટે આજ દીને સુરતની અદાલતમાં એક દરબાર ભરી નામદાર ગવરનરના સુરત પ્રાંતના એજંટ મી૦ હેબરે સરકાર તરફથી તેમને એક કીમતી શાલજોડો ભેટ આપ્યો હતો.[4]

### તા૦ ૨૮ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ જમશેદજી ફરદુનજી પારખનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૫૦૦૦), ભાઈ શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ૨૬૦૦૦), બેહન બાઈ મેહરબાઈ તે શેઠ રૂસતમજી એદલજી વાડીઆનાં ધણીઆંનીએ રૂ૩૦૦) અને ભત્રીજા શેઠ નવરોજજી ખરશેદજી પારખે રૂ૨૦૦) મળી રૂ૬૫૦૦) ધર્મખાતાંઓમાં આપવાની તંદરોસતી પદાવી હતી.[5]

### તા૦ ૨૯ મી જાનેવારી.

રોજ ૭ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—બેજનજી ફકીરજી ઘોડાદલાલ[6]—ઉમર વર્ષ ૫૨) શેઠ ફકીરજી ભાઈજી ઘોડાદલાલના વડા દીકરા. એવણ "ફકીરાના બેજનજી" ને નામે ઓળખાતા હતા. તથા બાલપણથીજ પોતાના બાપના ઘોડાના વેપારમાં પડયા હતા, અને ઈ૦ સ૦ ૧૮૪૧ માં બાપનાં મરણ બાદ તેમનો વહીવટ ચલાવતા હતા. એવણને ત્યાં પણ બાપના વખતની માફકજ ઘણા આરબ વ્યાપારીઓ પોતાના ઘોડાઓ વેચવાને મુકતા, તેમજ ઘણી વર્ણના દેસી તથા યુરોપીઅનો પોતાને જોઈતા ઘણા ઘોડાઓ એમને ત્યાંથી ખરીદતા હતા.

### તા૦ ૩૧ મી જાનેવારી.

આજ દીને મરહુમ શેઠ બેજનજી ફકીરજી ઘોડાદલાલનાં ઉઠમણાંમાં તેવણની પોતાની પુંજી મધેથી તથા બીજાઓએ મળી રૂ૬૬૨) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[7]

### તા૦ ૧ લી ફેબરવારી.

રોજ ૧૦ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ રૂપાંબાઈ તે શેઠ નવરોજજી ડોરાબજી પેસ્તનજીનાં ધણીઆંનીનાં ઉઠમણાંમાં તેવણનાં બીજાઓએ રૂ૧૭૫) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[8]

### તા૦ ૫ મી ફેબરવારી.

રોજ ૧૪ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને શેઠ કાવશજી બેજનજી આલબલેસે પોતાની દીકરીના દીકરા તથા શેઠ નશરવાનજી બેહમનજી

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૧૯ મી જાનેવારી ૧૮૬૦.

૨ શેઠો રતનજી, દીનશાહજી, રૂસતમજી, દોરાબજી અને ફરદુનજી જમશેદજી પારખના બાવા.

૩ જામે જમશેદ, તા૦ ૨૭ મી જાનેવારી ૧૮૬૦.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૮ મી ફેબરવારી ૧૮૬૦.

૫ જામે જમશેદ, તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૬૦.

૬ શેઠ નવરોજજી બેજનજી ફકીરાના બાવા. એવણના બે ભાઈઓ શેઠો મનચેરજી અને જમશેદજી ફકીરજી તથા એક કાકા શેઠ ડોશાભાઈ ભાઈજી હીરાજી પણ એજ ધંધામાં શામેલ હતા.

૭ જામે જમશેદ, તા૦ ૩ જી ફેબરવારી ૧૮૬૦.

૮ જામે જમશેદ, તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૦.

મોદીએ પોતાના દીકરાના દીકરા ભાઈ બહેમનજી અરદેશર મોદીની નવજોતની ખુશાલીમાં રૂ૭૫૨) પરચુટણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૧]

તા૦ ૧૧ મી ફેબરવારી.

શેઠ ફરામજી નશરવાનજી પટેલ જેઓ આએ શાલના શરૂઆતમાં પગરસ્તે ગુજરાતની મુસાફરીએ નીકલ્યા હતા તેઓએ તારાપોર, દહીહર, નારગોલ, ઉદવારા, વલસાડ, બીલીમોરા, ગંદેવી, નવસારી, સુરત, અને ભરૂચ ખાતે મુંબઈની પારસી પંચાત, તેમજ મરહુમ સર જમશેદજી જીજીભાઈ અને મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈનાં ધર્મખાતાં તરફથી ચાલતી નિશાલો પોતે જાતે સર્વે ઠકાંણે જાઈને તપાસી હતી.[૨]

તા૦ ૧૩ મી ફેબરવારી.

રોજ ૨૨ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ રતનજી માણેકજી ગોલીનાની વીધવા તથા મરહુમ શેઠ નશરવાનજી કાવસજી પીટીટનાં બેટીનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુંજીમાંથી રૂ૧૫૦૦); ભાઈ મરહુમ શેઠ માણેકજી નશરવાનજી પીટીટની પુંજીમાંથી રૂ૧૦૦૦); ભત્રીજા શેઠો દીનશાહજી અને નશરવાનજી માણેકજી પીટીટે રૂ૭૦૦); દીકરાઓ શેઠો મેહરવાનજી, કાવસજી, અને ખરશેદજી રતનજી ટકીકારવાલાએ રૂ૫૦૦); અને દેર શેઠ ધનજીભાઈ નવરોજજી તુરાબાઈએ રૂ૫૦) મલી રૂ૩૭૫૦) ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા૦ ૧૪ મી ફેબરવારી.

રોજ ૨૩ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

મરહુમ બાઈ માણેકબાઈ તે આ૦ માણેકજી જમશેદજી વાડીઆનાં વીધવા ગઈ તા૦ ૬ થી ફેબરવારીએ નવસારી મધે હક થયાં હતાં તેવાણનાં આજ દીને મુંબઈ મધે કરેલાં ઉઠમણાંમાં તેમનાં બેટી બાઈ જીવણબાઈ તે શેઠ બહેમનજી હોરમજજી મકલાતવાલાનાં ધણીઆંની તથા તેમનાં ખાવંદ અને ફરજંદોએ મલી રૂ૧૩૫૦), ભત્રીજાના દીકરા શેઠ નશરવાનજી રતનજી ટાટાએ રૂ૭૧૦), તથા બીજાં સગાંઓએ રૂ૮૧૦) મલી કુલ રૂ૨૮૧૦) નું એક ફંડ કરી તેનાં વ્યાજ મધેથી દર માસે રૂ૧૫) નવસારી મધે નશેશાલારેને પગાર દાખલ આપવાને ઠેરવ્યું હતું, તથા તેના તરસ્ટીઓ તરીકે શેઠો નાનાભાઈ બહેમનજી મકલાતવાલા અને જમશેદજી નશરવાનજી ટાટાને મુકરર કીધા હતા.[૪]

તા૦ ૧૮ મી ફેબરવારી.

રોજ ૨૭ માહ ૫ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—ધનજીભાઈ નશરવાનજી બનાજી[૫]—ઉમર વર્ષ ૫૮) શેઠ નશરવાનજી રૂસતમજી બનાજીના ત્રિજા દીકરા. એવાણ પ્રથમમાં શેઠ મનચેરજી જમશેદજી વાડીઆ સાથે ચીન ગયા હતા. તે પછી પોતાના ભાઈ શેઠ કેખશરૂ નશરવાનજી બનાજી તથા શેઠો પાલણજી ફરામજી શેઠના અને નાનાભાઈ નવરોજજી શેઠના સાથે ભાગમાં "ધનજીભાઈ નાનાભાઈની કંપની" ને નામે ચીનનો વ્યાપાર ચલાવતા હતા, તથા તે માટે ઈ૦ સ૦ ૧૮૨૦ માં "રાયલ સારલેટ" નામે એક મોટું વાહણ પણ ખરીદ્યું હતું. એ બાદ ઈ૦ સ૦ ૧૮૨૮ માં ભાગવાઓથી છુટા પડી પોતાનો એલાહેદો રોજગાર ચલાવતા હતા.

તા૦ ૨૨ મી ફેબરવારી.

રોજ ૧ માહ ૬ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને શેઠ હોરમજજી શાપુરજી પાવરીએ પોતાના દીકરા ભાઈ એદલજી તથા ભત્રીજા ભાઈ એરચજી કાવસજી પાવરીને "એરવદ" કરવાની ક્રિઆની ખુશાલીમાં રૂ૧૦૦૦) ને ખરચે સુરત મધે રૂસતમપરામાં ભગર સાથના મોબેદોને માટેનું નશાખાંનું ફરી નવેસરથી બંધાવી આપવાની તંદેરોસ્તી પઢાવી હતી.[૬]

[૧] જામે જમશેદ, તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૦.

[૨] જામે જમશેદ, તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૬૦.

[૩] જામે જમશેદ, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૬૦.

[૪] જામે જમશેદ, તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૬૦.

આએજ શાલમાં મુંબઈ મધે પણ જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનું ફંડ પંચાતનાં ફંડના તરસ્ટીઓએ ઊભું કર્યાથી તથા તેજ ફંડ મધેથી નવસારીનાં જરથોસ્તી રવાંનોને અવલમંજલ પોહચાડવાનો ખરચ ચલાવવાનું પણ નકી થયાથી, ઊપલાં મરહુમ બાઈ માણેકબાઈનાં નામથી ઊભાં થયલાં ફંડના રૂપીઆની તેનાં વ્યાજના વધારા સાથે મલી રૂ૩૫૦૦) ની સરકારી પ્રામીસરી નોટ શેઠો નાનાભાઈ બહેમનજી મકલાતવાલા અને જમશેદજી નશરવાનજી ટાટાએ લઈ તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૬૩ ને દીને મુંબઈની પારસી પંચાતનાં ફંડના તરસ્ટીઓ જોગ તેમનાં દફતરમાં અનામત રાખી વ્યાજ ઊપલાં ફંડ ખાતે વાપરવાની સરતથી આપી હતી.

[૫] શેઠ શાવકશાહ ધનજીભાઈ બનાજીના બાવા.

[૬] જામે જમશેદ, તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૬૦.

તા० ૨૩ મી ફેબરવારી.

શેઠ નવરોજજી બેહરામજી પારખને એડાનાં હજુર ડેપ્યુટી કલેક્ટર અને માજીસ્ટ્રેટ નેમ્યા હતા.[૧]

તા० ૨૪ મી ફેબરવારી.

રોજ ૩ માહ ૬ (શે०) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—હોરમજજી રતનજી દુબાશ[૨]—ઉમર વર્ષ ૩૬) શેઠ રતનજી બહમનજી દુબાશના વડા દીકરા. એવણ ઈ० स० १८४६ થીતે પોતાનાં મરણ સુધી "પી. એન્ડ ઓ. કંપની" નાં મુંબાઈ ખાતેના દુબાશનું કામ ચલાવતા હતા.

તા० ૨૬ મી ફેબરવારી.

આજ દીને મરહુમ શેઠ હોરમજજી રતનજી દુબાશનાં ઉઠમણાંમાં તેમનાં ભાઈ શેઠ દીનશાહ રતનજી દુબાશ તથા ઓશીઓએ મલી રૂ૬૦૫) પરચુટણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૩]

તા० ૧ લી મારચ.

અતરેની કોમિશનોની બાડજ "રાઈઝીંગ સ્ટાર" ના આએ વર્ષના "વરશીપફુલ માસ્ટર" તરીકે ડાકટર અરદેસર જમશેદજી ભાજીવાલાને ખુરશીનશીન કરવાની ક્રિઆ આજ દીને થાઈ હતી.[૪]

તા० ૧૯ મી મારચ.

આએ વર્ષની અપરાધીઓની છાંડણ કરનારી પેહલીવારની શેશન આજ દીને શુપરીમ કોરટમાં ચીફ-જસટીસ સર માથ્યુ સાસની હજુરમાં ભરાઈ હતી. નીચલા પારસીઓ ગ્રાંડ જુરીમાં બેઠા હતા[૫]:—

શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજી, ફરામજી નશરવાંનજી પટેલ, રૂસતમજી રતનજી વાડીઆ, શેરાબજી પેશતનજી ફરામજી.

તા० ૨૪ મી મારચ.

અતરેનાં સરકારી "લા-કલાસ" માંથી પસાર થયલા પાંચ વિદ્યાર્થીઓને ડાએરેકટર ઑફ પબલીક ઇનિસ્ત્રકશને પોલીસ કોરટમાં વકીલનું કામ ચલાવવાની સનદ આપી હતી, જેઓમાં એક પારસી—શેઠ નશરવાંનજી નવરોજજી (પલીડર) હતા.[૬]

તા० ૨૮ મી મારચ.

ઓરીએનટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપનીનાં ભાગીદારોની આજ દીને મલેલી સભામાં ચેરનશીન શેઠ કાવશજી જાંગીરજી રેડીમનીએ દરખાસ્ત કરવાથી અને તેને શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ ટેકો આપવાથી એવો ઠેરાવ થયો હતો કે "આએ કારખાનું ઉભું કરવામાં તથા તેને હાલની હાલતમાં લાવવાને મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટે જે મોટી મેહનત કીધી છે તેથી તેવોની યાદગારી કાએમ રાખવાને એ કારખાંનાં મધે તે મરહુમ શેઠનું એક બાહવલું રૂ૧૦૦૦૦) ખરચીને ઇંગલાંડથી મંગાવવું."[૭]

તા० ૨૫ મી મારચ.

રોજ ૩ માહ ૭ (શે०) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ રતનબાઈ તે શેઠ રતનજી જમશેદજી જશાંવાલાનાં ધણીઆંની તથા શેઠ જાંગીરજી ફરામજી જશાંવાલાનાં બેઠીનાં ઉઠમણાંમાં તેમનાં ઓશીઓએ રૂ૧૨૫૦) પરચુટણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[૮]

---

૧ બોમ્બે ગવરમેંટ ગેઝેટ, ૨૩ મી ફેબરવારી ૧૮૬૦.

૨ એવણના એક ભાઈ મરહુમ શેઠ એદલજી રતનજી દુબાશ પણ એમની સાથેજ શામેલ હતા.

૩ મુંબાઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૬ તથા ઇરાંન દેશનાં ગરીબ જરથોશતીઓની હાલત સુધારનારી મંડલીનાં ૧૮૫૯—૬૧, અને નાવારેસ ઇરાંનીઓ, મુલ્લાં ફીરોજ મદરેસા, જરથોસ્તી છોકરીઓની નિશાલ મંડળી, તથા ઢોરનાં ધર્મનાં દવાખાનાંનાં ઇસવી ૧૮૬૦ નાં હીસાબની ચોપડીઓ.

૪ બોમ્બે ગેઝેટ, તા० ૫ મી મારચ ૧૮૬૦.

૫ બોમ્બે ટાઇમસ એન્ડ સ્ટાનડરડ, તા० ૨૦ મી મારચ ૧૮૬૦.

૬ બોમ્બે ગેઝેટ, તા० ૨૪ મી મારચ ૧૮૬૦.

૭ રાસ્ત ગોફતાર, તા० ૧૫ મી આપરેલ ૧૮૬૦. એ ઠેરાવ મુજબ મરહુમ શેઠ માણેકજીનું બાહવલું સંગેમરમરનાં આખાં ઊભેલાં કદનું ઇંગલાંડથી બનાવી મંગાવી તે એ કારખાંનાંમાં દાખલ થતાંજ દરવાજામાં ગોઠવ્યું છે, અને તેની હેઠલનાં તખ્ત ઊપર નીચે મુજબ લેખ કોતરેલો છે:—

MANOCKJEE NUSSERWANJEE PETIT Esqr.
A tribute of respect and esteem
by the
Shareholders of the
ORIENTAL SPINNING AND WEAVING COMPANY
for their late Chairman.
DIED 21st May 1859.

૮ જામે જમશેદ, તા० ૨૬ મી મારચ ૧૮૬૦.

તા૦ ૨૮ મી મારચ.

શેઠ રૂસતમજી કાવશજી સુરતીએ "જાબુલી રૂશતમ" નું નામ રાખી "શાધારણ કવીતા" નામનું કેટલીક આબદારી જોડેલી કવેતાનું એક પુસ્તક રચી પ્રગટ કીધું હતું.[1] એ પુસ્તક શેઠ ધનજીભાઈ ફરામજી પટેલને અર્પણ કરવામાં આવ્યું હતું.

તા૦ ૨૯ મી મારચ.

રોજ ૭ માહ ૭ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને નવસારી મધે દસતુરજીનાં મોહલામાં બાઈ નવાજબાઈ તે મરહુમ મોબેદ નશરવાંનજી જામાસપજી સંજાણાની બેટી તથા આ૦ જમશેદજી નશરવાંનજી ઉદવારીવાલાનાં ધણીઆંનીએ એક નશાખાંનું બંધાવી અંજુમનને વાપરવાને ખોલ્લું મુક્યું હતું.[2]

તા૦ ૧ લી આપરેલ.

રોજ ૧૦ માહ ૭ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—મેહરવાંનજી ફરદુનજી પોસટવાલા[3]—ઉમર વર્ષ ૬૧) આ૦ ફરદુનજી એદલજી ગોરાના દીકરા. એવણ ઈ૦ સ૦ ૧૮૨૨ થી મુંબઈ મધે ગામટી ડાક, એટલેકે ગામેગામ પોતાનાં આડતીઆ રાખી તેમની મારફતે લોકોનાં કાગજ પત્રો, નાણાં, હુંડી, વગેરે પોંહચતાં કરવાનો ધંધો ચલાવતા હતા. આ માટે એવણે ઘણે ઠેકાણે મુસાફરીઓ કીધી હતી.

તા૦ ૨ જી આપરેલ.

મુંબઈની યુનીવરસીટીની આએ શાલની "મેટરીક્યુલેશન" ની પરીક્ષામાં ૧૨ હિંદુ અને નીચલા બે પારસીઓ પસાર થયા હતા[4] :—

શેઠ અરદેશર પેશતનજી શેઠના.

શેઠ ફરામજી શોરાબજી બરૂચા.

તા૦ ૪ થી આપરેલ.

રોજ ૧૩ માહ ૮ (આ૦) ૧૨૨૯ યજદજરદી.

આજ દીને મરહુમ બાઈ આવાંબાઈ તે શેઠ ધનજીભાઈ જીવાજી ઢાંડીની દીકરીનાં ઉઠમણાંમાં તેમનાં ફુઈ બાઈ હમાંબાઈ તથા ફુવા શેઠ હોરમજજી રતનજી બનાજીએ રૂ૧૧૩૦) તથા બીજાં એશીઓએ રૂ૩૪૫) મલી રૂ૧૪૭૫) પરચુરણ ધર્મખાતાંઓમાં આપ્યા હતા.[5]

---

૧ "શાધારણ કવીતા. બનાવનાર, "જાબુલી રૂશતમ" મુંબઈ, બાંમે જમશેદ છાપાખાનાંમો હોરમજજી દાદાભાઈ પરીંટરે છાપીઉં છે. ઈસવી શને ૧૮૬૦."

૨ આ નશાખાંનાંમાં નીચે મુજબની તખ્તી મારેલીછે :
"બાઈ નવાજબાઈ તે બેહેશતનશીન મોબેદ નશ-
"રવાંનજી જામાસપજીની છોકરીએ પોતાની ગીરેથી આએ
"નશાખાંનું બંધાવીને દસતુરજીને મોલેનાં મોબેદ તથા
"બેહદીનોને શવાબીન કીધું. શવંત ૧૯૧૬ નાં રોજ ૭
"માહ ૭ શને ૧૨૨૯ યજદજરદી."

૩ મરહુમ શેઠ નવરોજજી મેહરવાંનજી પોસટવાલાનાં બાવા. એવણના એક ભાઈ શેઠ પેશતનજી ફરદુનજી ગોરા (કલકતાવાલા શેઠ કાવશજી પેશતનજી ગોરાના બાવા) પણ પોતાના ભાઈની સાથેજ ડાકના ધંધામાં શામેલ હતા.

૪ બોમ્બે ગેઝેટ, તા૦ ૩ જી આપરેલ ૧૮૬૦.

એલફીનસટન કાલેજના નીચલા પારસી વિદ્યાર્થીઓને આએ શાલ સ્કાલરશીપો મલી હતી :—

સીનીયર સ્કાલરશીપ—શેઠો હોરમજજી જાંગીરજી તાલેયારખાં, ધનજીભાઈ શાપુરજી બાટલીવાલા, ફરાંમજી બહમનજી માસટર, બરજોરજી ખરશેદજી સંજાણા.

જુનીયર સ્કાલરશીપ—શેઠો જમશેદજી માણેકજી કાકા, દીનશાહ એદલજી વાછા, હોરમજજી રતનજી સરાફ, અરદેસર ફરાંમજી ઘાસવાલા, બહમનજી શોરાબજી શેઠના, દાદાભાઈ ડોશાભાઈ કામાજી, કાવશજી એદલજી કાંગા, કેખશરૂ એદલજી મોદી.

એ ઉપરાંત ઈ૦ સ૦ ૧૮૫૯—૬૦ નાં ડાઅરેકટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશનના રીપોરટમાં ઉપલા મેટરીક્યુલેટ થયલા પેહલા પારસી શેઠ અરદેશર પેશતનજી શેઠનાનાં ગણિત શાસ્ત્રની પરીક્ષામાં આપેલા જવાબો વિષે લખેછે કે :—

Ardesir Pestonjee sent up the most scholarly answers, and is deserving of special mention. His paper throughout are annexed as a specimen of the best answers.

એજ શાલમાં ડાઅરેકટર ઑફ પબલીક ઇનસ્ટ્રકશન મી૦ હાવરડે "એલફીનસટન સ્કુલ પેપર" નામનું કેળવણી ખાતાંને લગતું એક માસીક ચોપાનીઉં એલફીનસટન ઇનસટીટીઉશનવાલા મી૦ સમીથ અને શેઠ અરદેસર ફરાંમજી મુસની મદદથી પરવરતાવવા માંડ્યું હતું, કે જે માટે તે ઉપલાજ રીપોરટમાં લખેછે કે :—

An educational monthly periodical has been started under the auspices of the Department, entitled the "Elphinstone School Paper," which contains articles on the theory and practice of teaching, examination questions and answers, educational intelligence, and general information. It is highly useful; and I have ordered it to be supplied to all our English schools, the masters of which are instructed to set the examination questions to their pupils. It now pays its expenses, and its circulation is increasing. I owe my best thanks to Mr. Smith and Mr. Ardaseer Framjee, of the Elphinstone Institution, for their zealous and disinterested exertions in connection with the paper.

એ ચોપાનીઉં થોડુંક સુધી એજ નામથી ચાલીઉં હતું, અને તે પછી બંધ પડી ઈ૦ સ૦ ૧૮૬૫ થી પાછું "એડયુકેશન રેકરડ" નાં નામથી આજસુધી પ્રગટ થાયછે.

૫ બાંમે જમશેદ, તા૦ ૧૦ મી આપરેલ ૧૮૬૦.

### તા૦ ૪ થી આપરેલ.

"મુંબઈની પારસીની પંચાએત આગલા દાહડા ઉપર કેહવા પાએઆ ઉપર હતી અને કેવી રીતે કારોબાર ચલાવતી હતી તથા પંચાએતનાં મેમબરો કેવી રીતે મુકરર કરેઆમાં આવતા હતા; અને હાલમાં પંચાએતનું કાંમ કીઆ શાહેબો ચલાવેછે તથા કઈ સતાથી અને કેવી રીતે ચલાવેછે; અને જરતોશતી અનજુમનનાં મતથી પંચાએતનાં મેમબરો ચુંટી કાહડીને બરોબર કાએદાસર નવી પંચાએત મુકરર કરવાની અગતછે" તે વિષેનો મુખતેસર ખોલાસો તથા "મુંબઈની પારસીની માજી પંચાએતે જરતોશતી ફેરકાનાં કાએદા તથા સુધારાને કીજે આગલા દાહાડા પર બાંધેલા રેગીઉલેશન એટલે જે કાએદા" નું એક ચોપાંનયું શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ "જરતોશતીઓનું ભલું ઈછનાર" એવાં નામથી દફતર આશકારા છાપાખાનાંમાં છપાવી બાહેર પાડયું હતું. એ ચોપાંનીઆનો પેહલો ભાગ શેઠ નવરોજજી ફરદુનજીએ લખ્યો હતો.[1]

### તા૦ ૫ મી આપરેલ.

સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈનસટીટીઉટના અધિકારીઓએ મુંબઈની પારસી પંચાતનાં અધિકારીઓ તરીકે શાહી કરી અતરેના આગેવાંન જરથોસતીઓની એક સભા આજ દીને ગોવાલીએ મરહુમ શેઠ માણેકજી નશરવાંનજી પીટીટની વાડીમાં પોતાની તરફથી "આપડી કોમનાં ધરગતુ કામ બાબે કેટલાએક ખોલાસો" વાંચી સંભલાવવાને બોલાવી હતી. તે મુજબ ઘણાક જરથોસ્તી ગ્રહસ્થો ત્યાં હાજર થયા હતા. સરનશીનની ખુરસી શેઠ બહમનજી હોરમજજી વાડીઆએ લીધા બાદ તેમની એજાતેમાસ ઉપરથી પંચાત તરફનો ખોલાસો શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈએ વાંચી સંભલાવ્યો. તેમાં જણાવ્યું હતું કે તા૦ ૧૩ મી મેએ ૧૮૫૮ થીતે તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૬૦ સુધી પંચાતના અધિકારીઓએ પારસીઓમાં રાહતવાત, સમજુતી, લેણદેણ, વગેરેનાં ૨૮૭ મુકદમાં ચુકવ્યા હતા. એ ઉપરાંત આએજ શાલનાં ફેબરવારી માસમાં એક નેઆતબાહર મેલેલા પારસીને ત્યાંનું વહમાંન દોખમે સુવાવવાનો અટકાવ કીધો તે બાબેનો, તેમજ મરહુમ શેઠ ફરાંમજી કાવશજી

[1] એજ ચોપાંનીઆંની પછી એક માસે શેઠ ખરશેદજી રૂસતમજી કામાજીએ તા૦ ૧૮ મી અકટોબર ૧૮૨૩ ને દીને મુંબઈની આગલી શમશાત પંચાતે લગન તથા મરણનાં ખરચનાં બંદોબસ્તો કીધા હતા તેનું એક જુદું ચોપાંનીઉં છપાવી પ્રગટ કીધું હતું.

બનાજીનાં દોખમાં ઉપર પંચાતની સત્તાછે[2] તે બાબેનો ખોલાસો કીધો હતો.

એ ખોલાસો વંચાયાબાદ શેઠ શોરાબજી શાપુરજી બંગાલીએ એક ભાષાણ કરી પંચાતનાં અધિકારીઓએ આજસુધી જે મેહનત લીધી તે માટે તેમને શાબાશી આપી, તથા હવેપછીનો પંચાતનો કારોબાર ચલાવવા માટે નીચે મુજબની એક દરખાસ્ત સભામાં રજુ કીધી :– "આએ સભા હેતું વીચારેછે કે મુંબઈની જરતોસતી અનજુમનની તરફથી અનજુમનનાં લોકોનાં મત અથવા કોલ લઈને એક નવી પંચાએત ઉભી કરવાની અતીઘણી અગતછે, અને એ કારણસર આએ સભા નેકનાંમ સર ખરશેદજી જમશેદજી જીજીભાઈ બારોનેટ, વાડીઆજી શેઠ બહમનજી હોરમજજી, વાડીઆજી શેઠ ખરશેદજી રૂસતમજી, શેઠ કાવસજી જાંગીરજી રેડીમની, શેઠ ખરશેદજી ફરદુનજી પારખ, શેઠ દીનશાહજી માણેકજી પીટીટ, શેઠ ડાધાભાઈ શોરાબજી મુનશી, શેઠ પેશતનજી જાંગીરજી તારાચંદ, શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ, શેઠ હીરજીભાઈ હોરમજજી શેઠના, અને શેઠ મેહરવાંનજી ફરાંમજી પાંડે એઓને નમનતાઈથી અરજ કરેછે કે તેઓએ કુરપા કરીને અતરે નવી પંચાએત ઉભી કરવાનાં કારણસર જેમ બને તેમ ઉતાવલેથી અનજુમનની એક જાહેર સભા બોલાવવી, અને એ શુભ કાંમ પાર પાડવાને કીજે તે સભામાં અનજુમનનાં મત લઈને થોડાએક આબરૂવાલા લાએક અને ચંચલ જરતોસતીઓની એક કમીટી ઠેરવવી, અને તે કમીટીને અસતેક નવી પંચાએત સંબંધી સઘલી ઘટતી ગોઠવણો કરવાનું કામ શોંપવું." આ દરખાસતને શેઠ ખુરશેદજી નોશરવાંનજી કામાજીએ ટેકો આપ્યો, પણ સરનશીને જણાવ્યું કે આએ સભા કોઈબી રીતની ભાંજઘડ, તકરાર, કે દરખાસ્ત પસાર કરવા બોલાવી નથી, માટે તે ઈાંયાં રજુ થાય નહિં, એમ કહી તે દરખાસ્ત મેલવા વગર સભા બરખાસ્ત થાઈ હતી.[3]

[2] મરહુમ શેઠ ફરાંમજી કાવશજી બનાજીનાં મરણ પછી તેમનાં સાહેબજાદાઓએ પોતાના બાવાએ બંધાવેલાં દોખમાં ઊપર પોતાની સત્તાછે એવો દાવો કીધો હતો, પણ તે કોઈ રીતે ચાલી શકયો નહિં, અને મરહુમ શેઠ ફરાંમજીનાં પોતાનાં લખાંણથીજ ઊપલા ખોલાસામાં બતાવ્યું હતું કે એ દોખમું પંચાતને હમતક સોંપેલું છે.

[3] રાસ્ત ગોફતાર, તા૦ ૮ મી આપરેલ ૧૮૬૦.

આએ સભાના અહેવાલનું અકાબરોની તરફથી "પારશીની પંચાએત તરફનો ખોલાશો" એવાં નામનું ચોપાંનીઉં છપાઈ પ્રગટ થયું હતું, તેના રદીઆ તરીકે એક પારસી ગ્રહસ્થે "જરતોસતી ટોલાનાં લોકોનો એક તાબેદાર" એવાં નામથી "અગીઆર પારસી ગહરસથો જેઓએ 'પારશીની પંચાએત તરફનો ખોલાશો' હેવાં નામથી એક ચોપાંનીઉં છપાવી પરગટ કીધુંછે, તેઓને આપેલા ૨૬ જવાબ" નામનું એક ચોપાંનીઉં તા૦ ૨૮ મી આપરેલ ૧૮૬૦ નાં રાસ્ત ગોફતાર સાથે મુફત વેંહચ્યું હતું.

વલાઓમાંથી "સર જમશેદજી જીજી-
." શેઠ મનચેરજી બેહરામજી કોહલાને

. એમ વિદ્યાર્થીઓને સ્કાલરશીપો આપી
ીમના છ પારસીઓ હતા:—

ીભજી હોરમજજી (ભુજવાલા) ને રૂ૧૫)
ાલરશીપ. (૨) ફરામજી શાપુરજીને રૂ૧૪)
ાલરશીપ. (૩) બરજોરજી બેહરામજી ડાકટ-
૮) ની કરનાક સ્કાલરશીપ. (૪) કેખશરૂ
વીકાજીને રૂ૧૫) ની કેરીશ સ્કાલરશીપ. (૫)
ાજી જાંગીરજી લાંમને રૂ૧૫) ની રીડ સ્કાલરશીપ.
ુતમજી નશરવાનજી ગોરીને રૂ૧૦) ની સરકારી
શીપ.

સેવેટ સરનશીને એક સુભાષીત ભાષાણ કરી સભા
ખારત કીધી હતી.[૧]

---

તા૦ ૧૭ મી આપરેલ.

રોજ ૨૬ માહ ૭ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—દસતુર ફરદુનજી દારાબજી જામાસપ આશાના—ઉમર વર્ષ ૬૦) દસતુર દારાબજી જમશેદજી જામાસપ આશાના દીકરા. એવણે ઈ૦ સ૦ ૧૮૨૧ માં મુંબઈ મધે એક શીળા છાપખાનું કાઢયું હતું, અને ૧૮૨૨ માં તે મધેથી "દીન હદીશ" નામની એક ફારસી કેતાબનો ગુજરાતીમાં તરજુમો બાહેર પાડયો હતો. ઈ૦ સ૦ ૧૮૨૭ માં મુંબઈ મધે ચાલેલી કબીશાની તકરારને દરમેઆંન શેહનશાહીઓની તરફથી "આપબારે કબીશ" નામનું શીળા છાપા પર દર અઠવાડીઆંનું એક વર્તમાન પત્ર પ્રગટ કરવા માંડયું હતું, અને તે આસરે બે વર્ષ સુધી ચાલુ રાખ્યું હતું. એ ઉપરાંત કેટલાક બાગાદારોની સાથે એવણ દેશાવરો ખાતે કાગળો તથા નાણાં મોકલવાનો "પોસ્ટ" ના ધંધો કરતા હતા, ઈ૦ સ૦ ૧૮૫૨ માં એવણે ફીરદોસીનાં શાહનામાંના થોડા ભાગનો ગુજરાતી એબારત તથા થોડા ભાગનો ગુજરાતી બેતામાં તરજુમો કરી પ્રગટ કર્યો હતો. વળી એજ શાલનાં સપટેમબર માસથી "ખમાને દીને જરતોશતી" નામનું એક માસીક ચોપાંનીઉં બે વર્ષ સુધી પરવરતાવીઉં હતું.

---

તા૦ ૨૧ મી આપરેલ.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ પોતાને મલેલા બારોનેટનાં એતાબના દરજજો વંશપરંપરા જાલવાએ એટલા માટે પોતાનો મજગાંમ કાસ્ટલનો બંગલો તથા

---

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૧૮ મી આપરેલ ૧૮૬૦.

ાી
ાને

---

હેલા,
ાતનજી
સતમજી
ાજી મન-

---

વર બુજોરગ
ાઇ બેરોનેટે
ાબેઓ હતા કે
જગા શાથે એ
ાપવું. લેકીન તે
ાશતે એ અગીઆ-
મશેદજી જીજીભાઇના
ાથી તે શાહેબે શીરદોશ
ખરશેદજી—રૂસતમજી
આએ મકાંનને તેવણના
ચારણા મુજબ બંધાવીને
ુમનના શાહેબોની હજુરમાં
ને ફરીથી તખતનશીન કરીને
ાંજુમનને વાપરવાનાં કારણશર
રોજ ૨૨ મો માહા ૭ મો
જરદી."

રૂ.૨૫૦૦૦૦૦) પચીસ લાખની રકમ
તરસટમાં આપી તેનાં દર વર્ષનાં વ્યા
એક લાખ તથા ઉપલો બંગલો પોતાને
તે ખેતાબ ઉતરે તેમને પેહડી દર પેહડી
સુધી આપવાનો બંદોબસ્ત કરવાને અતરે
પોતાની હેયાતીમાં લખ્યું હતું. તે ઉપરથી
એક ધારાનો ખરડો હિંદુસ્થાનના નામદાર
ધારા બાંધનારી સભાના મુંબઈ ઈલાકાના
હાનરેબલ મી૦ લીજે રજુ કીધો હતો, જે એ
સરેશતા પ્રમાણે ધારા સભામાં ત્રિજીવાર વંચાઈ
રહ્યો, અને ઈ૦ સ૦ ૧૮૬૦ નાં ૨૦ માં
નામે પસાર થયો હતો.[૧]

૧ બોમ્બે ગેઝેટ, તા૦ ૨ જી મેએ ૧૮૬૦.

એ ધારાનો ખરડો પેહલવેહલો તા૦ ૨૧ આગસ્ટ ૧૮૫૮ ને દીને હિંદુસ્થાનની ધારા બાંધનારી સભામાં હાનરેબલ મી૦ લીજે રજુ કીધો હતો. જે પછે તા૦ ૨૮ મી આગસ્ટ ૧૮૫૮ ને દીને જ્યારે તે સરેશતા પ્રમાણે ત્રિજીવાર કૌનસીલમાં વંચાવા માટે આયો ત્યારે હાનરેબલ મી૦ પીકાકે વાંધો લીધો કે એ ધારો તાજ સાથે અતલગનો સંબંધ રાખેછે માટે તે પસાર કરવાની હિંદુસ્થાનની ધારા બાંધનારી સભાને સત્તા નથી, કેમકે તેથી તાજના હકની વચ્ચે પડ્યા સરખું થઈ પડશે. એ મત સાથે કૌનસીલનો વાઈસ પ્રેસીડંટ એકમત થયો અને જણાવ્યું કે જ્યારે એ બાબદમાં શક ઉત્પન્ન થયોછે ત્યારેતો એ ખરડો ઈંગલાંડ ખાતે ફેંસલાને માટે મોકલવો. મી૦ લીજે જણાવ્યું કે એ ખરડો ઈંગલાંડ મોકલવામાં આવે તેની કસી અડચણ નથી, પણ તેમ કીધાથી તે પસાર કરવામાં ઘણી ઢીલ થાશે, અને સર જમશેદજી પોતે ઘણી જઈફીએ પોંહતાથી તેવણની મરજી એવીછે કે એ ધારો જેમ ઉતાવલે પસાર થાય તેમ વધારે સારૂં. એ પછી કેટલીક તકરારો થયા બાદ એ ખરડો ઈંગલાંડ મોકલવાનો ઠરાવ થયો હતો. એ બાદ ઈંગલાંડથી તેને માટે વડા પ્રધાનની મંજુરીઆત આયા બાદ પાછો તે તા૦ ૧૪ મી મેએ ૧૮૫૯ ને દીને કૌનસીલમાં રજુ કીધો હતો, પણ એ વખતે સર જમશેદજી મરણ પામેલા હોવાથી એ ખરડામાં કાંઈક ફેરફાર કરવા માટે તે બીજા બારોનેટ સર ખરશેદજી ઉપર તેમના વિચારને માટે મોકલી આપ્યો, અને તેમનાં તરફથી ઘટતા ફેરફાર સાથે તે પાછો આવ્યા બાદ તા૦ ૬ ઠી આગસ્ટ ૧૮૫૯ ને દીને તે કૌનસીલમાં પેહલીવાર વંચાઈ સીલેક્ટ કમીટીને સોંપવામાં આવ્યો હતો, જેને તેમાં કસો જાણવાજોગ ફેરફાર ન કરવાથી તે આજ દીને ઉપર મુજબ કૌનસીલમાં વંચાઈ પસાર થયો હતો. એ ધારાનું નામ નીચે મુજબ ઈંગ્રેજીમાં આપ્યું છે:—

ACT XX. OF 1860.

An Act for settling Promissory Notes of the Government of India producing an annual income of one lac of Rupees, and a Mansion-house and hereditaments called Mazagon Castle, in the Island of Bombay, late the property of Sir Jamsetjee Jejeebhoy, Baronet, deceased, so as to accompany and support the title and dignity of a Baronet lately conferred on him and the

ત
ના
પણ
તેનાં
બારોને
બાઈ"
મરણ પા
નું શાળી
એવી રીતે
હોય અને
પરણેલી એ
નું શાળીઆ
આંસું લેતી વ
ત્રીજાની વીધવા
રૂ.૫૦૦૦૦) નું શ
કારટલપર બારોનેટ
હક નથી. (૧૦)
અથવા મજગાંમ ક
પોતાની પાછલના ઉતર
રદબાતલ કરી શકાય નહિ
વીભાગના રેવીન્યુ કમીશન
તરેજરરના ઓહ્દા સરકાર ૧૨
ગવરનર ઈન કૌનસીલ તે વે
લઈ બીજા ગમે તે સરકારી
(૧૨) તરસટીઓની જોખમ
સ્તછે. (૧૩) સઘળી બા

ા

ાં

ુદા

ડી-

નજી દીવ-

તથા એશી-

ાપ્યા હતા.૪

ે ૧૮૬૦.

ાપરેલ ૧૮૬૦.

. પુગા તે વેળાએ
એરતેકખાલ લેવાને
નની સાથે શેઠ હોરમ-
ંગલામાં ગુજરયો હતો.

.જી, નશરવાંનજી, અને
.ાવા. એવણના વડા ભાઇ
ા (શેઠ દોરાબજી પહુમનજી
.ની હયાતીમાંજ મરણ પામ્યા
હેઠલ શેઠો નાનાભાઇ પેશતનજી
ડોશાભાઇ સાથે ભાગમાં મલબાર
રતા હતા.

ે મી મેએ ૧૮૬૦.

તા૦ ૩ જી મેએ.

ા અતરેના પોલીસ કોરટમાં ભરાયલી
.રિટમાં માજીસ્ટ્રેટની સાથે એક દેશી
ક શેઠ ખરશેદજી ફરદુનજી પારખ બીરા-

---

તા૦ ૩ જી મેએ.

રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાના
ીતાવાલી "વિકટોરીઆ ડીસ્પેનસરી" ઉઘાડે
આજ દીનથી નવસારી મધે પોતાને ખરચે એક
દવાખાનું ઉઘાડયું હતું, અને તેના તબીબ તરીકે
રથી ડાક્ટર રૂસતમજી હોરમજજી હાથીરામને તે
ક મોકલ્યા હતા.૬

---

તા૦ ૬ થી મેએ.

રોજ ૧૫ માહ ૮ (શે૦) ૧૨૨૯ યજદજરદી.

**મરણ**—અરદેસર હોરમજજી સંતાક—ઉમર વર્ષ ૬૨) શેઠ હોરમજજી ફરામજી સંતાકનાં વડા દીકરા. એવણ ઇ૦ સ૦ ૧૮૨૨ માં જયારથી અતરેની માશીઅરસ વીલ્યમ નીકલની કુંપનીની નામાંચી પેહડી ચાલુ થઇ ત્યારથી તેમાં પોતાનાં ભાઇ શેઠ પેશતનજીની સાથે ગોડાઉનકીપર તરીકે રહયા હતા, તથા "સ્ટેશનરી" અને બીજાં સરકારી કંત્રાકટો પણ ચલાવતા હતા. મેશરસ નીકલ કંપનીનો સંબંધ એવણે પોતાનાં મરણની એક વર્ષ આગમજ છોડયો હતા, જે વેળાએ ઉપલી કંપની તરફથી એક કીમતી ઘડીઆલ ઘરતા લેખ સાથે એવણને ભેટ મલ્યું હતું.૭ એ પછી એવણે પોતાના ભાઇની સાથે ઇંગલાંડનો વ્યાપાર કરવાનું શરૂ કીધું હતુ.

---

૫ બોમ્બે ગેઝેટ, તા૦ ૪ થી મેએ ૧૮૬૦.

૬ જામે જમશેદ, તા૦ ૪ મી મેએ ૧૮૬૦.

એ દવાખાનું ઇ૦ સ૦ ૧૮૬૨ માં નવસારી મધે મરહુમ સર જમશેદજીવાલી "વીકટોરીઆ ડીસ્પેનસરી" ઊઘડી ત્યાંસુધી શેઠ રૂસતમજીને ખરચે ચાલુ રહયું હતું, અને તે ઊપર એટલી મુદતમાં તેવણને રૂ૪૭૦૦) નો ખરચ થયો હતો.

૭ એ ઘડીઆલ ઊપર નીચલો લેખ કોતરેલોછે:—

To
SETT ARDASEER HORMUSJEE SUNTOOK
From
MESSRS. W. NICOL & Co.
On the termination of a connection extending over a period of 37 years and as a token of their esteem and regard.
1859.

આ ઘડીઆલ એવણના એક દીકરા શેઠ હોરમજજી અરદેસર સંતાક પાસે મોજુદછે.

તા૦ ૮ મી મેએ.

આજ દીને મરહૂમ શેઠ અર
સંતોકનાં ઉઠમણાંમાં તેમની પોતાની પુ
ત્રીઓએ મળી રૂ૧૩૫૦) ધર્મખાતાંઓમાં

---

તા૦ ૯ મી મેએ.

મુંબઈના નામદાર ગવરનર લારડ એ
પોતાના ઓહદાની મુદત પુરી થવાથી ઇંગલાંડ સ
હોવાથી તે નામદારે સારી રીતે ચલાવેલી હકુમત
તેનો ઉપકાર માનવા તથા તેની રાજનીતિની
વીછાંણવા માટે અતરેનાં રેહવાસીઓની એક જાહેર
બોલાવવાને ગઈ તા૦ ૫ મી મેએ મુંબઈના શે
કપટાંન એચ. આર. પારકર જોગ ૨૬ ઇંગ્રેજ, ૬ હિંદુ
૩ મુસલમાન, અને ૨૦ પારસી (સર ખરશેદજી જમ-
શેદજી જીજીભાઈ બારોનેટ, રુસતમજી જમશેદજી જીજી-
ભાઈ, શોરાબજી જમશેદજી જીજીભાઈ, કાવશજી જહાંગી-
રજી રેડીમની, મેહરાંમજી જીજીભાઈ, અરદેસર ખરશેદજી
દાદીશેઠ, નશરવાંનજી શોરાબજી જમશેદજી, ડોસાભાઈ
ફરાંમજી કરાકા, બહમનજી હોરમજજી વાડીઆ, ખરશે-
દજી ફરદુનજી પારખ, દીનશાહજી માણેકજી પીટીટ,
નાનાભાઈ મેહરાંમજી જીજીભાઈ, જીવાજી માણેકજી વાછા,
બહમનજી શોરાબજી જમશેદજી, શાપુરજી ધનજીભાઈ
બાટલીવાલા, બરજોરજી માણેકજી વાછા, દાદાભાઈ માણે-
કજી વાછા, દાદાભાઈ પેસતનજી નવસારીવાલા, રતનજી
જમશેદજી પારખ, દીનશાહજી જમશેદજી પારખ) ગ્રહ-
સ્થોએ એક રીકવીજીશન મોકલ્યું હતું, તે મુજબ આજ
દીને અતરેનાં ટાઉનહાલમાં એક જાહેર સભા મળી હતી.
સરનશીનની ખુરસી હાનરેબલ ડબલ્યુ. ઈ. ફ્રીઅરને
આપવા બાદ એવો ઠરાવ થયો કે "લારડ એલફીનસટને
મુંબઈના ગવરનર તરીકે જે ચાલાકી, કાબેલીઅત,
અને લાએકી ભરેલી રીતે ઓહદો બજાવ્યો તે માટે
અતરેની પ્રજાને ઘણો સંતોષ ઉપજે છે." એ પછી તે
નામદારને આપવા ધારેલું માનપત્ર બાહાલ રાખવા, તથા
આ દેશમાં તેની યાદગારી કાએમ રાખવાને એક ફંડ
ઉભું કરવાનાં ઠરાવો થયા હતા, અને તે માટે ૪૦ ઇંગ્રેજ,
૬ હિંદુ, ૩ મુસલમાન, ૨ યાહુદી, અને ૧૮ પારસી

---

૨ મુંબઈની પારસી પંચાતનાં ફંડની સવંત ૧૯૧૬
તથા ઇરાંન દેશની હાલત સુધારનારી મંડલી, નવસારી
મદરેસા, નાવારેસ ઇરાંનીઓ, મુલ્લાંફીરોજ મદરેસા,
જરતોશતી છોકરીઓની નીશાલ મંડલી અને થાંણાની
જરથોશતી અંજુમનનાં ફંડના જમાદજાવરદી ૧૨૨૯ અને
ઈ૦ સ૦ ૧૮૬૦ નાં હીસાબની ચોપડીઓ.

રૂ.
મા

(રૂ.૫૨
શોરાબ
રેડીમની
અને કાવ
અને બહમ
મેહરાંમજી ૯
અરદેસર તર
શેઠ. (રૂ૧૦૦
પટેલ, ધનજી
તારાચંદ, દાદા
નોશરવાંનજી કા
નજી ફરાંમજી ક.
લીમજી માણેકજી ૦
બરજોરજી માણેકજી
જમશેદજી પારખ. ૧
શાપુરજી ધનજીભાઇ બા.
કજી વાછા, અરદેસર ખર
નજી ફરાંમજી, મેહરવાંનજી
ની અંદરની રકમ.

ઉપલી રકમ મધેથી મ
આખાં કદનું બાવલું લંડન
જે. એચ. ફોલી પાસે કમીટીએ
૧૮૬૨ માં અતરેનાં ટાઉનહાલમાં
બાવલાંની સાંમે ઉભું "